

મહારાણા શ્રી નટવરસિંહજી-પોરબંદર
સકળ સૌરાષ્ટ્રના ભૂપ શણગાર છે,
પણ રાણા નટવર તણી રીત નોખી

# અર્પણ

સંપૂર્ણ સાદાઇ, સંપૂર્ણ ગૃહસ્થાઇ અને સંપૂર્ણ ત્યાગની ભાવના જેમના જીવનમાં સદૈવ ભરી છે, એ પોરબંદરના મહારાણા શ્રી નટવરસિંહજીને, આ 'કાગવાણી' ભાગ ત્રીજો અર્પણ કરતા હું એક પ્રકારનું ગૌરવ અનુભવું છું.

—કાગ



ભક્ત કવિશ્રી દુલાભાઇ ભાયાભાઈ કાગ

લઇ લેજે તારો તંબુર એકલો

## 'કાગવાણી'નો કારીગર



દુલા ભાયા કાગ—આ ૭ અક્ષરમાં સૌરાષ્ટ્રના એક ખમીરવંતા માનવીનું આખું નામ છપાયલું માત્ર વંચાતું નથી; પણ એમાંથી સંભળાય છે, કાળજુના સૌરાષ્ટ્રની સબળ અને સુકોમળ, મીઠી અને બુલંદ ને ભવ્ય અને ભાતીગર કવિતાનો હૈયાંને હલાવતો એક અજબ રણકાર.

દુલાભાઈ એટલે સૌરાષ્ટ્રના સુપ્રસિધ્ધ ચારણી સાહિત્યની એક સારીય સંસ્થા. દુલાભાઇ એટલે નકરી સજ્જનતાને વરેલી એક અણીશુદ્ધ કવિતા. દુલા કાગ એટલે સાધુતાની છાંટથી છંટાયલું એક ગૃહસ્થનું કલેવર. ભક્ત કવિ દુલાભાઇ એટલે લાલિત્યનો ગજરો, કલાનો કટકો, સુગંધનો ટુકડો ને માનવતામાં મળેલી સરસતાનો એક રમણીય ફુવારો.

હું દુલાભાઇનો આશક રહ્યો—પ્રથમ દર્શને જ ઘવાયલો અને એમના કંઠમાંથી સાંભળેલી પહેલી જ હલકથી પકડાઇ ગયેલો. પછી તો જીવ સાથે જીવ મેળવાઇ ગયો અને બે આખાં દિલ એક અટૂટ સ્નેહથી બંધાઇ ગયાં.

'કાગ વાણી'ના ત્રીજા ભાગની 'પ્રસ્તાવના લખવાનું કામ, મહિનાઓ પૂર્વે, દુલાભાઇ પાસેથી મેં, સામે ચડીને, માગ્યું હતું. સ્વ.

ઝવેરચંદ મેઘાણીએ ' દુલાભાઇની કાવ્યમોજ 'માં એક ફક્કડ ડોકિયું ૧૯૩૮માં કરેલું હતું, ' કાગ વાણી 'ના બીજા ભાગનું એ મેઘાણી–મધુ ચાખ્યા પછીથી એના સંબંધમાં કંઇક વધુ લખવાનો અંકુર મારા હૃદયમાં આજથી અગિયાર વરસો પૂર્વે ફૂટયો હતો. પણ હડસેલાતી જિંદગાનીના દૈહિક અદીઠ આંચકાથી એ ફૂટેલો અંકુર ઉગતામાં જ ઉતરડાઇ ગયો. પછી તો મહિનાઓ ગયા...વરસો ગયાં...અને જીવનનો આખો ક્રમ અણધારી રીતથી જ પલટાઇ રહ્યો.

અને ત્યાં તો, ' કાગ વાણી 'ના ત્રીજા ભાગના પ્રકાશનનો સમય પણ પાકી ગયો. ' કાગ વાણી 'ના ત્રીજા ભાગના ફરમાઓ છપાયેલા સામા પડ્યા છે. પણ તેની મોજ માણવાનું નસીબ હમણાં હાથમાં નથી. વિધિની વિચિત્રતા છે કે દુલાભાઇની કવિતાનું મૂલ્ય આંકવાનો પ્રયાસ કરવાનો અવસર જ્યારે સામે જ આળોટાઇ રહે છે ત્યારે તેને વધાવવાને ખપતું ' વખતનું કંકુ ' મને મળતું નથી ! આવી છે, માનવીની અફળાતી જિંદગાની !

પણ 'કાગવાણી'નો ત્રીજો ભાગ મેં કરવા ધારેલા મૂલ્યાંકન સિવાય પણ ભલે પ્રકટી રહે. દુલાભાઇની કાવ્ય સિરતાનું એક વધુ વહેણુ આપણા સાહિત્યનો શણગાર થશે અને મહાગુજરાતનાં કેટલાંય હૈયાં એને કાંઠે મીઠી મોજથી ફરતાં થશે.

'કામવાણી' ! ઓ 'કાગવાણી' ! તને વધાવનારા બે શબ્દ જ્યારે ઉભા ઉભાજ આલેખી રહું છું, ત્યારે માત્ર એટલું જ લખીને પૂરું કરું કે ગુજરાતી સાહિત્ય તારા ' વિશ્વકર્મા 'નું સદાય ઋણી હશે.

રાજકોટ :
તા. ૩ ૭ જુન ૧૯૪૯

શામળદાસ લક્ષ્મીદાસ ગાંધી

# આદિવચન



મેહુલાની રાહ જોતી ધગધગતી ધરતીમાં વર્ષાનું આગમન થાય એ વખતે મોરલો છડીદાર બની પોતાની કલા પૂર્ણ સ્વરૂપે પ્રગટાવે, એજ રીતે કોઇ અવતારી પુરુષ પાપમા ઘેરાયલી પૃથ્વીને પાટલે પધારી માનવજીવનના પ્રશ્નોને પોતાના કરી લેય, એ વખતે સાચો કવિ કલમ અને કંઠની કલાથી મૂંઝાયલા માનવજીવનને સાચે રસ્તે ચડવાની કલાના દર્શન કરાવે, એ કલા જોવાની તક જગતમાં વિરલ ગણાય છે.

ગાધીયુગની ઉષા ઉગી. એ ઉષાના દર્શને સાહિત્ય અને કલા જાગ્યાં. શરીર પર ભગવાં ન હોય એવા ભગવાં હૃદયોની મંડલીઓ જામી. નવા સંત મહંતોના અખાડા ઉભા થયા. માનવ ધર્મ અને દેશધર્મની દિક્ષા લેનાર કંઈક હૃદયો ચનગન્યા–માનવજાતીએ સંક્રાંતિકાળની પગથી-પર પગલાં માડયા.

કોઈપણ યુગમા કવિ અગ્રસ્થાને છે. સાચો કવિ એ કોઇપણ યુગનુ પરમ ધન છે. ગાધીયુગ એ તો લોકયુગ. એ યુગને હજારો અને લાખો હૈયામાં યુગને અનુસરતી ભાવના જગાવી શકે એવા કવિની અપેક્ષા જાગી.

ગાંધીનુ ગુજરાત જાગ્યુ. નવજીવનની નવશકિતએ લોકસમુહને

પોતાનો કર્યો અને નાના નાના નેસડાથી માડીને રાજમહેલો સુધી લોક કવિની વાણી સાભળવાની સાચી તમન્ના જાગી

નરસિંહ અને મીરા જેમ સર્વના છે, એવા 'સર્વના કવિ'ની યુગ રાહ જોઈ રહ્યો હતો

એ કવિ ગુજરાતને અજબ ગાધીયુગમા સાપડયા જેની કલમમા સાચી કવિતા ઉતરે છે, કવિતા જેને કંઈ આભૂષણો સજે છે, અને જેની વાણીમા એ કવિતા હજારો અને લાખો હૈયાને માનવજીવન જીવવાના રસાયણ આપી શકે છે—એવા કવિ ગુજરાતને—મહાગુજરાતને અને સમગ્ર હિંદને સાપડયા

એ કોઇ સામાન્ય કવિ નથી એ ચોમતા ગોઠવી તળાવના ઘાટ બાધનાર શબ્દોનો કસબી નથી એ તો ગંગોત્રીની કુદરતી ધારા છે હિમ ગીરીથી ઉતરી એ ગગા ધારા દેવપ્રયાગના સગમ સાધી લક્ષ્મણ ઝૂના આગળ થઇ હરદ્વારના આગણા પાવન કરે છે એ જ રીતે કવિની વાણી હરદ્વારની ગગાસરખી સોરઠની ધરતીમાથી નીકળી ગુજરાતને લીલોછમ કરી નવભારતને આગણે આગળ વધી રહી છે

નવભારતની રાષ્ટ્રભાષા હિંદી જ હોવી જોઇએ ભારત સ્વતત્ર થયુ. જગતે ભારતની ભવ્યતા ભૂતકાળમા અનુભવી છે એથીયે વિશેષ ભવ્ય ભારત જગત જોગે નવભારતની રચનામા ગુજરાતનો મુખ્ય હાથ છે એ ગુજરાતનો નવકવિ નવભારતને રાષ્ટ્રભાષામા સાચી કવિતા આપે એવી રચના ગાધીયુગમા થઈ અને એક સાચા સાહિત્યસ્વામી, સંત કવિ ગુજરાતને સાપડયા. ગુજરાત એ સત કવિની આજે નવભારતને ભેટ ધરે છે એ સત કવિ ભક્ત કવિ દુલા કાગ આજે ગુજરાની કવિ મડળમા અજોડ છે, અગ્રસ્થાને છે

એ કવિ છે, ભક્ત છે; એ વિદ્વાન છે, વિચારક છે; એ પંડિત છે, માનવતાના પૂજારી છે. કવિતાનાં શાસ્ત્ર એણે પચાવ્યાં છે. કવિતાની કામધેનુ એમને જીવન આંગણે સદાય ઉભી છે.

"રાયચુરાભાઈ! સાહિત્ય સભા તરફથી એક જાહેર વ્યાખ્યાનમાળા ગોઠવીએ છીએ" વડોદરા સાહિત્યસભાના મંત્રીએ મારી સમક્ષ વાત મૂકી.

"જરૂર ગોઠવો."

"દર અઠવાડિયે એક વ્યાખ્યાન, એવાં સાત ગોઠવ્યાં છે. આઠમું તમારૂં રાખ્યું છે, વિષય આપો."

મેં મારો વિષય આપ્યો. "જુવાન"

મંત્રી એ વિષય નક્કી કરી ગયા. બે દિવસ પછી એ પાછા આવ્યા અને પત્રિકાઓ છપાવવાની એમણે તૈયાર કરેલી; સામગ્રી મને બતાવી.

સાતે વ્યાખ્યાતાઓ ગુજરાતના સાક્ષરો અને કવિઓ વિષે બોલવાના હતા. એકનો વિષય હતો 'ગોવર્ધનરામ' તો બીજાનો હતો 'નાનાલાલ' એમ દરેક વકતાએ ગુજરાતનું ગૌરવ વધારનાર સરસ્વતીપુત્રોને પોતાના વિષય તરીકે પસંદ કર્યા હતા.

મેં સાહિત્યસભાના મંત્રી સામે જોયું અને સહેજ ગંભીર બની એમને કહ્યું "સહુ વકતાઓ ગુજરાતના સાક્ષરો અને કવિઓ વિષે બોલે અને હું 'જુવાન' એ વિષય પર બોલું એ મને ઠીક લાગતું નથી."

"પણ ઘણા ખરા મુખ્ય સાક્ષરો અને કવિઓ આવી ગયા.

ગોવર્ધનરામ, ગાંધીજી, મુનશી, નાનાલાલ, રમણભાઇ નિલકંઠ, આનંદશંકર ........'

" ઘણાખરા આની ગયા એ વાત સાચી પણ આજના કવિઓમાં જેમને સાચી કવિતા વરેલી છે એવા એક સાહિત્યસ્વામી મારા માટે બાકી રહ્યા છે. "

" એ કોણ ? " એ મંત્રીજીએ આતુરતાથી મારી સામે જોયું.

" કલ્પના કરો જોઇએ. કોણ હશે ? "

" હવે તો કોઇ નામ આ મહાન ધુરંધરો સાથે મૂકી શકાય એવું મને સુઝતું નથી. " મંત્રીજીએ પોતાની મૂંઝવણ રજૂ કરી.

" એ સર્વ ધુરંધરો પણ જેમને સાંભળવા આતુરતાથી કાન માંડે એવા કવિવર વિષે હું વ્યાખ્યાન આપીશ. " મેં સહેજ હસીને એ મંત્રીજીની જીજ્ઞાસાને જગાવવા પ્રયત્ન કર્યો.

" રાયચુરાભાઇ, એવા કવિ મને કોઈ દેખાતા નથી. "

" એટલે જ એ કવિવર વિષે હું બોલવા માગું છું-એ કવિવરનું નામ દુલાભાઈ કાગ "

" કવિ કાગ ?" મંત્રીજીની આંખો હર્ષથી નાચી ઉઠી.

" હા; આજના ગુજરાતમાં-કવિઓમાં જેની કોઇ જોડી નથી એવા એ અજોડ ભક્ત કવિ કાગ. "

મંત્રીજીએ વ્યાખ્યાનમાળામાં મારા વિષય તરીકે ' કવિ કાગ ' એ નામ મૂક્યું અને એ વ્યાખ્યાન સાંભળી- એક મિત્રે મને કહ્યું કે

આખીએ વ્યાખ્યાનમાળામાં કવિ કાગ વિષેનું તમારું વ્યાખ્યાન ખરેખર આજના ગુજરાતના એક જ્યોતિર્ધરની સાચી પીછાણ કરાવનારું હતું. તેમાંય તમે કવિ કાગના જે નવા દુહાઓ સમજાવ્યા એ.તો અજબ છે."

અને ખરેખર ગુજરાતે-મહાગુજરાતે કવિશ્રી કાગને ખૂબ પીછાણ્યા છે, સત્કાર્યા છે. પણ એ જીવતી કવિતા સમા કાગની વાણી સાંભળવા ગુજરાતની આતુરતાનું આજે માપ નીકળી શકતુંનથી.

'કવિ કાગ' એ નામ સાંભળતાં ગામડાંઓ અને શહેરો જીવતાં બને છે. હજારો આંખો કવિ જ્યાં જાય ત્યાં મંડાય છે. પોતાના રોજના વ્યવસાયમાંથી માનવી બે ઘડી મૂકિત મેળવતો હોય એમ કવિ કાગની વાણી સાંભળવા કાન માંડે છે. કવિ કાગને સાંભળવા એ જીવનનો એક અણમૂલો લ્હાવો છે, સહુ એ લ્હાવો લેવા તલસે છે.

કવિ કાગનો કંઠ જેમ અજોડ છે, કવિ કાગની હલક એ જેમ એમની પોતાની જ મોઘામૂલી મિલકત છે, એ જ સુજબ કવિ કાગની વાણી એ આજે ગુજરાતની સાચી કાવ્ય સમૃધ્ધિ છે.

ઓગણીસો પીસ્તાલીશની એ સાલ હતી. રાજરત્ન શેઠ નાનજીભાઇ કાલીદાસ મહેતા સાથે હું અને મારા મિત્ર ગઢવી મેરૂભા બદરી કેદારની તપોભૂમિનાં દર્શને ગયા હતા.

કેદારનાથમાં સૂર્યોદય સમયે અમે કેદારનાથના મંદિર પાછળ પીછવાઇ સમો બરફનો પહાડ જોયો. એ અદ્દભૂત દર્શન જીવનભર ભૂલાય તેમ નથી.

એ પહાડનું નામ સુમેરૂ. કાગભુશંડી અને રામાયણની કથામાં એ

ગોવર્ધનરામ, ગાંધીજી, મુનશી, નાનાલાલ, રમણભાઇ નિલકંઠ, આનંદશંકર .........'

"ઘણાખરા આવી ગયા એ વાત સાચી પણ આજના કવિઓમાં જેમને સાચી કવિતા વરેલી છે એવા એક સાહિત્યસ્વામી મારા માટે બાકી રહ્યા છે."

"એ કોણ ?" એ મંત્રીજીએ આતુરતાથી મારી સામે જોયું.

"કલ્પના કરો જોઇએ. કોણ હશે ?"

"હવે તો કોઇ નામ આ મહાન ધુરંધરો સાથે મૂકી શકાય એવું મને સૂઝતું નથી." મંત્રીજીએ પોતાની મૂંઝવણ રજૂ કરી.

"એ સર્વ ધુરંધરો પણ જેમને સાંભળવા આતુરતાથી કાન માંડે એવા કવિવર વિષે હું વ્યાખ્યાન આપીશ." મેં સહેજ હસીને એ મંત્રીજીની જીજ્ઞાસાને જગાવવા પ્રયત્ન કર્યો.

"રાવસુગભાન, એવા કવિ મને કોઈ દેખાતા નથી."

"એટલે જ એ કવિવર વિષે હું બોલવા માગું છું-એ કવિવરનું નામ દુલાભાઈ કાગ"

"કવિ કાગ ?" મંત્રીજીની આંખો હર્ષથી નાચી ઊઠી.

"હા; આજના ગુજરાતમા-કવિઓમાં જેની કોઇ જોડી નથી એવા એ અજોડ ભક્ત કવિ કાગ."

મંત્રીજીએ વ્યાખ્યાનમાળામાં મારા વિષય તરીકે 'કવિ કાગ' એ નામ મૂકયું અને એ વ્યાખ્યાન સાંભળી એક મિત્રે મને કહ્યું કે

ત્રીજો ભાગ પહેલી જ વખત બહાર પડે છે. એમાં કવિશ્રી કાગનાં આજ દિવસ સુધીનાં નવાં ગીત છે. એ એકેએક ગીત પર મિમાંસા કરવાને વિદ્વાનો લલચાય એવાં એ ગીત છે. એ એકેએક ગીત પોતાને કંઠે ઉતારવાને કવિવરો ને ગાયકગણો આતુરતા સેવે એવાં એ ગીત છે. એ ગેયતાની દષ્ટિએ, ઢાળની દષ્ટિયે લોકકંઠે અમર બની જાય એવાં ગીત છે.

'વાણિયો,' 'ચાકડો' 'ચુંદડી' અને એવા ઘણાય ગીતો તો લોકકંઠે વર્ષોથી ચડી ગયાં છે. એ ગીતોમા રાજકારણ છે, સમાજશાસ્ત્ર છે, માનવ-જીવનની મીમાસા છે, તત્ત્વજ્ઞાનની ઝીણવટ છે, પ્રભુની કચાની પીછાણ છે અને ભક્તહૃદયના તાણાવાણાથી વણાયલી મીઠી ભાવના છે.

આ ' કાગ વાણી ' ત્રીજા ભાગમાં કવિ કાગના સર્વ નવા દુહા મૂકાયા છે. એકે એક દુહો સંસ્કૃત સુભાષિતની સ્મૃતિ આપે તેવો પ્રાસાદિક છે. ચાર ચરણના એ એકેએક દુહામા કવિતાનુ સાચુ સર્જન થયું છે. એ દુહામા કવિ કાગની મૌલિકતાના દર્શન કરવા જેવાં છે.

હિમાલયની ગગા જેવી આ ' કાગ વાણી ' ગુજરાતને ગૃહે ગૃહે પહોંચશે એવી મારી ભાવના અને શ્રદ્ધા છે.

કવિ કાગ એ ગુજરાતનું જંગમતીર્થ છે. કવિ કાગ જેવા બહુશ્રુત વિદ્વાન લોકશિક્ષણના આ યુગમા દેશની સાચી મીંકત છે, એમ કહેતા હું હર્ષ અનુભવુ છું.

પંચવટી નાસિક,<br>અષાઢી એકાદશી<br>સંવત બે હજાર પાચ

ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

બરફનો પહાડ અમર બન્યો છે સૂર્યોદય વખતે એ સુમેરુના દર્શનની ભવ્યતાનો જોટો જગતમા નથી

ગાંધીયુગના સૂર્યોદય વખતે કવિ કાગના કવિ નયનો સાથે મારા નયન મળ્યા એ નયનોનુ પ્રથમ મિલન આવતા અનેક જન્મો સુધી નહિ ભૂલાય ' કવિતા કવિ નયન માલ, વિજળી જેમ ગગન માલ ' એ કવિ વાક્યોનો સાચો અનુભવ આ મિલનમા થયો.

' ઇસરા પરમેસરા ' – એ લોકવેણથી જે આજે અમર છે એ હરિરસના રચયિતા કવિ ઇસરદાનના અવતારનો દર્શન થયા હોય એવા ભાવ એ પ્રથમ મિલનમા જાગ્યા.

અને જેમ જેમ એ નયન, એ કંઠ અને એ હૃદય સાથે જોડાવવાના પ્રસગો સાપડતા ગયા તેમ તેમ એ ત્રિવેણી સંગમની ભવ્યતા માણવાની મને વધુ ને વધુ તક સાપડતી ગઇ

આજે એ ભવ્ય કવિના કંઠની પ્રસાદી મેળવવાનો જે હક્ક મને સાપડયો છે, એ પ્રભુની મારા પર મોગામા મોટી કૃપાનુ ફળ છે એમ હુ માનુ છુ

આ ભવ્ય કવિ વિષે વધુ શબ્દો મને મળી શકતા નથી પણ મારા દિલની એક વાત સાત શબ્દોમા કહુ તો એટલુ જ કહીશ કે કવિ કાગ એ સ્વતત્ર ભારતના વ્યાસ થવાની તાકાત ધરાવે છે

જે કાગવાણી પર આજે ગુજરાત–મહાગુજરાત મુગ્ધ છે, કવિ શ્રી કાગને કંઠે જે વાણી અમર બની છે, મારા મિત્ર ગ.ની મેરૂભાને કંઠે જે વાણી લાખો હૈયાને ડોલાવી રહી છે એ કાગવાણી પુસ્તક રૂપે બહાર આવે છે કાગવાણી ભાગ પહેલા–બીજાની તો નવી આવૃત્તિઓ થઇ ગઇ છે, આ

ત્રીજો ભાગ પહેલી જ વખત બહાર પડે છે. એમાં કવિશ્રી કાગનાં આજ દિવસ સુધીનાં નવાં ગીત છે. એ એકેએક ગીત પર મિમાંસા કરવાને વિદ્વાનો લલચાય એવાં એ ગીત છે. એ એકેએક ગીત પોતાને કંઠે ઉતારવાને કવિવરો ને ગાયકગણો આતુરતા સેવે એવાં એ ગીત છે. એ ગેયતાની દષ્ટિએ, ઢાળની દષ્ટિયે લોકકંઠે અમર બની જાય એવાં ગીત છે.

'ગાણિયો,' 'ચાકડો' 'ચુંદડી' અને એવાં ઘણાય ગીતો તો લોકકંઠે વર્ષોથી ચડી ગયાં છે. એ ગીતોમા રાજકારણ છે, સમાજશાસ્ત્ર છે, માનવ-જીવનની મીમાંસા છે; તત્ત્વજ્ઞાનની ગૂંથણી છે, પ્રભુની કલાની પીછાણ છે અને ભક્તહૃદયના તાણાવાણાથી વણાયલી મીઠી ભાવના છે.

આ ' કાગ વાણી ' ત્રીજા ભાગમાં કવિ કાગના સર્વ નવા દુહા મૂકાયા છે. એકે એક દુહો સંસ્કૃત સુભાષિતની સ્મૃતિ આપે તેવો પ્રાસાદિક છે. ચાર ચરણના એ એકેએક દુહામા કવિતાનું સાચું સર્જન થયું છે. એ દુહામાં કવિ કાગની મૌલિકતાના દર્શન કરવા જેવાં છે.

હિમાલયની ગંગા જેવી આ ' કાગ વાણી ' ગુજરાતને ગૃહે ગૃહે પહોંચશે એવી મારી ભાવના અને શ્રદ્ધા છે.

કવિ કાગ એ ગુજરાતનું જંગમતીર્થ છે. કવિ કાગ જેવા બહુશ્રુત વિદ્વાન લોકશિક્ષણના આ યુગમા દેશની સાચી મીલ્કત છે, એમ કહેતા હું હર્ષ અનુભવું છું.

પંચવટી નાસિક,<br>અષાઢી એકાદશી<br>સંવત બે હજાર પાંચ

ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

# પ્રસ્તાવના



કાગવાણી ભાગ ત્રીજો બહાર પડે છે. એનો આનંદ મને બાળકજન્મ જેટલો જ થાય છે અને તેમાં પણ વિશેષ ભાગે મોરસા (દોહા) છે. એ મારા આનંદનું મોટું કારણ છે. કાગવાણી ભાગ બીજો રાણપુરમાં છપાતો હતો. હું બોટાદ શ્રી મેઘાણીને ત્યાં રહેતો. ચોપડીનું મને ન ફાવે તેવું ગડમથનનું કામ એને માથે હતું. એક દિવસ મને એણે કહ્યું કે—કાગ ને પોતાને મ મોની થોડાક દુહા લખ

એ વખતે પચાસ જેટલા દોહા લખાયા પણ એની અંતરેચ્છા તો પાંચસો દોહાનું જ એક પુસ્તક બહાર પાડવાની હતી. એ તો ગયો અને એની ઈચ્છા મારા હૃદયમાં જાગતી અને ગુંજતી રહી પડી તો

દિન ગણતે માસ ગયા, વરસેં આતરીઆ,
સુરત ભૂલી સાંયના, નામે વિસરીઆ.

મેઘાણીની ચિતા પર દિવસોના ઉના અને ટાઢા પડદા પડી ગયા મહિનાઓ ગયા.

કાગ મહારાજનો વેગ વધ્યો નવા પ્રભાતના વાજિંત્રો વાગતા

લાગ્યાં. એમાં કોમળ અને કઠોર ધ્વનિઓનો અવાજ આવતો. સુંદરના અને ભયંકરતા મૂર્તિમંત થતી. આશા–નિરાશાનો ઝણકાર ઈસંભળાતો શ્રધ્ધા–અશ્રદ્ધાની ઘંટડી બોલતી. હર્ષ અને શોકની ઝાલર રણઝણતી. આ બધા સુરીલા અને બસુરા તાલને મેળવી કાળ મહારાજ આંસુ પાડતો હસતો હતો. વિરોધી સૂરોનો મેળ અને વિરોધી મેળની નોબત ને કુંવારે અવાજે દેશને આવરી લીધો હતો. સમસ્ત જગતને બાથમાં ભીડયું હતું. એ અનોહા અવાજે માનવીના માથામાં ભ્રમ ઉત્પન્ન કર્યો. માનવી માનવી ટળ્યો. વર્ણો ધર્મ ચૂકયા. ભૂતનો વળગાડ વળગ્યો. ખોટી ભુખ લાગી. એ ભૂખ ટાળવા સૌ કોઇએ બધા જ ધ ધાદારીઓએ પોતાના જ માંસનું ભક્ષણ કર્યું. એથી એની ભૂખ ન ટળી પણ વધતી જ ગઈ. કારણ કે એ તો વળગેલો ભૂત ખાઇ જતો હતો. આવો કાળ જ્યાં દેશ પર વ્યાપ્યો હોય, સૌ કોઇ ભાનભૂલા થઇ જતા હોય ત્યાં કવિ સાહિત્યકારનું શું ગજું ! અથવા એમ કહીએ તો ખોટુ નથી કે કવિઓને તો એ કાળબળની અસર સૌથી પહેલાં અને વધારે થાય. એનાં માથાં અને હૃદય નવીનતાને પહેલી આવકારે છે પછી તે સ્પૃસ્ય હોય કે અસ્પૃસ્ય. છેલ્લા પાંચકામાં મારી દશા પણ એજ હતી. છતાં હૃદયમા કોક બોલ્યા કરતું હતું અને એ શબ્દો બોલતું કે પાંચસો દોહા લખ.

આજે લખેલું કાલે જુદું પડે. આજે નજરે જોયેલો પુરૂષ વહેલી પ્રભાતે સ્ત્રી બની જાય. આજે દિસતો છત્રધારી કાલે પ્રજાજન બને. આજે કેદખાને પડેલા કેદીઓ બીજે દિવસે સત્તાધીશો બને, આજના ડાહ્યા સવારે ગાંડા બને. આજનો કવિ કાલે મૂર્ખતા પ્રાપ્ત કરે. આજનો પરાધીન કાલે સ્વતંત્રતાના શિખર પર ચડી ગગન સ્પર્શે. આવા ક્ષણે ક્ષણે થતા ફેરફારોમાં કાવ્યો શું, ગીતો શું, કથા શું અને વારતા શું એ તો સ્થિરતાનાં ઓરું છે. અને કાળથી અબાધિત છે. આવા સંયોગોના મંથનમાં પણ

દોહા લખ અને કાળ અબાધિત લખ, એ અંતરમાં એકેય મિત્ર મેઘાણીના જ અવાજે મને દોહા લખવા હાથમાં કલમ લેવરાવી. દોહા તો લખાયા પણ સાથે સાથે જેનાં ગીતો એ મારો જીવન વિષય છે એવા પૂ. મહાત્માજીનાં પ્રસંગોવશાત્ મારી સમજણનાં ગીતો લખાયાં, ભજનો લખાયાં. કેવળ મારા આત્માનંદને જ માટે.

ચારણ બોર્ડિંગ ફાળાને અંગે રાજરજવાડાએનો જાવરો આવરો વધ્યો. કાઠિયાવાડ ગુજરાત વગેરેના ઘણા ઘણા ગજા ઠાકોરો ગીરાસદારો વેપારીઓ ટૂંકામાં ધનવાનોનો સંસર્ગ વધ્યો. કારણ કે પૈસા માગવા એટલે પૈસાદાર પાસે જ જવું જોઈએ. સંન્યાસીઓ પાસે એ ન મળે.

પણ આ બધા દિવસોનું પર્યટન મીલન એમાં પડેલાં લખ્યું તેમ કાળનાં ચક્રો તો ફરતાં જ હતાં. જ્યાં જોઈએ ત્યાં રાજકીય વાતાવરણ. એ જ પ્રશ્નો એ જ ઉત્તરો, અને એ જ સૃષ્ટિ. સૌ કોઈના માથામાં કેર ચડેલો. (કવિઓને પણ) ફક્ત એ કેરથી રહિત બે મહારાજાઓ જોયા. સજ્જન જોયા. માનવી જોયા. ત્યાગી જોયા. અને રંતીદેવો જોયા. એ બે રાજાઓ કોણ? ભાવનગર અને પોરબંદર. કોઈને એમ ન લાગે કે હું ભાવનગરનો છું માટે હું પણ સાયકેરમાં લખું છું, પૂ. મહાત્માજીએ મહારાજ કૃષ્ણકુમારને મળીને કહ્યું કે— આવા રાજાને રાખવા એમ હું કહું છું. મહારાજ કૃષ્ણકુમાર એ માનવતાની અને ત્યાગવીરની પરાકાષ્ઠા છે. જ્યારે પોતે દિલ્હી પૂ. મહાત્માજીને મળીને ભાવનગર આવ્યા ત્યારે મેં પૂછ્યું કે– 'બાપુ! બધું યે આપી દીધું!' ત્યારે પોતે હસ્યા અને કહ્યું કે, 'આપવું ત્યારે અરધું શા માટે? હું તો પહેલેથી જ માનતો આવ્યો છું અને તમોને કહેતો આવ્યો છું કે ગોહિલવાડમાંથી મારા કરતાં પ્રજાને વધારે સુખ



હવે પ્રભુજી ક્યારે થશે હવે મોહનને મળવાનું !

કોઇ રત્નોના તરસ્યાની તૃષ્ણા ઓલવવા,
તું પાજે તારાં રૂધીર એકલો.

આપે એવા રાજા રાજ્ય ચલાવે અને પ્રજા વધારે સુખી થાય તો હું રાજી થાઉં. કોઈ ગોહિલ રાજાઓએ રાજ્ય કરવા ખાતર રાજ્ય કર્યું નથી. રાજ્યની પાછળ રાજા નથી. રાજાની પાછળ રાજ્ય છે. પડછાયા પાછળ માણસ નથી પણ માણસની પાછળ પડછાયો છે.' એ જ વખતે મેં ગીત લખ્યું કે :—

' કૃષ્ણ નૃપમંડળનો ગાંધી. '

છેલ્લાં ત્રણ વર્ષથી ભાવનગરના સંબંધને લઇ મહારાણા નટવરસિંહજી–પોરબંદરનો મને સહવાસ વધ્યો હતો. એમની સાથે મહિનો મહિનો દિવસ ગામડા ફર્યો. એનો પ્રજાભાવ, ગામડું કેવી રીતે સમૃદ્ધ બને એવો ગામડે ગામડે ઉપદેશ; ગામડાઓને ચા છોડાવવા આખાયે રાજકુટુંબે ચાને આપેલી તિલાંજલિ. ખાદીનો પહેરવેશ, એની ઉત્તમ મહેમાનદારી, કોઇને પણ ના કહેવાની એમની નબળાઇ, કામ અને ક્રોધથી અપરિચિતતા, ઉદારતા અને ત્યાગ–એ બધા ગુણો કદાચ કયાયે જોવામાં આવ્યા નથી. હમણાં જ્યારે રાજ્ય અને મિલકત મોરક સરકારને સોંપવાના હતા ત્યારે રૂપાની ચાલીસ પાટો ખાનગીમાં લઇ લેવા એક ભાઇ કાગળીઆ લઇ આવ્યા. વાંચ્યાં. હસ્યા. અને એ કાગળો મહારાણાશ્રીએ હસીને ચરડ ચરડ ચીરી નાખ્યા. કહ્યુ કે–હાથી આપ્યા પછી અંકુશનો લોભ શો ! અને ઘોડો આપ્યા પછી લગામનો મોહ શું !

ભલભલા માણસોને પણ ચાલી જતી સંપત્તિ અને સત્તા જ્યારે ચીયરાં ફડાવે છે, કાલે મારૂ શુ થશે એવા વિચારો ભાન ભૂલાવી કુટિલતાના કોઠા બેસારે છે, એમાથી રાખી શકાય એટલું કઈ રીતે રાખી લેવુ એ વમળોમાં એનુ અક્કલરૂપી વહાણ વમળે ચડે છે અને છેવટે ભિખ માગવા પણ તૈયાર થાય છે, એવી અગમ અને

અજીત મમતાને એકજ ક્ષણમાં કાંઈ પણ વિચાર કર્યા સિવાય પાસે ન આવવા દેવી એ ખરી ક્ષત્રીવટ છે.

ઘણા દિવસોના સહવાસ પછી મહારાણાશ્રીના મનમાં એ વિચારો ઘોળાયા કરતા હશે કે મારી કાંઈ પણ સેવા કરવી. પૈસાદારો મારા જેવા માણસની શી રીતે સેવા કરે? પૈસાથી જ. કાગવાણી ભાગ પહેલો અને બીજો એની સાતહજાર પ્રતો એવાર છપાઈ અને ખપી ગઈ. ત્રીજો ભાગ તૈયાર થઈ ગયો હતો. મારી ચોપડીઓ મહારાજશ્રી કૃષ્ણકુમારસિંહજી હરવખત છપાવતા. આ વખતે પણ ત્રણે ભાગ છપાવવાનું નક્કી થઈ ગયેલું.

એક દિવસ પોરબંદરમાં પોતાની ઈચ્છા થઈ કે ત્રીજો ભાગ પોતાને નામે પ્રગટ થાય. મારી એટલી સેવા કરવાના એ ત્યાગી રાજવીને કોડ થયા. સાથોસાથ પૂ. ગાંધીજી પ્રત્યે એમને બીજા બધા કરતાં લાગણી તો હોય જ, એ કાંઈ નવીન વાત નથી. એ મહાપુરૂષ પોરબંદરની ધરતીનો જ જાગેલો હતો. એનો મહારાણાશ્રીને ગર્વ હતો. એટલે ટોહા સાથે પૂ. મહાત્માજીનાં ગીતો તો હતાં જ. એ બધાં કારણોને લઈ આ ચોપડીની ૩૦૦૦ નકલ પોરબંદરના મહારાણાશ્રીએ પાંચહજારને ખર્ચે છપાવી આપી છે એ માટે હું તેઓશ્રીનો આભાર માનું છું.

લખ્યા વિના રહી શકતો નથી કે એ પિતા અને પુત્રની અજોડ જોડી શરીર અને પડછાયા જેવી છે. કોઈપણ રીતે પિતાનું અનુકરણ કરવા ના. યુવરાજશ્રી ઉદયભાણુ સાહેબની હરહંમેશ તૈયારી જોઈ છે. એમની જુવાન વયની અને પરદેશી ભણતરની એક તલમાત્ર એમનામાં અસર નથી. નિર્મળતા સાદાઈ સૌજન્યતા અને હસમુખાપણું એમના ખાસ ગુણો છે. સાથોસાથ એમનું નર્યું રમુજીપણું જીવનભર વિસરી



ધ્રાંગધ્રાના યુવરાજશ્રી ઉદયભાણસિંહજી

ન શકાય તેવું છે. હું તો ચારણ રહ્યો એટલે મારે આશીર્વાદ સિવાય એ પુનીત પિતા અને પુત્રને શું આપવાનું હોય ?

આ પ્રસ્તાવના પૂરી કરતા પહેલાં મારે કહેવું જોઇએ કે પોતાના અનેકગણા વ્યવસાયમાંથી પણ 'વખતનું કંકુ' લઈ 'કાગવાણી'ના સ્વરૂપની પિછાણ આપવા પોતે જે પ્રેમ અને આદર બતાવ્યાં છે એ માટે શ્રી. સામળદાસ લક્ષ્મીદાસ ગાંધીનો હું ખાસ ઋણી છું.

મજાદર,
અષાઢી પૂર્ણિમા,
સં. ૨૦૦૫

કાગ

# પ્રાર્થના

યોગમાયાના ચારણો પુત્ર છે. એ મહામાયા સરસ્વતી જેની જીભે વસી છે એ માનો આ ભાવ છે. સાપોલી ગામે માતાજી વીપળી (ચામુંડ)નું સ્થાન છે. એમની આગળ વિનંતી રૂપે પ્રાર્થના છે કે " હે—મા !

૧

[ માડી તારો બેટડો આવે એ રાગ ]

માડી હું એટલું માગું પાયે તોય વિપળી લાગું,
ધામ ધરાસર ઓરડા તારા ઠાકર વાળા ઠામ,
હેઠે હાલ્યાં જાય વસનીવાળાં ચારણો કેરાં ગામ—૧

કુંઢીઆં ટોળા પેનું હિલોળા ઘરના ગોધા દાર,
ઘોડા ઘોડારે જાતવંતા માડી ઠણે ભર્યો કોઠાર—૨

પારકાં છોરૂ બેન બેટી કોઇ અણખપ્યાં નો ખાય,
લાખું રૂપૈયે કોઇ દી ચારણ લાંચે નો લલચાય—૩

ઉજળે મોઢે ઓરડા સૌને ડેલીએ બેસક થાય,
આભથી ઉંચા બાપદાદાનાં ગીત કવેશ્વર ગાય—૪

ઘરઘાતું અળસાવજે અંબા કકૂરા કાળા કેર,
નેહ વધે આખી નાતમાં રે સહુ વિસરે જુના વેર—૫

દેજે ઘરોઘર ધીડીયું માડી મોણીએ નાગલ માય,
સાચ ઉપાસક ચારણ્યુંથી મોટા ભુપતિ ભેચક ખાય—૬

આંટવાળા મોટા ભુપને આંગણે વણતેડયા નવ જાય,
ગુણ જુઠા નવ ગાય ભઈ ચારણ ખોલી ભાંખી નવ ખાય—૭

ચારણો સહુ સરસ્વતીને સેવે ગીત રામાયણ ગાય,
સવળી જીભે બેસજે ચંડી, વૈખરી વાણી જાય—૮

આંગણે માગણ માગવા આવે કોઈ નિરાશી ન જાય,
પેટ કારણ મોટા ભુપને ચારણ જાચવા કોયે ન જાય—૯

હોય શુના કોઇ નાતરા રે માડી ચારણો કેરે ભાગ,
સૌને છોડી મેલજે અંબા હું એકલો ભોગવું કાગ—૧૦

સાથોલી તા ૧૨ ૭-૪૯

# કાગવાણી

## ભાગ ત્રીજો

○○

અનુક્રમ

# કાગવાણી

## ભાગ ત્રીજો

અમારા ગામમાં બાવળ સિવાય બીજાં ઝાડ બહુજ ઓછાં થાય છે. એક દિવસ મારા વાડામાં બાવળ હેઠે હું બેઠો હતો. થોડેક દૂર છાણનો ઉકરડો હતો. તે પરથી પ્રથમ દુહો લખાયો તેઃ

[૧]

જણ કો પાસ ન જાયઃ ઉકરડો આઘો ઠરે,
પણઃ એના ગુણ ગવાયઃ જે દીઃ કરસડ પાકે કાગડા.

રેણાકના ઘરથી તથા બેસવા ઉઠવાના સ્થાનથી ઉકરડાને સૌ આઘો રાખે છે કારણ કે છાણ વાસીદાનો ઢગલો અથવા ખાડ તેમાથી દુર્ગંધ આવે છે અને તે ખાતરનો ઉકરડો આંખને જોવો પણ ગમતો નથી. તેની પાસે બેસવા તો કોણ જાય ? અથવા સામું પણ શું કરવા જુવે ? એજ ઉકરડાનું ખાતર જ્યારે ખેતરમાં પડે છે અને તેના ફાયદાથી કરસડા-ડુંડા કે થડ જ્યારે બહુ જ સારા પાકે છે ત્યારે તેના ગુણને સૌ કોઇ સંભારે છે

ઉકરડાના દુહા પછી જે બાવળને છાંયે હું બેઠો હતો તેમના ગુણદોષનો પણ દુહો થયો.

[ ૨ ]

શીળો સારો હોય તો, બાવળનેય બેસાય;
પણ શૂળ નો સંઘરાય, ફાંટી ભરીને કાગડા

પોતાને ઉપયોગી થાય એવું કંઈ ઝાડ પાસે ન હોય અને બાવળ જ હોય વળી તેનો છાંયો પણ ઘાટો હોય તો તે બાવળને છાંયે સુખેથી બેસાય છે પણ તેને છાંયે બેઠા માટે તેના કાંટાનો ફાંટી ભરીને ઘરમાં સંગ્રહ ન થાય. કોઈ વસ્તુનો ગુણ હોય તેનો ઉપયોગ કરવો. પણ તેની જ સાથે રહેલી અવગુણકારક અથવા નકામી વસ્તુ પર મોહ ન રાખવો.

[ ૩ ]

પોતાના બાવળ પરે, મીઠી મીટું રાખ;
એના કાંટા કાઢી નાખ, તારા કેડામાંથી કાગડા

પોતાનો જ બાવળ હોય તેની સારી રીતે સંભાળ રાખવી કે એને કાપી ન જાય કેઈ હાતળું પણ એની ડાળખીઉં ન ભાંગી જાય. નાનો હોય તો માલઢોર એને ઘસીને પાડી ન નાખે—એટલે કે બધી રીતે એની નજર રાખવી પણ એના પગમાં વાગે એવા નીચે ખરી પડેલા કાંટા હોય અને તે આપણા રસ્તામાં હોય તો તેને ફેંકી દેવા.

નીચેના દુહા માના છે. મારાં માતુશ્રી ત્રણ માસની બીમારી ભોગવી ૧૯૯૭ના પોષ સુદ પુનમે ગુજરી ગયાં ત્યારપછી આ દુહા બન્યા છે.

[ ૪ ]

ગીયાં માંસ ગળ્યે, તો હાડે હેવાયાં કરે,
એ માતા જાય મર્યે, એને કેમ વિસરીએ કાગડા.

નાનપણથી જ બાળકને ધવરાવી ધવરાવી એના માંસ તો ગળી ગયા હોય છે છતા છોરૂને માટે એના હાડકા પણ તૈયાર હોય છે. વૃદ્ધ માતા હોય છતા એનું શરીર ચાલે ત્યા સુધી છોરૂને કંઈ કામ કરવા દેતી નથી એની આડેથી પોતે જ કરે છે જુવાન છોરૂ બીમાર હોય છે ત્યારે માતા પોતાનુ મહાણ ભુલી જઇ નાના નોકરની પેઠે છોરૂની સારવાર કરે છે અને એ સારવારમા એનું ખાવુ પીવુ, સુવુ વગેરે ચોકસ ભૂલી જાય છે. આવી જે મા-બાપે મરી જાય પણ એ માની પ્રતિમા-મુર્તિ અને ઉપકાર, એ છેવટ સુધી કેમ ભુલાય ?

[ ૫ ]

પીધે ન છોરૂને, લડથડીઆં અંગડાં લીએ,
મરતાં તગ માને, કેમ વિસરીએ કાગડા

ઘડપણને લઇને એના અંગેઅંગ જર્જરીભૂત થઇ ગયા હોય, હાલતા ચાલતા પગ લડથડતા હોય, શરીર આખે કંપ હોય, હાડકાનુ ખોખું જ રહ્યુ હોય, છતા પણ પોતાથી થઇ શકે તેવુ કોઈ કામ છોરૂને કહેતી નથી એવી જે મા તેના ઉપકાર, એ મરણ પર્યંત કેમ ભૂલી શકાય ?

[ ૬ ]

પંડમાં પીડ ઘણી, સાંતીને હસતી સદા,
માયા માત તણી, કેમ વિસરીએ કાગડા

તેના શરીરમાં ઘણી પીડા હોય, માંદગી હોય, દેવાના કેટલાક દુઃખો હોય, પણ છોરૂ જ્યારે માના ખબર પૂછે ત્યારે મા તો હસતું મોં રાખીને હસીને મને કાંઈયે નથી એવો જવાબ આપે. પોતાની અપાર વ્યાધિને પેટને તળીએ દાબી દે. કારણ કે પોતાના દુઃખની ખબર પડે તો છોરૂ દુઃખી થાય આથી છોરૂ પર સ્વાભાવિક મમતાવાળી જે મા એને કદીએ કેમ વીસરી શકાય ?

[ ૭ ]

કુટુંબ કલેશ અપાર, દીધા ન પુતરને કદી.
એવાં ઝેર જીરવણહાર, કેમ વીસરીએ કાગડા

કુટુંબ હોય ત્યાં ઝીણા મોટા ઘણા કલેશો પણ હોય છે, ઘર વેવારના ઘણા દુઃખ પણ હોય છે આમ અમતરેથી દીકરો ઘેર આવી માને બધા સમાચાર પુછે ત્યારે મા તો બધા કલેશને વાટી ઘોળી પી જાય અને દીકરાને કોઈની સાથે દુઃખ થાય એવી વાત જ ન કરે એ બધા નાના મોટા કલેશ રૂપી જે ઝેર તેને શંકરની માફક કોઠામાં ઝીરવી જનારી એવી જે મા તેની એ મોટપને મરતા સુધી કેમ ભૂલી શકાય

[ ૮ ]

જમ જડાફા ખાય, મોતે નાળ્યું માડીયું;
તોય છોરૂની ચિંતા થાય, એને કેમ વિસરીએ કાગડા

શરીરે મરણ કાળના ચિન્હો થતા હોય, જીવને અને જમને વાદ ચાલતો

હોય. શરીર રૂપી કીલ્લો ભાંગવા કાળ મહારાજે મહારોગ અને વ્યાધીઓની તોપો તૈયાર કરી હોય, અનંત વેદનામાં પોતાના દેહનું પણ ભાન રહેતું ન હોય, એવી સ્થિતિમાં પડેલી જે મા, તેને છોરૂના થોડા પણ દુઃખની ખબર પડે કે તુરત એના ખબર પૂછવા ખાટલામાં બેઠી થઇ જાય, છોરૂના રજ જેટલા દુઃખની આગળ પોતાનું મેરૂ જેટલું દુઃખ પણ ન ગણે એવી એક અખંડ સ્નેહવાળી જે મા, તેને કેમ ભૂલી શકાય.

[ ૯ ]

ધમણે શ્વાસ ધમાય; ઘટડામાં ઘોડાં ફરે;<br>
તોયઃ છોરૂની ચિંતા થાય; એને કેમ વિસરીએ કાગડા.

અંતઃકાળની વ્યાધીથી જેનો શ્વાસ રૂંધાતો હોય, આત્મા આકુળ વ્યાકુળ થતો હોય, કાળજું ફફડી ઉઠયું હોય, જેમ છાતીમાં કોઇ ઘોડા ઘોડવતું હોય, કે કાળ મહારાજની સ્વારીએ મરજાદા મૂકીને હૃદયગઢને ઘેરી લીધો હોય, નાડી તુટતી સંધાતી હોય એ બધી પીડામાં દેહનું ભાન પણ ન રહ્યું હોય એવી સ્થિતિમાં પોતાનું છોરૂ દુઃખી છે એવી ખબર પડે તો પોતાનાં બધાં દુઃખને ભૂલી જઇ છોરૂને સુખી ઇચ્છનાર એવી જે મા તેને કેમ ભૂલાય.

[ ૧૦ ]

તો અંગ અધળા તાવ; પુતર તળ પુછે નઈ;<br>
પણ: ભાળ્યો ન બીજો ભાવ; એને કેમ વિસરીએ કાગડા.

મરણ પથારીએ સૂતેલી જે મા, રાત દિવસ જેનો તાવ સોડું ભરે તો ઉનું થઇ જાય એવો ભયંકર આવતો હોય, હાથપગમાં ત્રોડ થતી હોય આવી અંતકાળની સ્થિતિમાં પણ દીકરો તે માના ખબર પણ પૂછતો નથી, દવા દારૂ પણ કરતો નથી, હાથ પગ શરીર ચાંપતો નથી, શું ખાવું પીવું છ એમ પણ

પુછતો નથી, આવો શત્રુ જેવો દીકરો હોય તો પણ એ માની આંખુમાં કોઈ દિ' ઉ રૂ પર તિરસ્કાર આવતો નથી. આવી જે દયાના વીરડા જેવી મા એને કેમ ભૂલાય.

[૧૧]

દીધાં ન જીભે દેણું; નાઠયું જોંટાણા લગી;
ન કર્યાં દુખડાં નેણું; એને કેમ વિસરીએ કાગડા.

આ સંસારની મુસાફરીના છેલા શ્વાસ સુધી પોતાનાં કોઈપણ દુઃખ દીકરાને કહ્યાં નહિ, શરીરમાંથી જીવને જુદું પડવાની વખતે આંખથી પણ દુઃખનો સંદેશો કોઈ દિવસ કહ્યો નહિ એ અપાર પીડાને જીભથી કે આંખથી પણ પોતાનાં છોરૂને ન જાણવા દેવી. આવી જે દયાના દરીયા જેવી મા એના કષ્ટ સહનતાને કોઈ દિવસે કેમ ભૂલાય.

[૧૨]

આખર એક જતાં, 'કોરયું ન આખર કામના,
મોઢે બોલું મા; કોઠાને ટાઢક કાગડા.

'બધા અક્ષરોમાં એકજ અક્ષર ન હોય તો બીજા કરોડો અક્ષરો મને નકામા લાગે છે. અને એ એકજ અક્ષર એટલે મા. મા બોલવાથી અંતરમાં જે નીરાંત થાય છે, જે શાંતિ થય છે તે શાંતિ રામ, કૃષ્ણ, શિવ, બ્રહ્મા કે કોઈ દેવી દેવતાના સ્મરણથી થતી નથી મા બોલવાથી હોઠ ઉઘડે છે, હૃદયમાં આહ્લાદ આવે છે, અને જગતના ત્રણ તાપ કોઠામાંથી બહાર નીકળી જાય છે.

[૧૩]

મોઢે બોલું મા, સાચેય નાનપ સાંભરે,
તારેઃ મોટપની મજા; મને કડવી લાગે કાગડા.

મોટી અવસ્થાએ પણ જ્યારે જ્યારે મા એટલો ઉચ્ચાર કરું છું કે તુરત અને બાળપણ સાંભરે છે, માનો અભય ખોળો સાંભરે છે, અમૃતને ઓવારીએ એવું માનું ધાવણ સાંભરે, નાનપણના કજીઆ સાંભરે છે, વિના કારણના કજીઆ કરતાં મા ની કૃત્રીમ રીસ અને ગાલ ધુમળવા સાંભરે છે. એ માની રીસ અને ગાલ પર થપડ એની જે મીઠાશ, એનો ખ્યાલ કરું છું અને અત્યારની મોટાઇ લાજ આબરૂ અને કીર્તિનો તોલ કરું છું ત્યાં બધો વહેવાર અને મોટાઇ કરવા ઝેર લાગે છે.

[૧૪]

અડીન જગની આગ, તારે ખોળે ખેલતાં;
તેનો કીધેલ ત્યાગ, તેથીઃ કાળજ સળગે કાગડા.

હે, મા ! અમો બાળક હતા, તારા ખોળામાં સુરક્ષીત હતા, અને એ ખોળામાં ખેલતા હતા ત્યાં સુધી આ જગતના વહેવારની બળી રહેલી મહા જ્વાળા અમને અડી શકતી નહીં. અમારા જીવનની બધી ચિંતા તારે માથે હતી. રાતે જાગી જાગીને તું અમારી રક્ષા કરતી હતી એ તારા ખોળાનું અભય અમને તો પ્રભુને ખોળે પણ લાગતું નથી. પ્રભુ તો ભક્તિ કર્યા પછી પ્રસન્ન થાય છે પણ હે મા ! તું તો કારણ સિવાય છોરની રક્ષક છો. એવો જે તારો ખોળો. એટલે અમે જ્યારે બાળપણાનો ત્યાગ કર્યો મોટા થયા અને તારાથી જુદાઇ કરી ત્યારથી જ આ સંસારની અગ્નિથી અમારૂં કાળજું–હૃદય સળગ્યા કરે છે.

[ ૧૫ ]

ભગવત તો ભજતાં, માહેશ્વર આવી મળે,
પણઃ મળે ન એક જ મા, કોઇ ઉપાયે કાગડા.

આ સંસારમા ભજન કરતા કરતા ભગવાન પણ મળે છે, મોટા મોટા તપ તપતા શંકર પણ મળી જાય છે, બીજા દેવતા માત્ર પણ જુદા જુદા ઉપાયથી કદાચ મળે છે પણ કોઇ સાધનથી, કોઇ તપથી, કે ઈ બળથી, અને ઘણા ભજનથી પણ સંસારમાંથી ગયેલી જે મા એ કદી પાછી મળતી નથી

[ ૧૬ ]

મળી ન હરને મા, તેથીઃ પરમેશ્વર જો પશુ થયા,
પણઃ જાયો ઈ જસોદા, પછીઃ કાન કેવાણો કાગડા.

મા નો પ્રતાપ કેટલો મોટો છે. ઇશ્વરે જેટલા અવતાર મા વિનાના લીધા તે બધા પશુ પંખી જેવાજ રહ્યા. દાખલા તરીકે મચ્છાવતાર, કચ્છાવતાર, વરાહ, નરસિંહ, હંસાવતાર, અને હયગ્રીવાવતાર, પણ એ તો સ્વયં અવતાર મા વિનાના એટલે જગતમા એના મંદિર માંડી અને કોઈએ પૂજા કરી નહી અને માળા ફેરવતા કોઈ એનું સ્મરણ કરતું નથી પણ જ્યારે કૌશલ્યા જસોદાને પેટે પડયા ત્યારે આજે ઘરોઘર એનું સ્મરણ અખંડ છે.

[ ૧૭ ]

મળીઅલ એને મા, સૌ શાશ્વત કરસનને રહે,
જગ કોઇ જાણે ના, કાસપ મચ્છને કાગડા.

રામને કૌશલ્યા મા મળી, કૃષ્ણને દેવકી જસોદા મા મળી, માટે આજું

જગત એની માળા ફેરવે છે. એના એજ ઇશ્વરે કાચબાનો તથા માછલાંનો અવતાર ધારણ કર્યાં પણ એને કોઇ સંભારતું નથી; કારણ કે એને મા ન હતી.

[ ૧૮ ]

જનની કેરૂં જોર, રાઘવને રે'તું સદા;
તેથીઃ માને ન કરી મોર; કરીઓ પિતાને કાગડા.

રામચંદ્રજીના અંગમાં કાયમ માનું બળ રહેતું હતું. તેથી દશરથ જેવા પિતાને પણ મગવાને આગળ મરી જવા દીધા. અને માને ન મરવા દીધી. એક કહેવત છે કે ઘોડા ચડતલ બાપ મરજો પણ રેંટીઆ ફેરતલ મા ન મરજો.

[ ૧૯ ]

ઘુમીન ઘુઘવતાં, ખોળે ધાવીન ખેલતાં,
એઃ ખોળો ખોળતાં; ક્યાંયે ન મળે કાગડા.

હે મા ! નાનપણમાં તારે ખોળે અમે આનંદથી ખેલતાં. ફળીઆમાં-ગામમાં ફરતાં પણ દોડીને પાછા તારે ખોળે બેસી ધાવીને ઘુઘવાટા કરતા. એવો જે તારો ખોળો કોઇ જગ્યાએ શોધતાં મળતો નથી.

[ ૨૦ ]

મોટાં કરીને મા, ખોળેથી ખસતાં કર્યાં,
ખોળે ખેલવવા, પાછાંઃ કરને બાળક કાગડા.

હે, મા ! તેં હૈયાનાં હીર ધવરાવી ધવરાવીને અમોને મોટાં કર્યાં. અવિચળ આનંદના ધામ જેવો જે તારો ખોળો ત્યાંથી અમોને બહાર ધકેલી

દીધા અમોયે સસાર માડયો સ્રી પુત્રાદી થયા. સસારની જ્વાળાથી તપી રહેલા એવા તારા છે રૂને પાછા બાળક બનાવીને એકવાર હે જનેતા ! તારા પે બે બિસવા દે.

[ ૨૧ ]

અમૃત ભરીઅલ આપ, તુકારા જનની તણા,
બીજા ભણતા બાપ, કોરા આખર કાગડા.

હે મા ! તારી તુકારાવાળી બોલામણી જેમ કે અહી આવ, અહીથી જા, ખાઈ લે, ઉભા થા, સૂઈ જા, વગેરે શબ્દોમા ભરે તુકારા આવે એવા જે તારા તુકારાના અક્ષરે અક્ષરે બધે અમૃતનો નીચોડ ટપકતો હોય છે અને બીજા અમોને આવો, બિરાજો, પધારો, બાપુજી વગેરે શબ્દોના પ્રયોગથી ભલે બોલાવે પણ એ માન વાચક શબ્દો તો ઘી વિનાના લાડુ જેવા સાવ કોરાધાકોર અને બનાવટી લાગે છે એમા હે જનેતા ! તારા તુકારાની મીઠાશ કયાંયે સાંપડતી નથી

[ ૨૨ ]

સ્વારથ જગ સારો, પધારો ભણશે પ્રથી,
પણ તારો તુકારો, કયાયે ન મળે કાગડા.

હે મા ! આખું જગત એ તો અમારા સ્વાર્થના સગા છે. ભાઇ, બહેન, દીકરા, સ્રી, કુટુબ એ તો બધા કઇને કઇ સ્વાર્થથી અમારી આરતી ભલે ઉતારે એમા હૈયાના હીર નથી, એમા આત્માની ઓળખ નથી, એ બધાની સેવા ચાકરીમા અમુક સ્વાર્થ કારણભુત હોય છે આખા જગતમાં હે જનની ! તારો તુકારો એ તો જીવન આપનાર છે અને એ તુકારાના શબ્દો હે મા ! તારા મોઢા સિવાય કયાય મળે તેમ નથી

[ ૨૩ ]

માતા તો મનમાં, ઉણપ કદી ન આણજે,
મારેઃ ઉભી અંતરમાં, તારીઃ કાયમ છબી કાગડા.

હે મા ! તારા મનમાં લેશ માત્ર પણ ઓછું આણીશ મા ભલે હું આ સંસારમાં નથી પણ પુત્ર વત્સલતા ભરી તારી મૂર્તિ મારા હૃદયમાં કાયમ ઉભી જ છે. ઉપર વર્ણવેલી એવી હે જનેતા ! તારા ચરણમા મારાં હજારો વંદન હજો

•

આ બધા દુહા પ્રાસ્તાવીક અને પરચુરણ છે જુદા જુદા વિષય પર લખાણા છે. કવિતાની સૃષ્ટિમાં દુહાની કાયા સૌથી નાની છે વિદ્વાનથી માંડીને સાતી હાંકનાર ખેડુત, ઢોર ચારનાર ગોવાળીઓ અને મજુરી કરનાર અભણ મજુરોને મોઢે દુહો હજારો વર્ષની આયુષ્ય ભોગવતો હજુએ નિરોગી જીવે છે બધા દુહા પશુ પખી, ભેંસ, ગાય, બકરી કુતરું, હાથી, ઉંદર, સર્પ, આકાશ, પૃથ્વી, તેજ, જળ, પવન, દરિયો, મેઘ, કાળદુકાળ કાટો અને કમળ એમ સ્થાવર જંગમ જીવ પ્રાણીને સબોધી બનેલ છે. એ બધા દુહાના ભાવો આપણે-કાળા ડમથાના માનવીઓપર ઢળે છે. આડેથી, અવળેથી, નેરડેથી કે નદીએથી બધા પાણી સમુદ્ર માર્ગે જાય છે એમ જેવો જેની જેટલી શક્તિ એટલો કવિ પ્રભુના અને માનવના સ્તુતિ નિંદાને રસ્તે ચાલે છે. ઉંડા જાવ તો એવોજ હોય છે કે, માનવીના અધમ તત્વોનો તિરસ્કાર અને સારાં તત્વોની સ્તુતિ. દોહો ચિરંજીવી છે ને આગળ કોઇએ કહ્યુ છે કે:—
'દેખન મેં છોટા લગે. ઘાવ કરે ગંભિર'

[ ૨૪ ]

અંતરમાં અવધેશ, રટવાન રોકેલ નઈ;
તેથીઃ હાલે શ્વાસ હમેશ, કાળ ઘરેં પર કાગડા...

હે કામ! રાત દિવસના એકવીસ હજાર અને છસો શ્વાસ ચાલ્યાજ કરે છે. તે ચાલ્યા જતા શ્વાસને ધ્યાન ધારણા પ્રણાયામથી હ્રદયમંદિરમાં એક ઘડી ઇશ્વર ભજવા રોક્યા નહીં એવા તારાથી તિરસ્કાર પામેલા જે શ્વાસ ચાલ્યા જાય છે એ તો સંસારના અંત કરનારા કાળ મહારાજને ઘેર જાય છે. હજુપણ બાકી રહ્યા હોય એને પ્રભુ ભજનમાં રોકી લે તો સારું.

[ ૨૫ ]

કાઢી મેલ્યા કોઈ, રામ ભજનને રૂસણે,
તેથીઃ જાતા દનડા જોઈ; કાળ નોતરવા કાગડા.

હે કામ! આયુષ્યના જેટલા દિવસ ગયા. એટલે ઇશ્વરભજન વિનાના જેટલા દિવસને કામક્રોધ લોભ મોહ ઇર્ષા, દંભ, આળસમાં વિતાવીને કોરા ધાકોર કાઢી મેલ્યા છે એ બધા દિવસો તારા પર વેર વૃત્તિથી કાળ મહારાજને નોતરવા ગયા છે અને બાકી રહેલા પણ સર્વજ જશે માટે હજુ બાકી રહેલ દિવસો ને મનાવી લે-ઇશ્વર સ્મરણ કર.

[ ૨૬ ]

ઉજળીમાં આવેલ; પળીઆં તો માથે પ્રગટ;
કાળાંને કાઢી મેલ, તને કેસ સંદેશો કાગડા.

રામાયણમાં એક ચોપાઇ છે. તે આઃ શ્રવણ સમીપ ભયઉ સીતકેશા

મનદ્દ જરઠપન યહ ઉપદેશાઃ મહારાજ દશરથને કાન પાસે લમણાનો એક ધોળો થયેલો વળ દર્પણ જોતાં નજરે પડ્યો તેથી તેને એમ લાગ્યું કે આ વાળ મને વૃદ્ધાવસ્થાનો ઉપદેશ આપે છે. ત્યાર પછી તુરત જ તેણે રામચંદ્રજીને રાજ્ય કારભાર સોંપ્યો એમ હે કાગ ! કેશ કાળા મટવા માંડયા છે અને એ પણ ઘડપણમાં ઉજળા થવા લાગ્યા છે. તને એ ઉપદેશ આપે છે કે હવે હે જીવ ! તું પણ તારાં કાળાં કૃત્યને કુકૃત્યને—છોડી દે ને ઉજળો થા.

[ ૨૭ ]

ઉભા નિત આગે, તંગ તબેલે તાણતા;
પણઃ **વાંસા** ના વાગે, તારેઃ કામ ન લાગે કાગડા.

હે કાગ ! એવા જે શક્તિહીણ મિત્રો ચાકરો કે કુટુંબીઓ દરરોજ હાથ જોડી પાસે જ ઉભા રહે છે દોડી દોડીને બીજાં કામ પણ કરે છે, ઘોડાં પર પલાણ છીંત માંડી આપે છે. પણ જે શૂરવીર નથી તે મનુષ્ય જ્યારે લડાઇનો ધોમ હોય, દુશ્મનોના અંગ પર ઘા પડતા હોય, ત્યારે એ શક્તિહીન માનવીઓ નકામા છે એટલે ત્યાં તેઓ કામ લાગતા નથી.

[ ૨૮ ]

રૂડા મુખ રાગે, મીઠાં માખણીઆ ભણે;
જેહીઃ ખેલેવું ખાગે, (તેહી) કામ ન લાગે કાગડા.

જે અતિ ખુશામતીઆ હોય છે, આગળ બેસીને કાયમ માખણ જેવું રૂડું રૂડું બોલ્યા કરતા હોય છે, જેને પોતાના સ્વાર્થમાં સઘળું

આવી ગયું એવા જે આખણીઆ સ્વાર્થી સ્નેહીઓ જે દિવસે તલવારથી દુશ્મનો સાથે લડવાનો વખત આવે તે દિવસે જરા પણ કામ આવતા નથી.

[ ૨૯ ]

મન ગમતાં માગે, મોઢેથી માથાં દીએ,
જેદી ઓરાવુ આવ્યે, ( તેદી ) કામ ન લાગે કાગડા.

જે સ્નેહીઓ કાંઇને કાંઇ કાયમ વસ્તુઓ માગ્યાજ કરે છે. એટલે કે જે બેશરમ છે, જેઓ ક્ષુદ્ર—હલકા હૃદયના છે, જેના સબંધ કોઇ પણ સ્વાર્થ માટે જ છે જે મોઢાના ઘણા ઉદાર હોય, વર્તનના ઘણા લોભી હોય દરરોજ જીભેથી ખોટેખોટ માથુ આપતા હોય એવા જે દુષ્ટ સ્નેહીઓ છે તે અગ્નિ જેવી આકરી પરિક્ષા થતી હોય ત્યારે કોઇ દિવસ કામ લાગતા નથી

[ ૩૦ ]

ગોતર નવ ગણે, વાતુડા લેડ વસવા;
ઈ ટાણે મોત તણે, કામ ન લાગે કાગડા.

પોતાના જ કુટુંબમાં જેનાં આચરણ હલકાં હોય તે વિષે બાગળનો એક દુહો છે જેમાં પત્ની પોતાના પતિને શિખામણ આપે છે.

ગુરૂ ગોત્રીજ, ગે રાણી, આયાં હુંદી અ...
કરવા એતાં એણુ ના, આધાં આય આખ...

ગુરૂની સ્ત્રી, પોતાના ખાસ ભાઇની સ્ત્રી, કુળગોર એટલે બ્રાહ્મણની સ્ત્રી અને પોતાના જ ભાઇઓ પિત્રાઇઓની સ્ત્રી—એનો હલકાઇના ભોગકાર્યમાં પણ

અભક્ષ છે. એમ જેઓ ગોત્ર ગોજારા છે, જેની આંખ કુટુંબની સ્ત્રી પર પડતી હોય, જેના હાથ ગોત્ર ગરદનમાં ગોજારા થયા હોય, જે લણીજ વાયડાઈની વાતો કરતા હોય, એટલે જે મિથ્યાભિમાની હોય એવા એ અપવિત્ર મિત્રો ખરેખર મરણને ટાણે એટલે સંકટ વખતે કોઈ દિવસ કામ આવતા નથી.

[ ૩૧ ]

તનમાં આવે તાવ, હૈડાં ટાઢે હડવડે;
સોથી પુછે ભાવ, કરીઆતાનો કાગડા.

શરીરમા જ્યારે તાવ આવે છે અને ટાઢ આવવાથી આખું શરીર ધ્રુજવા લાગે છે ત્યારે જ માણસ દુકાને કરીઆતું લેવા જાય છે. આગળ તો કોઈ કરીઆતાના ખબર પણ પુછતું નથી અને છેવટે કરીઆતાનો સંબંધ તો માણસો તાવના ભયથી જ બાંધે છે.

[ ૩૨ ]

તેને ન મળે તાત, પખી બે જનમ્યાં પ્રગટ;
પણ રેછે દી ને રાત, કેમ વિજોગી કાગડા.

મા બાપ વિનાનાં બે પંખી સૌ કોઈ જોઈ શકે તેમ જનમ્યા-પ્રગટ થયાં છે એ સગાં બેન ભાઈ કોઈ દિવસ ભેગાં થઈ શકતાં નથી મળી શકતાં નથી. તેનું શું કારણ છે આ તો એક વાત જેવો દુહો છે. તે બન્ને પક્ષીનું નામ દુહાના અંદર જ આવી જાય છે ત્રીજા ચરણમાં

' રેઉં દી ને રાત ' એટલે રાત અને દિવસ એક રાત રૂપી બેન અને બીજી દિવસ રૂપી ભાઇ તે કોઇ દી મળી શકતાં નથી. એટલે રાત અને દિવસ.

[ ૩૩ ]

હરીએ ઢાંકેલ હોય, પશુન પંખી તણી;
એબ ઉઘાડી નોય; કદીયે નખની કાગડા.

જેને એબ કહેવામાં આવે છે, એવું જે પુરૂષ ચિહ્ન તથા સ્ત્રી ચિહ્ન તે પશુપંખી તથા ઘાસ ઝાડીને તમામ વૃક્ષો, તેનાં જે બીજક ઉત્પત્તિ સ્થાન તે ચામડાં અને છાલથી ઢાંકેલ હોય છે, ચામડાની કોથળી પુંછડાં, અને બીયાં તે તો ફળની અંદર ઢંકાએલ હોય છે. જેને નાગું કહેવામાં આવે છે એવું કોઇ પ્રાણી ઉઘાડી એબવાળું હોય તો તે માનવી છે. જે કપડાં પહેરે પછીજ તેની એબ ઢંકાય છે.

[ ૩૪ ]

પંડના જોર પરે, ઘટમાં ભરૂંસો ઘણો;
તેથીઃ સાવજ નો સંઘરે, કદીએ ભોજન કાગડા.

પોતાના બળ પર જેને અખંડ વિશ્વાસ છે એવો જે સાવજ એ તો પોતાનો ખોરાક દરરોજ ટંકોટંક નવો મેળવી લે છે. કાલે ખાવા નહીં મળે તો શું થશે એવો વિચાર કરીને તે કોઇ દી ખાવાના પદાર્થોનો સંગ્રહ કરતો નથી.

[ ૩૫ ]

ધીંગી ઢાલ ધરી, તે પગલાં કેસર તણાં;
તેથીઃ બેઠી જઇ બકરી, કુંભાથળ પર કાગડા.

એક દુબળી પુછડેલ બકરી પગ ન ચાલવાથી રસ્તામાં બેસી ગઇ આઘે દુર સાવજનું પગલું દીઠું એટલે પગલા પાસે જઇ બેઠી. થોડી વારે એક મોટો હાથી તે રસ્તેથી નીકળ્યો હાથીએ છેટેથી હાકલ કરી કે એ બકરી દુર ખસી જા દુર. એવી ઘણી રાડો પાડી પણ બકરી ઉભી ન થઇ. એટલે નજીક જઇ ક્રોધે ભરાએલ હાથીએ તેને સુંઢમાં પકડીને પછાડવાનો ઇરાદો કર્યો. ત્યારે બકરીએ કહ્યું કે હાથીભાઇ આ ગિરનો જે રાજા સાવજ છે તે મને બ્હેન કરી બોલ્યો છે અને એની નિશાનીમાં પોતાનું પગલું પાડી આપ્યું છે, એટલે અહીં બેઠી છું. હમણાં તે સાવજ અહી આવશે. જેમ સાવજનું નામ સાંભળ્યુ ત્યાં તો હાથીની કાળપ ધરી ગઇ અને વગર ટાઢે દેવ આવ્યા શરીર ધ્રુજવા લાગ્યું, કાલાવાલા કરવા માંડ્યો કે બકરી બ્હેન મારા અપરાધને માફ કરો. મારી વાત સાવજને કહેશો નહી. બકરીએ કહ્યું કે મને ભૂખ લાગી છે માટે તારા કુંભાથળ પર મને બેસાડીને ચારો ચરવા દે એટલે તારો ગુનો માફ હાથીએ પોતાની સુહ્નતી બકરીને પોતાને માથે ચડાવી. સારાં સારાં વૃક્ષો આગળ ઉભો રહે અને બકરી ચારો ચરે એ બધો સાવજનાં પગલાંનો પ્રતાપ

[ ૩૬ ]

ન ભણે એને નીર, પ્રથમી કોઈ પણશે નઈ;
જેનેઃ વાલાં તજીઆં વીર, સીઃ કાદવ ભણશે કાગડા.

પાણી જ્યારે પાણી મટી જાય છે ધૂળ જ્યારે ધૂળ મટી જાય છે, પાણી પાણીને છોડી ધૂળમા મળે છે અને ધૂળ ધરતીને છોડીને પાણી સાથે મળી જાય છે ત્યારે પાણીને કોઇ પાણી કહેતુ નથી તથા ધૂળને કોઇ ધૂળ કહેતુ નથી સૌ તેને કાદવ અથવા કીચડ કે ગારો કહે છે

[ ૩૭ ]

પ્રેમડ તાણે વાય, જોટે કર ભુતળ જડે,
તેથી પોકારે પડાઈ, કાણુ પડીઆ કાગડા

પડાઇ અથવા કાગળનો જે પતગ બનાવી આકાશમા ચડાવે છે એને એક પુછડુ બાધવામાં આવે છે બહુ પવન લાગવાથી તેમા ઘરરર એવો અવાજ થયા કરે છે, એટલે તે પતગ ચીસો પાડે છે કારણ કે તેને એવડુ દુઃખ થાય છે એક તરફથી મનુસનો હાથ નીચે તાણે છે અને પવન ઉચે તાણે છે આવી દુર્દશાથી પતગના હૃદયમા કાકા પડી જાય છે બહુ પવન લાગવાથી કાગળ ફાટી જાય છે

[ ૩૮ ]

જેઠે ડુકેલ જોય, ઉપર પાણી આળસ્યા,
તરશ છીપાવે તોય, (ત્યા) કરજે વીરડ કાગડા

જેઠ મહિનાના આકરા ઉનાળાથી નદીમા પાણી ઘટી જાય છે ઉપર પ્રવાહ દેખાતો નથી પણ હે માનવી ! ઉપરની સ્થિતિ ખરાબ જોઇ અને તેની અવગણના કરીશ નહીં એના તળમા વહેતા પાણી છે તારે તરસ છીપવવી

હોય તો તુ વીરડો કરજે, તને તૃપ્ત કરવા જેટલુ પાણી એના હૈયામા નદીએ સઘરેલ છે

[ ૩૯ ]

જીવાઇ જોટાણી, ઘર ભીતર વેરી ઘર્યાં,
ત્યારે **માખી** મધ તણી, કડવા ઘોડે કાગડા.

પોતાની આજીવિકા લઇ લેવા જ્યારે મધપુડામા શત્રુ એટલે મધ પાડનારા દાખલ થાય છે, ત્યારે નાની એવી પણ તે મધમાખી રીસે ભરાઇને તેને ક ડવા-ડખવા દોડે છે.

[ ૪૦ ]

માનવ ઘરના મેલ, ઘાણીમાં તલડા ઘર્યાં;
**તલમાં** નરયા તેલ, કેવાણો ખળ કાગડા.

પોતાના સ્નેહી મિત્રો અને પરીજનોનો ત્યાગ કરીને જે તલ ઘણીને મળવા જાય છે, તેની અ દર દાખલ થાય છે, ત્યારે ઘાણી તેને પીની નાખે છે પોતાનુ તેલ રૂપી જે જીવન તે તો જુદુ પડી જાય છે અને પાછળ જે રહે છે તેને જગત ખોળ એટલે ખળ (મુરખ) કહે છે

[ ૪૧ ]

સુરજ ઘર સઘરેલ, ચોરી જળ સાયર તણા,
**અશાઢે** ઓકેલ, કોઠે ન રયા કાગડા

ચોરી એવી વસ્તુ છે કે કોઇના ઘરમા જરતી નથી-હજમ

થતી નથી તેનો દાખલો કે સમુદ્રનું જળ, સૂર્ય પોતાના કિરણો વડે આઠ મહિના ચોર્યાં કરે છે પણ ચોમાસામાં અસાઢ-મહિનામાં તે પાછી સૂર્યને ઓકી કાઢવું પડે છે બીજાનું હરી અને લઇ લીધેલું કાયમ કોઇ ભોગવી શકતું નથી

[૪૨]

બીડીને ઉકેલ બાથ, રાતા થઈ ઉભા રયા,
સળગ્યા ન ખીલા સાથ, કાટ બળી ગ્યા કાગડા

લાકડાની અંદર જડેલ ખીલા જ્યારે લાકડું સળગે છે ત્યારે ઘડીક લાલ લાલ બની જાય છે જાણે પોતાનું સગાથી લાકડું બળે છે એને ખીલાને રીસ ન ચડી હોય, પણ એ તો લાલ થઇ અને જેમના તેમ રહે છે અને લાકડું સળગી જાય છે

[૪૩]

ખીલા ઘાવ ખમ્યે, નોખા જે પડતા નહીં,
કફેરે કાટ ખમ્યે, (ત્યારે) કુદીને ભાગ્યા કાગડા

લાકડા જડેલ ખીલાને ઘણા વરસો થયા પછી પણ થી ઉખેડો તો પણ એવો કાટ ખાઈ ગયો હોય છે કે તે કોઇ રીતે જુદા પડતા નથી પણ જ્યારે લાકડાને સડો આવે છે, જ્યારે અંગ સડે છે ત્યારે સુખના જ મિત્ર બનેલા એ ખીલા કૂદી કૂદીને ભાગી જાય છે (જ્યારે દેહ સમાન લાગે છે અને લાકડું ફાટે છે ત્યારે અંદર જડેલા ખીલા ઢીલા થઇ જાય છે અને લાકડામાંથી નીકળી જાય છે)

[ ૪૪ ]

(એને) હૈડે વેર ન હોય; ( જેનાં ) પ્રીતાળુ પંડ્યાં ઘડ્યાં;
કાઠ ખીલા ને કોય, કાંઠે કરશે કાગડા.

આખો અવતાર ભુલચાપ ખવડાવનાર અને છેવટે વિશ્વાસઘાતી એ લોઢાના ખીલા પર લાકડાંને કોઇ દિવસ વેર થતું નથી. ઇશ્વરે જેનું સ્નેહવાળું પરોપકારી શરીર બનાવેલ છે તે તો પોતા પર બુરાઇ કરનાર પર કાયમ ભલાઇ કરે છે. મહાસાગરમાં વહાણુ બુડી જાય છે. તેનાં પાટીઆં કટકાકટકા થઇ જાય છે છતાં લોઢાના ખીલ ને કદીએ પાણીમાં લાકડું ધકેલી દેતું નથી. એ તો પોતાની સાથે લોઢાને તારીને કાંઠે લાવે છે.

[ ૪૫ ]

તનડાં તુટે તોય, પ્રીતું પાલટશે નહી;
જળમાં ખીલાન જોય, કાટ ન બોળે કાગડા.

લાકડાંના પાટીઆનાં મહાજળના ઝપાટાથી ટૂકડા ટૂકડા થઈ જાય, તેને પોતાના શરીરનું પણ ભાન રહેતું નથી, પોતાને કાંઠે નીકળવું ભારે થઇ પડે છે, છતાં તે લાકડું ખીલાને કદીએ પાણીમાં છોડી દેતું નથી.

( ૪૬ )

કાઠ ખીલાન કોય, જળમાં જતનાયું કરે;
(નહીં તો) તારણ પ્રાધને તોય, કળંક બેસે કાગડા.

લાકડાંનો ગુણ પાણીમાં તરવાનો અને બીજાને તારવાનો છે. લાકડું ભાંગી જતી વખતે ખીલા ભાગી ગયા-તેની સાથે ન બળ્યા, વિશ્વાસઘાત

કર્યો. એ બધું યાદ રાખીને વેર વૃત્તિથી લોઢાના ખીલાને લાકડું પાણીમાં બોળી દે તો બીજાને તારવાનું એનું જે બીરદ છે તેને કલંક લાગે. માટે પાણીમાં અપકારી ખીલાને જતન કરીને લાકડું જાળવે છે.

(૪૭)

ઘોડાને ઉંટ ઘણા, જોજન સો જપટું કરે;
(પણ) ભોગળ ભાંગેના, કુંભાથળ વિણ કાગડા.

ઘોડા અને ઉંટ પંથનો લાંબામાં લાંબો રસ્તો કાપે છે. આખા દિવસમાં સો સો ગાઉ ચાલ્યા જાય છે. પણ ભાલાં જડેલા કિલ્લામાં મહાન ભયંકર જે કમાડ હોય છે તે હાથીના ટલા સિવાય ભાંગતાં નથી.

(૪૮)

આશા આઠ માસેં, ઉરેં કદી ન આણજે;
છત્રી ચોમાસે, (તને) કોરો રાખે કાગડા.

શિયાળો, ઉનાળો વગેરે ઋતુમાં છત્રી પાસેથી કોઈ કામ લેવાની તું આશા રાખીશ નહીં અમુક દિવસ તો તેને સાચવીને જ રાખજે. છત્રી તો ફક્ત ચોમાસામાં વરસાદથી તને ભીંજાવા નહીં દે.

[૪૯]

કુડાં ન સાચાં હોય; આખ્યું ઉપર આવશે;
જશ ને અપજશ જોય, દીઠીન ન મળે કાગડા.

આંખ પવિત્ર રૂપાળી છે કે, કદરૂપી છે, દિવ્ય દ્રષ્ટિવાળી છે કે ખરી

દૃષ્ટિવાળી છે, ભલમનસાઇ ભરેલ છે કે બેશરમ કોરી ધાકોર છે, ભક્તિ ભરેલ છે કે પારાધિવૃત્તિવાળી છે, એ બધાં સારાં ને નરસાં વિશેષણો સૌ આંખને જ આપે છે. પણ જેનાથી આંખ સારી નરસી નજર કરી શકે છે તે તલ જેટલી કીકીને જશ કે અપજશ કોઇ આપતું નથી. જશ અપજશ ઘણે ભાગે મોટાને જ આવે.

( ૫૦ )

હુંઠાં આગ થીયાં, દુનીયાં કહિયા દેવતા;
(પણ) તેનાંય ઘર તજીયાં, ( એને ) કહીએ રાખું કાગડા.

હુંઠું (ટઠણુમા કાણ્ લાકડાનો કરગી ભાગ) એ હુંઠું લાકડું જ્યારે અગ્નિમાં હોમવાથી લાકડું મટી જાય છે—એનામાં લાકડાપણું રહેતું નથી, એ તો દેવતા બની જાય છે, તેનાથી હવનહોમ વગેરે થાય છે, સૌ તેની પૂજા કરે છે, એજ દેવતા બનેલું લાકડું જ્યારે દેવતાપણાને—અગ્નિને તજે છે ત્યારે લોકો એને રાખ કહે છે અને તેને બહાર ફેંકી દે છે.

[ ૫૧ ]

ગળથી નોય ગળ્યાં, રંગ બીજે રંગીઆં નહીં;
વારી વરાળ તણાં, કડવાં ન થીઆં 'કાગડા.

વરાળના પાણીમા એવો ગુણ છે કે એને જગતનો કોઇ સ્વાદ અથવા કોઇ રંગ પોતા જેવું બનાવી શકતો નથી. ગોળની કે સાકરની ચાસણી થની હોય તેના પર વાસણ ઢાંકી વરાળનું પાણી લેઇએ તો તેમાં ગળપણ આવતું નથી. લાલ, પીળા કે વાદળી કોઇ પણ રંગની ભઠ્ઠીનાં વરાળના પાણીમાં ક્યાંય ન

માત્ર રંગ આવતો નથી કોઇને પણ પોતા જેવું બનાવી ન શકે એવું એક વરણનું પાણી છે

( ૫૨ )

કુણી વીજળ હોય, લીઓ તો ટાઢી લાગતી,
પણ જનીઅલ સરાણે જોય, (એના) કોઠાની વાતું કાગડા

(વીજળ) તરવાર બરાબર સજાવેલી હોય તેવી મ્યાનમાંથી કાઢીને ઉપર હાથ ફેરવીએ ત્યારે સુંવાળા રેશમ જેવી લાગે છે અને ટાઢી બોળ લાગે છે ખરી રીતે એ જેવી છે તેવી બહારથી લાગતી નથી પણ એનું હૃદય જાણવા જ્યારે સરાણે ચડાવો ત્યારે ફટ ફટ અગ્નિ તેના મોઢામાંથી ઝરે છે. એટલે એ ખરી રીતે જેવી છે તેવી સરાણે ચડયા પછી જણાય છે.

( ૫૩ )

અગડા ઉનાં હોય, (કોઈ) આપે તો આડી પડે,
(પણ) કસતર વારણ હોય, (એની) કોકજ ગરણી કાગડા.

પાણી, દુધ, ઘી વગેરે ગાળવાની ગરણી છે, તે બીજાને કોઇ દુધ, ઘી આ આપે ત્યારે પોતે આડી પડે છે એનું શરીર ઉનું થઇ જાય છે, એને પણ દુઃખ સહન કરવું પડે છે જોનારને એમ લાગે છે કે આ ગરણી કોઇને કંઇ આપે ત્યારે આડી ફરે છે પણ ખરી રીતે એ જ ગણી તે. મહાન પરોપકારી છે, કારણ કે પોતે દુઃખ તથા અપજશ સહન કરીને પણ બીજાને નુકશાન કરનાર જે (કસતર) કચરો તે પોતેજ રાખી લે છે

[ ૫૪ ]

ઘોકો શીર ઘરાય, ચીજું તો નજરે ચડે;
દીવે નો દેખાય, કુંડાની હેઠળ કાગડા.

ઘોર અંધકારવાળા ઘરમાં દીવો પ્રગટવાથી આખા ઘરની તમામ વસ્તુઓ જોઇ શકાય છે પણ એ ઘરમાં એક કુંડું ઉંધમુ વાળીને તેની નીચે રાખેની ચીજો જોઇ શકાતી નથી ગમે એટલા દીવાનું અજવાળું કુંડા નીચે રહેલી વસ્તુને બતાવી શકતું નથી પણ તે માટીના કુંડા પર ધોકો મારો એટલે તે ફુટી જાય અને પછી તેની નીચેની તમામ ચીજો જોઈ શકાય છે.

[ ૫૫ ]

જોયાં મુખ જળે, મીઠાંન જુઠાં માનવી;
ભીતર કોક મળે, કાચ સરીખા કાગડા.

પાણીમા મોઢું જોવાથી જેવું છે એવુ કદી દેખાતું નથી. કારણ કે કુવામાં નદીમાં કે તળાવમાં મોઢું જોઇએ છીએ ત્યારે પવનથી પાણી હાલ્યા કરતુ હોવાથી મોઢુ લાબુ, પોળું બેરંગું દેખાય છે એમજ સ્વાર્થી સ્નેહીઓ આપણે જેવા હોઇએ એવા કહેતાજ નથી. પણ સાચા મિત્રો કાચ જેવા કોઇકજ જવરલે મળે છે, કે જે આપણા પરમ હિતેચ્છુ મિત્રો હોય છે જેનાથી આપણે જેવા હોઇએ તેવા જ તેમાં દેખાઇએ છીએ, જેથી આપણને આપણા ગુણ અવગુણની ખરી ખાત્રી કાચ જેવા મિત્રોથીજ થાય છે

( ૫૬ )

લાખુ વરસ લગે, જીવાડીન પોતે જીવશે,
ન્ગીસાને નો ચડે, કેફ દારૂનો કાગડા.

કાચના ન્ગીસામા દારૂ ભરેન હોય છે હજારો અને લાખો વરસ વીતી જાય છતા સીસાને કોઇ દિવસ દારૂનો નશો ચડતો નથી, અને વે સામો પોતામા રહેન દુર્ગુણવાળા દારૂનો નાશ કરવાની કોઇ દિવસ ઇચ્છા સરીખી પણ કરતો નથી. તેમ આ ખરાબ વસ્તુનો સગ થયો છે ત્યારે પોતે પણ આત્મહત્યા કરતો નથી એટને કોઇના નાશની ઇચ્છા સિવાય પોતાનું જીવન સગના દોષોને જીતીને પસાર કરે છે

( ૫૭ )

દીપાવે દરને, અનહદ મેનત આદરી,
ત્યા એરૂ ઉંદરને, કાઢી મેલે કાગડા

ઉંદર મહિનાના મહિનાઓ સુધી ખોદવાની મહા મહેનત કરી ઘણું દાર બાગુ આકુ અને સુદર પોતાને રહેવાનું દર તૈયાર કરે છે. અકસ્માત તેમા સાપ આવે છે જેથી ઉંદરને ભાગી જવુ પડે છે અને કાઇ પણ મહેનત સિવાય એ સુદર દરનો ઉપયોગ સાપ પોતે કરે છે નિર્બળો સામે ભગવાનની નીતિ આવી જ હોય છે, તેને તેઓ નીતિ કહે છે.

( ૫૮ )

એ છે અજવાળું, પાણીને નોતરવું પડે,
આવે અંધારૂ, દીધા વીણુ કાગડા

અજવાળું (પ્રકાશ) ઉત્તમ છે અધારૂ ખરાબ છે ઉત્તમ વસ્તુઓ-

અથવા ગુણો મહેનત સિવાય આવતા નથી. મકાન બંધ હોય ત્યારે તેમાં પ્રકાશ આવતો નથી પ્રથમ બારી ઉઘાડી તેને આવતા આવકાર આપવો પડે છે, અને પછી જેટલી ઘડી તેને રાખવું હોય તેટલી વખત તેને પાળવું પોષવું પડે છે. એટલે બારી ખુલી રાખવી પડે છે, પણ જો બારી બંધ કરો તો તુરત તે ભાગી જાય છે. અંધારાને કોઇ દિવસ નોતરું આપવું પડતું નથી એ તો બંધ બારણે પણ આવેલ જ હોય છે.

( ૫૯ )

ગળ સાખું ગળવા કણુ, ઘર નીચો ઢળવા,
ફળ મીઠાં ફળવાં, (એને) કેવું ન પડે કાગડા.

વૈશાખ માસમાં સુંદર શાખ આપવાનુ તથા કેરીના ભારથી નીચે નમવાનુ અને અમૃત જેવા મીઠા ફળ (કેરી) આપવાનું આંબાને કોઇ દિવસ કહેવું પડતું નથી. એ તો એનો સ્વભાવ છે—તે અનુકુળ ઋતુએ દરેકને કેરી જ આપવાનો.

( ૬૦ )

ત્રઠ મોતી કરવા તણું; ભરતી ભરવાનું;
લેરૂં લેવાનું, ( એને ) કેવું ન પડે કાગડા.

લાખો રૂપિયાની કિંમતના કાંઠે મોતી બનાવવાનું તથા રાત દિવસ ભરતી ચડવાનું અને હંમેશ લ્હેર કરવાનું સમુદ્રને કોઇ દિવસ કહેવું પડતું નથી. મહા મુલ્યવાળાં મોતી પોતાને કાંઇપણ ઉપયોગમાં આવતાં નથી, એ તો

મનુષ્યો નઇ જાય છે, છતાં પણ મોતી બનાવવાનું કામ સમુદ્ર કોઇ દિ બંધ કરતો નથી તેના હૃદયમા પણ અનંત દર્દો ભર્યાં હશે પણ ભરતી તથા લ્હેર વગેરે ગુણો કદાપિ સમુદ્ર ભુલતો નથી.

(૬૧)

રાતે ઘોડા રોડવી, પો તડ પુગ્યાનું;
એને ઉગ્યાનુ, કેવું ન પડે કાગડા

આખી રાત ઘોડા હાંકીને પ્રાત:કાળ અગાઉ તો ઠેઠ આથમણી દિશાથી પૂર્વમાં પહોંચી જઇ અને નિયમીત ઉદય થવાનું સૂર્યને કદાપિ કહેવુ પડતું નથી રાત અને દિવસના અપાર થાકને સૂર્ય કોઇ દિવસ ગણતો નથી અને જગતને જીવન પ્રકાશ આપવા કોઇ લાચારી કરે એવી ઇચ્છા પણ કર્યા સિવાય પોતાનુ કર્તવ્ય પોતે અચૂક કર્યા જ કરે છે

(૬૨)

સોજીનપુ રીતી સદા, ઉપે આકુળતા;
અળ મારે અડતાં, એને કેવું ન પડે કાગડા.

(મીઠી વીંછુના બચ્ચાં) એટલે (વીંછી)નો જાતિસ્વભાવ જ છે બીજાને દુઃખ આપવાનો. સ્હેજે પણ તેને કેઇ આડો કે કોઇ જરા અડે તેની સાથે જ પોતાની ઝેરી આરથી ડંખ દઇને મહા પીડા આપે છે. તેમ કરવું તે તો વીંછીનો સહજ ધર્મ છે તે વાત તેને કોઇએ શીખવવી પડતી નથી.

(૬૩)

મોળા દન માગણ મળે, અંગ રોગીન અરીયાં;
ઘર ઘાતક થીયાં, (ત્રણે) ફક્કરી વેળા કાગડા.

ખરાબ દિવસો એટલે બીજાનો વખત પોતાને ખાવાનાં ફાંફાં હોય, આવા કઠક અને કપરા દિવસોમાં યાચક–માગણ માગવા આવે; શરીર અશક્ત હોય; રોગે ઘેરી લીધેલ હોય, પાણી પીવા જેટલી શક્તિ પણ જ્યારે ન રહી હોય તે વખતે દુશ્મન આવી હાકલ કરે, પોતાના જ કુટુંબીમાં ઘાત થઇ હોય અને એક ફળીમાં રહેવું–એ સ્વજનઘાતક સામેજ હોય અને રાત દિવસ પસાર કરવાં, આ ત્રણે ખરાબ વખત કવેળા કહેવાય.

(૬૪)

સીમાડે અરિ સામટા, એકલ આફળવાં;
ભારતનાં ભરવા, ઈઃ ફક્કરી વેળા કાગડા.

એકલા વેરાન જંગલમાં જ્યાંથી ગામ દૂર હોય એવી સીમાડાની જગ્યા હોય, કોઇ માણસનું જણ્યું ન હોય, ત્યાં હથીઆર વિન ચાલ્યા આવતા હોઇએ, એમાં ઘણા દુશ્મનોનું ટોળું હથીઆરો ખખડાવતા ઘેરી વળે અને હાંકલ કરે કે મારી નાખો. હુશીઆર થાજો, એ સામટા શત્રુઓ સામે સપાટમાં એકલે ખાલી હાથે ઉતરવું એ પણ એક માણસનો ખરાબમાં ખરાબ વખત કહેવાય છે.

( ૬૫ )

પાણી પણ એકજ પીએ, આંબામાં ઉભો હોય,
પણ નેસળ મીઠો નોય, કડવો લીંબડ કાગડા.

આમ ના વનમા લીંબડો ઉગ્યો હોય તે આંબાની સાથોસાથ એકજ જાતનુ પાણી પીએ છે, આમાની ડાળે ડાળ ઘમીને હીંચોળા મારતો હોય છે, કાયમ આંબાનો જ એને સગ છે. પણ એના બીજમા જે કડવાશ કુદરતે નાખી છે તે ગમે તેવા મીઠા સંજોગોમા પણ બદલાતી નથી. એટલે એ લીંબડો આંબાની વચ્ચે જ મોટો થયા છતા કોઇ દિવસ એની કડવાશ તજી મીઠો નથી થતો.

[ ૬૬ ]

ગોપી આબો રાનમાં, અને પાણી કડવાં પાય;
ટાણે ફળ તકાય, એને કેરી જ આવે કાગડા.

આંબાના ગોટલા — વનમા આબો વાવો અને પછી એને કોઇ દરરોજ કડવુ પાણી પાય, પણ ફળ આપવાની મોસમે તો એ આમને કેરી જ આવે છે કારણ એ તો એના બીજનો — કુળનો સ્વભાવ છે, તે કેઇ દિવસ બદલાતોજ નથી.

( ૬૭ )

આગ્યુંમાં ઓરાય, ધમણે નત્રેડાં ધમે;
તોય' કાળપ નો કળાય કુળ કુંદનના કાગડા.

સોનાને અગ્નિમાં તપાવે, ધમણે ધમે, ફરી વર ઉકાળે, ખદબદતો

રસ બનાવે એરણ ઘણ પર ટીપે, કાપીને કટકા કરે, ફરી ફરી તપાવે છતા એ કુંદનના-હેમના કૂળનો એવો સ્વભાવ છે કે એટલા દુખ વેઠયા છતા એના મોઢા પર કોઇ દિવસ કાળપ આવતી નથી. એટલે એ બધા દુખ ભોગવતા છતા સોનાનુ મોઢુ કયારેય કાળુ થતું નથી એ તો એના કુળનો સ્વભાવ છે.

(૬૮)

જળીઆં પાલવ જોય, પંડમાં બો ફાંકાં પડયાં;
એનેઃ નાડયેં સાંધા નોય જેનાં કલેવર બગડયાં કાગડા.

પડં જુનુ થાતા એકદમ કસ વિનાનું થઇ જાય છે. તેના શરીરમાં નાના મોટા ઘણાક ફાકા પડી જાય છે પછી તેને સાધવા દરજી પાસે લઇ જાય ત્યારે દરજી સાધવાની ના પાડે છે કારણ કે દેરાની શીવાઇ, રેસાનો પકડ, એ કપડું રાખી શકતુ નથી એટલે જ્યા સોય મારે ત્યાથી ફાટી જાય છે. એવા કપડાને જળી ગયુ કહેવાય છે. પછી એની નાડ એટલે કિનાર જરા ઠીક હોય પણ ત્યા કઈ સાંધો થતો નથી, એનું તો આખું અંગ બગડી ગયું તેને માટે બીજા કપડા સાથે સાંધીને એકમેક કરવો એ કદાપી બનતો નથી માટે એ મહેનત જળી ગએન કપડા માટે નકામી છે.

(૬૯)

હવકારા કફરા હવે, હરદમ પીડા હોયઃ
પણઃ જાગે ગુંમડા જોય, કેમ દેખાડીએ કાગડા.

દેકાણ, જાંગ (સાથળ)-ગુપ્ત સ્થાનમા જે ગુમડા થયા હોય તેમાં

અપાર પીડા થતી હોય, અંદર પરૂ અને પાસના દુઃખદ સણકારા થતા હોય પણ એ ગુમડાં કોઇને ન બતાવાય. કારણ કે કુઠેકાણાનું દરદ કેમ બતાવાય ? એ દરદ બતાવવા જતાં આપણી એમ ઉઘાડી થાય. જગતમાં એવાં ઘણાં જ દુઃખ, દર્દ, કલેશ હોય છે કે એ તો ભોગવ્યે જ છુટકો. કોઇને કહેવાય નહીં.

( ૭૦ )

પરનાળે ઘી પાવ, કઠ ચંદન હોમ્યા કરો;
પણઃ એને જે દી અડવા જાવ તે દીઃ કાળી બળતર કાગડા.

હે કાગ, અગ્નિની સાથે મિત્રતા બાંધી એને ખુશી રાખવા માટે મોટી પરનાળે એમા ઘણા દિવસ ઘી હોમો અગર ચંદન જેવાં કાષ્ટ અંદર નાખો, એમ વરસોના વરસો એની બરદાસ કર્યા પછી પણ એ અગ્નિને અંગત ભાઇબંધ માની સ્પર્શ કરવા આવવા ન જાશો. કારણ કે એ બધી વસ્તુઓથી બીજાને બાળવાનો ગુણ અગ્નિ કદી છોડતો નથી એ તો અડતાં જ કાળી બળતરા કરે છે.

( ૭૧ )

એ કુળ ઝેરી આપ, એમાંઃ ચાંદોન ગંગા શું કરે;
શંકર કંઠમાં સાપ, કડવો ન મટયો કાગડા.

હે કાગ, એના તો કુળ ઝેરીનાં છે, એના વંશ વારસો તો કડવા જ છે એવા સર્પના કુળને રહેવાને માટે શંકરનું ગળું હોય કે જટા હોય.

શંકર ભગવાન જેવો સંતમંગ હોય, પડખે જ અધમ ઉધારણી ગંગા હોય, સર્વ જગતને શીતળતા આપનાર ચંદ્રમા એ સાપને સ્પર્શતો હોય. છતા સાપ પોતાન ઝેર કદાપી તજતો નથી કડવાશ મુકતો નથી. એમાં શિવ, ચંદ્ર અને ગંગા કાંઇ કરી શકતાં નથી

[ ૭૨ ]

એકઃ લીએ ભરખી લોઇ, હલ બીજું ટાઢક દિએ;
જળોન કમળ જોઇ, એમાંઃ કુળનું કયાં રયું કાગડા.

હે કાગ, જળો અને કમળ એનાં મતાપિતા એક છે, એક જ સરોવરમા અથવા નદીમાં તેઓ ઉત્પન થય છે, સાથે જ રહે છે, પણ જળો લોહી ચુસી લે છે અને કમળ આનંદ આપે છે. માટે એક કુળમાં અથવા સારા કુળમાં ખરાબ પણ જન્મે છે અને ખરાબ કુળમાં સજ્જન જન્મે છે. માટે કુળનું કાંઇ જ ન કહેવાય

[ ૭૩ ]

સાથે વસતાં સોય, પાણી પણ સરખું પીએ;
દ્રાખ ને મરચી હોય, એનોઃ કયારો એક જ કાગડા.

હે કાગ, માતાપિતા એક હોય, ઉત્પત્તિસ્થાન એક હોય, એક સરખું પાણી પીવા મળતું હોય, એક જ કયરામાં બન્ને વૃક્ષો હોય, એકબીજાની ડાળી સામસામી અટવાઇ ગએલી હોય, રાત દિવસ સાથે જ રહેતાં હોય, છતા દ્રાક્ષ મીઠી થાય છે અને મરચુ તીખું થાય છે.

[ ૭૪ ]

સુ વાયે પાકે સદા, કુ વાએ કવડી જાય;
એવાં: તલનાં ખેત તકાય, એનાઃ કાંઉ ભરોંસા કાગડા.

હે કાગ, અમે તેટલી જમીન સારી હોય, ખાતર ખૂબ ભર્યું હોય, ખેડ વાવણી પાવણી બહુજ સારી રીતે કર્યું હોય, ખેડૂતે પોતાનુ લોહી રેડે તેની બરદસ કરી હોય, વરસાદ પણ જોઇએ તેવા અનુકૂળ હોય, પણ તલના છોડનો ભરોંસોજ નહીં કારણ કે એટલાં બધા વાના અનુકૂળ હોય છતાં એક કુ વા એટલે એને પ્રતિકૂળ પવન વાયો હોય તો એક દાણો તલનો થતો નથી અને ખરાબ ખેતર ખેડ છતા સુ વા એટલે તેને અનુકૂળ પવન હોય તો એમાં પાક નિપજે છે

[ ૭૫ ]

સાકરમાં રાખો સદા, તો વિખ સાકર વરતાય,
અફીણુ અમૃત માય, કડવું ન મટે કાગડા.

હે કાગ, અફીણને અમૃત જેવી ગળી એવી સાકરની અદર રાખો તો સાકર કડવી થઇ જાય છે પણ અફીણમાં સાકરનું ગળપણ કદાપી આવતુ નથી

[ ૭૬ ]

તાજણુ પાડે તોય, ફૂદકીન પાછી ફરે,
કુળ ટારડનાં કોય, કેડા પકડે કાગડા.

હે કાગ તાજણ (કુળવાન ઘોડાંની એક જાત) સ્વારને પાડી દે એટલે

ભાવાર્થ એવો છે કે સ્વારને સ્વારીનું અભિમાન અને ઘોડીને પોતાના બળનું અભિમાન. બન્ને અભિમાન શરતે ચડે છે. છેવટે સ્વાર પડી જાય છે કે તુરત એ વસ્તુ જાતવંત ઘોડી ભૂલી જાય છે અને એકદમ ફડકે છે અને પાછી ફરીને પડેલા સ્વાર પાસે આવે છે, પોતા પર સ્વાર થવા પીઠ ધરે છે અને ટારડું ઘોડું-હલકું ઘોડું સ્વારને પાડી અને તુરત રસ્તો પકડી ભાગી જાય છે.

[ ૭૭ ]

સોજાંન હરાડાં સાર, વાસો નિત ભેળાં વસે;
પણ: જાંપેથી જ જુવાર, બેઉનાઃ કેડા નોખા કાગડા.

હે કાગ, રૂડા શીલવાળાં સોજાં (શાંત) ઢોર અને હરાડાં (ભટકાઉ) બન્ને એક જ ઠેકાણે ભેળાં વસે છે. વરસોનાં વરસો સાથે રહે છે. છતાં કાયમ એક બીજાંની રીત ભાત જુદી જ હોય છે. ધણ ( ગાયનું ટોળું ) જાંપા બહાર નિકળે કે તુરતજ પેલું હરાડું કોઇનાં ખેતર ખાવા એકદમ બીજાં ઢોરને જુવાર કરીને જુદું પડી જાય છે અને આખી જીંદગી એજ રીતે વીતાવે છે. સોજાંની અસર હરાડાંને થતી નથી અને હરાડાંની અસર સારાં ઢોરોને થતી નથી.

[ ૭૮ ]

ભવહર ન થીઓ ભુત, ભુત ભવેશ્વર નો થીઆ;
પ્રેત ને હરના પુત, કાયમ ભેળા કાગડા.

હે કાગ, કૈલાસમાં શંકર અને ભૂત ભેળાં વસે છે, તથા શંકર પુત્રો કારતીક સ્વામિ અને ગણપતિ એ પણ પ્રેતોનાં છોકરાં સાથે રમી રમીને મોટા

થયા છે 'અરસપરસ એટલો સહવાસ છતાં એકે ભૂત શંકર જેવો ન થયો અને શંકર કદી ભૂત જેવા ન બની ગયા બેનોનાં છોકરાં કેઇ શિવ પુત્રો સમાન ન થયાં અને શંકરપુત્રને ભૂતના સહવાસની કંઇપણ અસર ન આવી.

[ ૭૯ ]

અંગ ભૂધર અસ્વાર, વૈકુંઠે કાયમ વસે;
તોયઃ એરૂનો અહાર, કદીએ ન છોડયો કાગડા.

હે કાગ, જેનો વૈકુંઠમાં કાયમ વસવાટ છે, જેની સ્વારી વીષ્ણુ ભગવાન પોતે કરે છે, તે છતા ગરૂડે કદીએ સર્પનો અહાર ન છોડયોઃ

[ ૮૦ ]

પેઠો બળિ પનાળ, ત્યાંઃ ચરણ હરિના ચાટીઆ;
અનોઃ ગોવીંદ થઇને ગોવાળ, હજુઃ કરે રખોપાં કાગડા.

હે કાગ, કુળવાન મનુસનાં વેરનો આથી સુંદર દાખવો બીજો શું હેય ! બળીરાજાને છેતરીને ભગવાને પાતાળમાં પહેચાડી દીધો. એનું સર્વસ્વ લઇ લીધું છતા એ પ્રભુતી પ્રભુત ને જાણતે હતો તેથી પાતાળમા બળી રાજાના અગ પર ભગવાનનો પગ હતો તેને એ જીભ વતી ચાટવા લાગ્યો કંઇક સુંવાળું લાગવાથી ભગવાને પુછ્યું કે ' એના બળી, શું કરે છે ? ' ત્યારે એણે જવાબ દીધો કે ' મહારાજ, મારૂં દૈત્યનું શરીર ઘણું કાણુ હેય અને આપના ચરણ બહુ કોમળ હોવાથી મ રાં હાડકાં આપના પગમા બેઠા હેય તેથી હું જીભ વડે આપના ચરણકમળ ચાટું છું ' એટલું કહેતાં પ્રભુ પ્રસન્ન પ્રસન્ન થઇ ગયા કે ' બળી, માગ, તારી

ભયમનસાઇ પર હું ખુશી થયો છું.' બળી કહે કે 'મહારાજ, આપે મને પાતાળમા પહોચાડી દીધો. હવે કોઇ કુટુંબી મારી પાસે નથી રહ્યું માટે આપ મારી પાસે રહો.' હજુ જ્યોતીષશાસ્ત્રની રીતે દેવ પેઢણી અગીઆરસને દિવસે ભગવાન બળીરાજા પાસે જાય છે, એમનાં રખોપાં કાયમને માટે કરે છે.

[ ૮૧ ]

હથ ધરીઓ હનુમાન, ધુનાગર મેરૂ ધરે;
અનેઃ મળ્યું'ન ગીરધર માન, અનેઃ કૃષ્ણ ગીરધર કાગડા.

હે કાગ, કેટલીક વખત મોટા માણસો નાનું કામ કરે પણ બહુ મોટું ગણાય છે અને નાના માણસો ઘણું મોટુ કામ કરે તો પણ કોઇ ગણતું નથી જેમકે હનુમાનજીએ આખો દ્રોણાચળ પર્વત લંકામાં પહોંચાડ્યો છતાં તેનુ નામ ગીરધર ન પડ્યું અને તે દ્રોણાચળનું એક નાનકડુ શિખર તે દિવસે તુટી પડેલું એજ ગોવરધન પર્વતને શ્રીકૃષ્ણ ભગવાને તોળી લીધો કે તુરત લોકો કૃષ્ણ ભગવાનને ગિરધર કહી બોલાવવા લાગ્યા ( ગિરિધર=પર્વતને ધરનાર )

નીચેના દોહા ૮૨ થી ૧૨૪ સુધી રામાયણનો સારાંશ છે અને ખાસ કરી ભરતવિરહ વિષેશ છે.

[ ૮૨ ]

કુડાંને ધરીએ કાન, તોઃ આગ્યું ઘરમાં ઉપજે;
કેગેથી કુળવાન, પણઃ કુમત આવી કાગડા.

હે કાગ, જુઠા, લબાડ, હલકા અને ખટપટી માણસોની વાતોને

સાભળી અને સાચી માનીએ તો પોતાના ઘરમાં અને કુટુંબમાં કલેશરૂપી આગ પેદા થાય છે મહાસતી કૈકેયી કુળવાન રાજાની પુત્રી હતી પણ મથરા દાસીની વાત સાચી માની તો આખી અયોધ્યા રડાઇ પડી અને રામને વનવાસમળ્યો.

[ ૮૩ ]

ઇંદ્ર આરતીઉ કરે, રમે ઘર પુતર રામ,
પણ. ટાળે મરણુ તમામ, એનેઃ કીધેલ આંડ્યાં કાગડા.

હે કાગ, મહારાજા દશરથ જેવો કેણુ મોટો માણસ કે જેને સ્વરેદે સ્વર્ગમાં ઇંદ્રરાજા અરધી ગાદી આપે. અને એની આરતી ઉતારે એ તો ઠીક પણુ રામચદ્રજી ભગવાન જેવા જેને ઘેર પુત્ર હતા, ઇશ્વર જેને ત્યા બાળક રૂપે અવતર્યા હતા, છતા આગળ પોતાને હાથે કરેલા પાપ, અંધાઅધી માતા પિતાને તીર્થ કરાવતા શ્રવણુને બાણુવતી મારેલો એ અપરાધ, અતકાળે આવી પહોચ્યો. તેને કોઇ વારી ન શક્યુ.

[ ૮૪ ]

થાપણુના થરને, પરમેશ્વર પોગેલ નઇ;
ઇ· દશરથ દિકરને, કાંધે ન ચડયો કાગડા.

હે કાગ, થાપણુ ( રાખી મુકેલ–સચીત )ના કર્મને ઇશ્વર પણુ ટાળ શકતો નથી. દશરથ રાજાને અંધા તપસીએ શ્રાપ આપેલો કે ' તારા મરણ વખતે કોઇ પુત્ર હાજર નહીં હોય અને પુત્ર વિયોગથી તારું મૃત્યુ થશે. ' તે શ્રાપ રૂપી સંઘરેલ કર્મના બળથી દશરથ રાજાના મરણુ વખતે ચારમાંથ એકેય પુત્ર હાજર ન હતો.

[ ૮૫ ]

સીતા મંગળ ચાર, ફેરા રાઘવને ફરી;
એનેઃ લાધ્યું ન સુખ લગાર; કસટ માંડેલ કાગડા.

સુખના દાતા અને આનંદ સ્વરૂપ એવા જે રામ પરમાત્મા તેની સાથે શ્રી સીતાજી ફેરા ફરેલાં હતાં તેને જ પરણ્યાં હતાં. છતાં પણ એ મહાદેવી જાનકીજીને જીવન પ્રર્યંત એકે દિવસ સુખ તો મળ્યું જ નહીં કારણ કે એનું પ્રારબ્ધ દુઃખનું ઘડેલું હતું.

[ ૮૬ ]

મુની વિશ્વામિતરે, જોયલ સઘળા જોશ;
તોયઃ સીતાએ સંતોષ, કદિ ન ભાળ્યો કાગડા.

શ્રી રામચંદ્રજી તથા સીતાજીના લગ્ન વખતે સારામાં સારૂં મુહુર્ત વિશ્વામિત્ર જેવા ઘણા મુનિઓએ જોયેલું એ છતાં જાનકીજીને આખો અવતાર સુખ કે સંતોષ મળ્યાં નહીં અને છેવટ સુધી દુઃખ જ ભોગવ્યું.

[ ૮૭ ]

પોતાના પુતર શીરે, તે ધરવા ગઈ તાજ;
ત્યાંઃ રેઢાં રજળ્યાં રાજ; કૈગે રંડાણી કાગડા.

કૈકેયી માતાને તો પોતાના પુત્ર ભરતને અયોધ્યાની ગાદી પર બેસાડવો હતો. ત્યાં તો રામના વનવાસથી રાજા દશરથનું મરણ થયું અને ભરતે રાજ સ્વીકાર્યું નહીં. અયોધ્યાની મહારાજધાની ધણી વિનાની રજળવા લાગી અને પોતાને રંડાપો આવ્યો.

[ ૮૮ ]

રટીએં છેલે રામ, ત્યાંઃ ભવનાં દુખ ભુકા કરે;
એઃ સીતા કેરા શામ; પણઃ કાયમ દખણી કાગડા.

રામરામ રટણ કરવાથી જન્મમરણના ફેરા મટી જાય છે. અંતકાળે એક વાર રામની સ્મૃતિ થઇ હોય તો મુક્તિ મળી જાય છે. જ્યારે સીતાજીના એ જ રામ પતિ હતા છતાં સીતાજી તો ઊંવટ લગી દુઃખી જ રહ્યાં.

[ ૮૯ ]

પગના જળનું પાન, બ્રમા હર કરવા ભમે;
પણઃ ભીલે પગ ભગવાન, કેવા ધોયા કાગડા.

જે ભગવાનના પગનું ચરણામૃત લેવા બ્રહ્મા અને શંકર ઇન્દ્રાદિ દેવો કાયમ ઇચ્છા રાખ્યા જ કરે છે છતાં તેને પણ હરિના પગનું પાણી મળવું કઠણ છે. એજ ભગવાન શ્રીરામચંદ્રજીના પગ ભીલરાજા ઉભા રાખીને, ગંગા તીરે કેવી રીતે ધોઇ અને પોતાના કુળને પાવન કરે છે

[ ૯૦ ]

પરણુ કેરા પાગ, ભીલડીએં ધોયા ભુવણુ;
જ્યાં હોય જેનો લાગ; એનુંઃ કેવું કરવું કાગડા.

શ્રી રામજીના પગ ભીલડીઓએ ચોળી ચોળીને આ પૃથ્વી પર ધોયા અને એ જળનું પાન આખા કુટુંબને કરાવ્યું. શ્રી રામ કાંઇ બોલ્યા વિના ઉભા રહ્યા, કારણ કે જેનો જ્યાં દાવ કે લાગ હોય ત્યાં તેમનું કહેવું મોટા માણસે પણ કરવું જોઇએ.

[ ૯૧ ]

તારી રામ તરાઇ, નાવિક કે, લેશું નઈ;
ભવજળ તારણભાઇ; મનેઃ કરજે કાંઠે કાગડા.

ગંગાપાર ઉતરી થી રામે નાવિકને પૂછ્યું કે ' તમોને મહેનતાણું શું આપું ? ' ત્યારે નાવિક ભીલરાજા ગુહે કહ્યું કે ' હે ભાઇ, તમે સાચી વળતર આપજો કારણ કે સંસાર સાગરના તમો ખારવા—નાવિક છો જેથી અરસપરસ કોઇએ કાંઇ ન લેવું. અંહીઆં મેં તાર્યા; ત્યાં તમો તારજો. '

[ ૯૨ ]

મહી સાગર અસમાન, રસતા જીણ હાથે રચ્યા;
ભીલોને ભગવાન, કેડા પુછે કાગડા.

જે ભગવાને આકાશ, પૃથ્વી દરીઆ તારા મંડળ તથા સૂર્ય ચંદ્રના રસ્તા પોતાને હાથે બનાવેલ છે એ ભગવાન રામ વનમાં ભીલોને રસ્તા પૂછતા પૂછતા ચાલે છે.

[ ૯૩ ]

દુનિઆને દેવું પડે, ભોજન ભગવતને;
એઃ વેડે ફળ વને, કાચાં પાકાં કાગડા.

જેનું નામ વિશ્વંભર છે, જે સચરાચરને—પ્રાણી માત્રને ખાવાનુ આપે છે, જે જગતભર્તા કહેવાય છે, તે રામ પોતાનું પેટ ભરવા વનમાં કાચાં પાકાં ફળો ઉતારે છે.

[ ૯૪ ]

બોરાંની મનમાં બીક, શીવરીને રેતી સદા,
ત્યાં: ઠળીઆ સોતાં ઠીક, કરડીન ખાધાં કાગડા.

એવાં બોર શ્રી રામ ખાશે કે નહીં એવી શીવરી નામની એક ભક્ત ભીલડીને મનમાં શંકા હતી. પણ ભગવાન તો ભાવના ભુખ્યા છે એટલે શીવરીની ભક્તિ પર ખુશી થઇ અને એ બોરના ઠળીયા સહિત કરડી ખાધા.

[ ૯૫ ]

વેણું બાધણે વામ, પીતાને સંકટ પડ્યાં,
પછીઃ રયો ન ઉભો રામ, કરવા વૈભવ કાગડા

મહારાજ દશરથના દુખની શ્રી રામને ખાત્રી થઇ કે માતા કૈકયીએ પિતાને વચનને દોરડે બાંધી લીધા છે અને મારા પર સ્નેહને લીધે પિતા મને વનવાસ આપી શક્તા નથી પણ પિતનુ વચન જાય તો રઘુકુળનુ પૂણ્ય પરવારી જાય. એ વિચાર કરી અયોધ્યાનુ સમ્રાટછત્ર તણખના જેમ છોડી શ્રીરામ વનમા ચાલી નીકળ્યા.

[ ૯૬ ]

લાગી લખમણ લાય, જનનીને જાતી કરી,
ભેળો વનમાં ભાય, કુદીને હાલ્યો કાગડા.

રામવનવાસના ખબર સાભળીને લક્ષ્મણને અંગે અંગે આગ લાગી. એ હતો આર્ય ભારતીઓને ભ્રાતૃપ્રેમ પિતા, માતા, રાજ, સ્ત્રી એ બધ નો

નાતો છોડી–લ્હેરથી અયોધ્યાના રાજરૂપી કીચડમાંથી કુદીને, શ્રીરામની સાથે વનમાં ચાલી નીકળ્યો.

[ ૯૭ ]

સીતાએ રાઘવ સાથ, રાખે માથાં રોળીઆં;
વનની લીધી વાટ, કફની પેરીન કાગડા.

જનક રાજાનાં પુત્રી મહામાયા શ્રી જાનકીજીએ પણ વસ્ત્ર આભુષણ ઉતારી માથામાં શ્રી રામની પેઠે રાખ નાખી જટા બનાવી, વલકલ વસ્ત્રોની કફની પહેરી, પોતાના પ્રાણનાથ સાથે અયોધ્યાનો રાજવૈભવ છોડી વનનો મારગ લીધો.

[ ૯૮ ]

સીતા તજ શણગાર, પ્રેમે વળકળ પેરીયાં;
એનોઃ હઇડે હાહાકાર, કૌશલ્યાને કાગડા.

સીતાજીએ અલંકારો ઉતારી અને જ્યારે માથામાં વડલાનું દુધ અને રાખ નાખી, વળી છાલનાં કપડાં પહેર્યાં, એ દ્રશ્ય જ્યારે મહારાણી કૌશલ્યાજીએ જોયું ત્યારે એના આત્મામાંથી મુર્તીમંત હાહાકાર દેખાવા લાગ્યો.

[ ૯૯ ]

વિધિના આખર વામ, જગદીશે જાણ્યા નઈ;
રાજા નથીઆ રામ, કેડા વનના કાગડા.

અદ્રશ્ય કર્મ ફળને ઇશ્વરે જાણતો નહીં હોય શ્રી રામચંદ્રજીને જે

વખતે અયોધ્યાના રાજ સિંહાસન પર ચડવાનું હતું એ જ વખતે જગતને રરને ચાવતું પડ્યુ.

[ ૧૦૦ ]

તેને ભોગ તમામ, અવધના ઝેર થયાં,
રટતાં દશરથ રામ, કલેવર છોડ્યું કાગડા.

આર્યપિતા કેવો હોય તેનો નમૂનો મહારાજ દશરથ છે એમને ખબર મળ્યા કે શ્રી રામ વનમાં ચાલ્યા ગયા કે તુરત જ છ વખત રામ રામ, રામ, એમ ઉચ્ચાર કરી અયોધ્યાના તમામ ભોગ, વિના રામ, તેમણે સર્પ સમાન સમજી પોતાના શરીરનો ત્યાગ કર્યો

[ ૧૦૧ ]

દશરથ છોડી દેહ, વિધવાપણુ આવ્યુ વળી,
રહેન લાગ્યો રેહ, કેગે હરખી કાગડા.

મહારાજા દશરથના મરણથી કૈકેયીને વિધવાપણુ આવ્યુ છતાં મહારાજ દશરથના મરણનો તથા પોતાને વૈધવ્ય આવ્યુ એનો જરાપણ શોક કૈકેયીને ન થયો અને હર્ષ થયો.

[ ૧૦૨ ]

સીતાને રાઘવ સાથ, માએ વનમાં મોકલ્યાં,
જો· વસમી ભરતને વાત, પછી કકળી ઉઠયો કાગડા.

પિતાના મરણથી પણ ભરતજીને રામચંદ્રજીનો વનવાસ અને સાથે સીતાજીને પણ વનમા જવાની વાત સાંભળી ત્યારે એનો આત્મા કકળી ઉઠયો.

[ ૧૦૩ ]

તાતેં આપેલ તાજ, ભરતને ભાવ્યો નહીં;
રાઘવ કેરૂં રાજ, એને કરવું લાગ્યું કાગડા.

મહારાજા દશરથે અયોધ્યાની રાજગાદી ભરતને આપેલી હતી છતાં મોટાભાઈ રામચંદ્રજી એના ખરા હકદાર છે એ ન્યાયથી ભરતજીને અયોધ્યાનું રાજ કરવું ઝેર જેવું લાગ્યું હતું.

[ ૧૦૪ ]

સીતા કેરો શોક, લેકર લાગ્યો ભરતને;
ભાયું વીણના ભોગ, કાંટા સરખા કાગડા.

ભરતજીના મનમાં રામચંદ્રજીના વનવાસથી પણ વધારે દુઃખ તો સીતાજીએ વલ્કલ વસ્ત્ર પહેર્યા એનું થયું હતું અને એ દુઃખ એટલું ભયંકર લાગતું હતું કે એના આત્માને ક્યાંય શાંતિ વળવા દેતું ન હતું. વળી ભાઈઓ વિનાનો રાજવૈભવ એ ભરતને મન કાંટા સમાન લાગ્યો હતો.

[ ૧૦૫ ]

વનમાં રાઘવ વાસ, પીતા પરલોકે ગયો;
ભરત મનમાં ભાસ, કેગે માતા કાગડા.

રામચંદ્રજીને વનવાસ થયો, પિતાનું મરણ નીપજ્યું, આ બધો બનાવ માતા કૈકેયીથી જ થયો છે, એમ ચોકસ ભરતને ખબર પડયા.

[ ૧૦૬ ]

દકળા સાગર દુખ, રામ વિનાનાં રેલીઆં,
માનું ન જોયું મુખ, કદિએ ભરતે કાગડા

રામના વનવાસથી દુ:ખના સમુદ્ર ભરતના મન પર ફરી વળ્યા. અને એ બધા દુ:ખનું મૂળ પોતાની માતા કૈકેયી છે એમ ચોક્કસ ખબર પડ્યા પછી જીંદગીમાં ભરતે પોતાની માનું મોઢું કદિ ન જોયું.

[ ૧૦૭ ]

દશરથનો દરબાર, ઈંદર પણ આશા કરે,
ભાઈ વિણ બેકાર, કડવો ભરતને કાગડા

મહારાજ દશરથના દરબારના વૈભવની હકુમતની અને સંપતિની ઈંદ્ર પણ ચંહના કરે એવી સામગ્રી ભાઈઓ વિના એકલા ભોગવતા ભરતને વસમું લાગ્યું ભોગવવા ઈચ્છા ન થઈ તે મિષ્ટાન જેવી સામગ્રી કડવી ઝેર લાગી.

[ ૧૦૮ ]

આંખે એકલ ધાર, આંસુ ભરતને ઉમટયાં;
હવે કરવું શું કિરતાર, કેડો ન મળે કાગડા

આંખેથી ભરતને ચોધાર આંસુ પડવા લાગ્યાં અને હવે કયો રસ્તો લેવો એની કાંઈ ખબર પડતી નથી, એવી વીષાદની છાયા આત્મા પર છવાઈ ગઈ

[ ૧૦૯ ]

ભરત ધારૂં ભેખ, કેઃ ગોળારો હેમાળે ગળું;
આવેન મારગ એક, કેઃ કલેવર છોડું કાગડા.

આત્મા પર શોકની છાયા પડવાથી ભરતની કરૂણ દશા બની ગઇ. કઇ રીતે આત્મઘાત કરીને શરીર છોડી દેવું એના વિચાર આવવા લાગ્યા. ઘડીક એવો વિચાર આવે કે સંન્યાસી થઇ જગતમાં જાઉં ઘડીક એમ થાય છે કે હિમાલયમાં જઇ શરીર છોડું ઘડીક એમ થાય છે કે પ્રાણ ત્યાગ કરું. શું કરું ? એકે મારગ સુજતો નથી.

[ ૧૧૦ ]

કારણ માંરે કાંઇ, હરિ વન પેદળ હાલીયા;
જનમ નથયો જોઈ, મારોઃ કાચે મઇને કાગડા.

માતાને મને રાજ્ય અપાવવું હતું એટલા જ કારણથી ઉઘાડે પગે રામ અને સીતાજી પગપાળા વનમા ચાલ્યા, એ બધા અનર્થનું મૂળીયુ હું જ છુ. મારો જન્મ શ્રીરામસીતાને દુ:ખ દેવા જ થયો એના કરતા માતાના પેટમાથી ઓછે મહીને મારો ગર્ભપાત કેમ ન થયો !

[ ૧૧૧ ]

રટે મનમાં રામ, વેરીનેય ટાઢક વળે;
એનેઃ દેવા દુઃખના ડામ, હુ કેગે જાયો કાગડા.

શ્રી રામ એટલો શબ્દ રામના વૈરીજનો બોલે તો પણ એના આત્માને શાંતિ વળે છે, એવા જે રામ એને જ વનવાસ રૂપી ઘોર દુ:ખના ડામ દેવા હુ કૈકેયીનો પુત્ર થયો

[ ૧૧૨ ]

દેશે રામ દિદાર, કે મોટાપો દેશે મને,
જાઉં કરવા જુવાર, દીપા સીંધુને કાગડા.

અનેક તર્ક અને વિચારો કરતાં છેવટે એમ નક્કી કર્યું કે વનમાં શ્રી રામ પાસે જવું પણ હું ત્યાં જઈશ ત્યારે મને ભાઈ તરીકે રામ બોલાવશે કે અવગણના કરી જાશે?

[ ૧૧૩ ]

શંકર બ્રહ્મા શામ, રાઘવ તજ્યે ન રાખશે;
રાખે એક જ રામ, મને કાળમુખાને કાગડા.

ભરતના મનમાં વિચાર આવે છે કે જેને રામનો તિરસ્કાર હોય એને બ્રહ્મા, વિષ્ણુ અને શંકર પણ શરણે રાખતા નથી એવો જે હું રામના તિરસ્કાર પેખ્યો કાળા મોઢાવાળો ભરત એને કોઇ શરણે રાખે એવો મહાપુરૂષ હોય તો શ્રી રામ એક જ છે.

[ ૧૧૪ ]

રજા આપે રામ, તો કોઈ સુમતીયાને સંઘરે નઈ;
સંઘરે સીતાનો શામ, કુમતીઆને કાગડા.

ગમે એવો રૂડી બુધ્ધિવાળો હોય પણ શ્રીરામ જેના રૂઠ્યા હોય તેને કોઇ આવકાર આપતું નથી એક જ સીતાપતિ-રામ એવા છે કે જે અધમને, પતિતને અને અવળી બુદ્ધિવાળાને પણ શરણે રાખે છે ભરત પોતાના મનમાં આમ વિચાર કરે છે.

[ ૧૧૫ ]

પરથમ બાંધી પાજ, ભેરૂ કાજ ભારથ ભડયો;
કપીએ હરિને કાજ, આખા કુળને હોમ્યું કાગડા.

મિત્રતા કેવી હોય એનો દાખલો એક સુગ્રીવનો જ બસ છે. શ્રી રામ સાથે ભાઇબંધી બાંધ્યા પછી કરોડો પોતાના કુળના વાનરોની સેના કરી સમુદ્ર પર પાળ બાંધી અને રાવણના કુળનો નાશ કરી નાખ્યો. એમાં આખાએ જગતનું વાનરકુળ સુગ્રીવે હોમી દીધું હતુ

[ ૧૧૬ ]

રામેં વાલીને રોળીયો, ભગવત કીધી ભેર;
વાળ્યું ભીલેં વેર, પાછું કરસન માથે કાગડા.

સુગ્રીવને મિત્ર કરીને શ્રી રામે વાલીને માર્યો પણ કર્મનો હિસાબ તો સૌ કોઇને આપવો પડે છે એ જ વાલી ભીલ થઇ અવતર્યો અને કૃષ્ણાવતારમાં શ્રી કૃષ્ણને ભીલે પોતાના બાણથી ભગવાનને વીંધ્યા.

[ ૧૧૭ ]

ભડ લંકા ભુપાળ, નવે ગ્રહ એને નમે,
બચ્યું ન પાછળ બાળ, કાંણી કેવા કાગડા.

રાવણને નવે ગ્રહો નમતા હતા પણ એક દિવસ લંકાના રણમાં રાવણના વંશનું નાનું પણ બાળક પાછળ ન બચ્યું.

[ ૧૧૮ ]

ડરતા દસ દિગપાળ, દેવે દાસોપાં કરે,
એવો. લંકાપતિ લાંકાય, એને કપિએ ચુથ્યો કાગડા

દસ દિગપાળો પણ રણમાં જેનાથી હારી ગયા હતા અને કાયમ બીતા હતા-દેવતાઓ જેના કામ નોકરની પેઠે કરતા હતા એવો જે રાવણ એને એક દિવસ લંકાના રણમાં વાદરાઓએ મારી અને ચૂંથ્યો હતો

[ ૧૧૯ ]

રજળ્યું ધડ રાવણ તણુ, કેમેય નોતો કાળ;
ઉંચા ઘરની આળ, કદી ન કરવી કાગડા

જે રાવણનો કોઇ રીતે કાળ ન હતો એવો જે પ્રાક્રમી હતો પણ એક દિવસ એનુ ધડ-શરીર લંકાના રણમાં રજળતુ હતુ એનુ કારણ તો એ હતુ કે એણે શ્રીરામની સાથે વેર કર્યુ હતુ પોતાનાથી ઉંચા હોય તેની સાથે અકારણ વેર ન કરવુ

[ ૧૨૦ ]

ભક્તોને ભગવાન, કુળ હીણ પોતાના કર્યા,
કુંભકરણ કુળવાન, એના કટકા કીધા કાગડા.

મોટા પુરૂષો તો આચરણથી રાજી થાય છે એને ત્યાં ઉંચુ નીચુ નથી. કુંભકરણ, રાવણ વગેરે ઉંચા કુળના હતા તેને શ્રી રામે પોતાને હાથે મારવા પડ્યા અને નીચા કુળના જે ભીલ વગેરે એની સાથે સબંધ જોડી પોતાના કર્યા હતા

[ ૧૨૧ ]

એ મોટાં એંધાણ, પરમેશ્વર ભોંઠા પડયા;
દીધી લંકા દાન, કીધો ન આંજસ કાગડા.

મોટા પુરૂષોનું એ નિશાન છે–લક્ષણ છે કે વીભીશણને આખું લંકાનું રાજ આપ્યું છતાં શ્રી રામને શરમ આવતી હતી કે હે વીભીશણ તમારી સેવાના બદલામાં હું તમોને કાંઇ આપી શકતો નથી.

[ ૧૨૨ ]

રોળીને લંકા રામ, પેલો પગ કેગેને પડયો;
એ-ગણને ગામોગામ, સૌ કરે આરતીયું કાગડા.

કૈકેયી માતાએ જેને વનવાસ અપાવ્યો હતો એને લીધે જેને ઘોર દુઃખ સહન કરવાં પડયાં, રાવણ જેવા કંઇક શૂરવીરો સાથે લડવું પડયું હતું. પણ છેવટે જ્યારે અયોધ્યા પાછા આવ્યા ત્યારે શ્રી રામે પહેલા દંડવત માતા કૈકેયીને કર્યા હતા. એજ એનું ભગવાનપણું કે જેને લીધે આજે ગામેગામ રામમંદિરની આરતી થઇ રહી છે.

[ ૧૨૩ ]

જમડઢ જાંબુવાન, નળ અંગદ સુગ્રીવ નર્યો;
હજુ લગ હનમાન, કાયમ બેઠો કાગડા.

નળ, નીલ, અંગદ, પનસ કેસરી, જાંબુવાન. સુગ્રીવ વગેરે મહા શૂરવીરોએ શ્રીરામની સાથે રહી લંકાના રણમાં જીત અપાવી હતી. પણ આજે

એ કોઈનું ક્યાંયે નિશાન નથી અને એ સૌની પાછળ બેસનારાળો જે હનુમાન એનું ગામેગામ મંદિર છે. એનું કારણ એ કે શ્રીરામમાં એની નિષ્કામ ભક્તિ હતી

[ ૧૨૪ ]

રજવીણ વાંકે રામ, તતખણ સીતાને તજી,
નકળંક એનું નામ, એમાં કલંક રહી ગયું કાગડા.

સીતાજીના કોઈ ગુન્હા વિના શ્રીરામે એનો જે ત્યાગ કર્યો અને વનમા મોકલી દીધાં એથી રામનામ નિષ્કલંક છે પણ એટલું કલંક એમાં રહી ગયું.

રામાયણ દોહા પૂર્ણ

[ ૧૨૫ ]

પડવા દી પુનેમથી, ચડતાં બીજ સુધીર;
વધતા દીને વીર; કરે નમણ સૌ કાગડા.

સોળ કળાથી પ્રકાશમાન એવા પૂનમના ચંદ્રને કોઈ નમન કરતું નથી, કારણ કે પૂનમ પછી ચંદ્રની કળા–શક્તિ–ઘણી ઘટી જવાનાં છે એથી લોકો એને ભજતાં નથી; અને નાના સરખા બીજના ચંદ્રનાં સૌ દર્શન કરે છે–તેને નમન કરે છે કારણ કે તેની કળા અને બળ વધવાનાં છે માટે. લોકો તો શક્તિના પૂજારી છે.

[ ૧૨૬ ]

બીજા ગ્રહ સંગ બાધતાં, ભાળે ન કો ભારાથ;
એથી–ચાંદા સુરજ સાથ, કીધું વેર જ કાગડા.

સૂર્ય અને ચંદ્ર સિવાયના મંગળ આદિ કોઇ ગ્રહોને રાહુ ગ્રહણ કરતો નથી, કારણ કે તે એટલા બધા નાના છે કે તેની સાથે લડાઇ કરે તો પણ કોઇ એને જોઇ શકે નહીં. તેણે સૂર્ય અને ચંદ્રની સાથે અકારણ વેર બાંધીને પણ પ્રસિધ્ધિ મેળવી, કારણ કે સૂર્ય ચંદ્ર આડે આવે તો એટલે આખું જગત તેને ભાળે.

[ ૧૨૭ ]

મામાને દીધું મોત, સગપણ સાંભરીયું નહિ;
ગોપાંને ગોલોક, કૃશને દીધું કાગડા.

સગા મામા કંસને એનાં હલકાં કૃત્યથી શ્રીકૃષ્ણે મારી નાખ્યો અને ઉત્તમ કર્મથી ગોવાળિયાઓને સુંદર મુકિત આપી. મહા પુરુષોના સંબંધ કર્માધીન હોય છે.

[ ૧૨૮ ]

હાળણ પેલાને થાપ, બીજાની ગ્રહવા બાવડી;
એક બેટો એક બાપ, કુળનું કયાં રયું કાગડા.

કુળવાન કે અકુળવાન એનો સાચો સરવાળો કાંઇ વંશથી, જાતથી કે બાપદાદાથી- આવતો નથી. એક જ નૃસિંહાવતાર બે કાર્મ કરવા માટે

થયો-પુત્ર પ્રહ્‌લાદના રક્ષણ માટે અને પિતા હિરણ્યકશિપુના નાશને માટે.
આમાં કુળનું સગપણ ક્યાં રહ્યું ?

[ ૧૨૯ ]

ચોમાસે વાદળ ચડે, એની આરતીયુ થાય,
શીઆળે સદાય, એનું કાળું મોઢું કાગડા

સૌ સૌની ઋતુએ-વખતે આવે તો તે માન પામે છે ઉત્તમ વસ્તુ પણ ન આવવાને વખતે આવે તો તેની અવગણના થાય છે, જેમ ચોમાસે વરસાદ આવે તો સૌ રાજી થાય છે પણ ઉનાળે શિયાળે એ જ વરસાદ આવે તો લોકો એને કાળા મુખવાળો કહીને ધિક્કાર આપે છે

[ ૧૩૦ ]

સીતાની લેવા સાર, કોઇએ હરિને નવ કહ્યું,
સ્વારથનો સંસાર, એનો કર મા ધોખો કાગડા.

સીતાજી નિર્દોષ છતાં શ્રીરામે તેને વનમાં મોકલ્યા તે વાત તમામ પ્રજા જાણતી હતી. ખાસ કરીને વસિષ્ઠ જેવા મહા મુનિઓ એ વાત જાણતા હતા છતાં સીતાજીને પાછા લાવવા કોઇએ શ્રી રામને કહ્યું નહીં, કારણ કે પછી સીતાજીમાં કોઇનો સ્વાર્થ ન હતો આ સંસાર એવી જ રીતે ચાલ્યા કરે છે માટે આમાં કોઇએ કોઇનું દુઃખ કરવા જેવું નથી.

[૧૩૧]

આખો જાય અવતાર, આઉમાં ઇતડીયું તણો;
એનેઃ ધોળા પયની ધાર, કદિએ ન મળે કાગડા.

ઇતડી નામનું એક નાનું જીવડું થાય છે તે ઢોરને અંગે ચોંટી રહે છે. તે ઇતડી ગાયના આંચળના મુખમાં જ્યાંથી કાયમ દૂધ નીકળે છે ત્યાં વળગી હોય છતાં તે ઇતડી તો લોહીનું જ પાન કરે છે, કારણુ કે દૂધને પીવાની તેને કદાપિ ઇચ્છા થતી નથી.

[૧૩૨]

ખાવું ન લગરી ખાય, મંકોડો મુરખ ઘણો;
એનીઃ કેડના કટકા થાય, પણ કરડ ન મુકે કાગડા.

મંકોડો જ્યાં કરડે છે ત્યાં ચામડીને પોતાના મોઢાથી એવી જોરથી પકડી લે છે કે એને છોડાવવા કોઇ એને તાણે તો તે કેડથી તૂટી જાય છે પણુ મોઢામાંથી ચામડી મૂકતો નથી. મંકોડાને ખાવાનું કાંઇ મળતું નથી અને જીવ પણ જાય છે એટલી મૂર્ખતા એમાં રહેલી છે.

[૧૩૩]

પોતાનાં પોસાય, બીજાંને બાળી દીએ;
એવાંઃ સાગરજળ સહાય, એની કરમા આશા કાગડા.

સમુદ્રમાં અથાગ જળ ભર્યું છે. એના થોડાએક ભાગનું પાણી વાદળામાં જાય છે અને આખી પૃથ્વીને તૃપ્ત કરી દે છે છતાં દરિયાનો એવો

સ્વભાવ છે કે તેની અંદર ઉત્પન્ન થયેલા વૃક્ષો અને ખડ તેનું જ તે પોષણ કરે છે. તે પાણી જો પૃથ્વીના ઝાડો કે અનાજના છોડ અને ઘાસ પીવા જાય તો બળી જાય છે માટે એવા દરિયાના પાણી જેવી કોઇ સંપત્તિની ક્યારેય આશા ન કરવી.

[૧૩૪]

વે ડુંગર વધીઆ, ઉંચા આભ ગીયા,
પછી: નીરજ ઠેરે ના, ઈ કોરા ધાકોર કાગડા.

પર્વતો ઘણા જ ઊંચા હોય છે, જેથી તેને વાદળાનું ઘણું પાણી મળે છે છતાં એ ઊંચપણાના અભિમાની પર્વતો પર પાણી રહેતું નથી. જેથી તે પાણી ન ગ્રહણ કરી શકનાર પહાડો કોરાધાકોર રહે છે અને પાણી તો નીચેના નમ્ર ભાગમાં રોકાય છે.

[૧૩૫]

જખમ ન જાણે જોગ, સરોવર પર ઘેરે સદા,
વારી તણે વિજોગ, કટકા દિલના કાગડા.

પોતાની સાથે સરોવર-તળાવ કેવો સ્નેહ રાખે છે એ પાણી સારી રીતે જાણે છે તેથી રોઇ રોઇને પાણી તળાવમાં જાય છે એ પાણી જ્યારે સુકાઇ જાય છે ત્યારે તેના વિયોગથી તળાવમાં રહેલા ગારાના-કાદવના ટુકડા થઇ જાય છે—ફાટી જાય છે.

[ ૧૩૬ ]

પેલાં પાણી પાય, પોતાવટ પાળે સદા;
પછીઃ જળમાં લાકડ જાય, કદી ન બોળે કાગડા.

પાણી લાકડાને પહેલા ઉછેરીને છોરૂની જેમ મોટા કરે છે એટલે છોરૂમાવતરનો સંબંધ તેને થઇ ગયેલ હોય છે. એ પોતાનુ જ પોષેલ લાકડું જ્યારે પાણીમાં પડે છે ત્યારે જળ તેને કદી ડુબાડી દેતું નથી.

[ ૧૩૭ ]

આંખ્યુ ભુલે આપ, પગડા કાંટા પર પડે;
બીજાની ભુલેં બાપ, કસટ આવે કાગડા.

ચાલતાં આંખની ભૂલ થવાથી પગ કાંટા પર પડે છે અને કાંટો પગમાં લાગે છે. પગમા તેનું ઘણું દુઃખ થાય છે. આંખોની ભૂલનું પાપ જેમ પગને ભોગવવુ પડે છે તેમ બીજાની ભૂલથી પણ આપણે કોઇ દિવસ સંકટ ભોગવવું પડે છે.

[ ૧૩૮ ]

જીભ દીએ જવાબ, દાંતુંને દુખડાં પડે;
પાડોશના પરતાપ, કાયમ ભોગવવા કાગડા.

કોઇને વાદવિવાદમાં જીભ ગાળ આપે છે ત્યારે સામાવાળો રીસે ભરાઇને ધોલ મારે તો દાંત પડી જાય છે. દાત નિર્દોષ છે છતાં જીભના પાડોશનું પાપ કાયમ ભોગવવું પડે છે.

[ ૧૩૯ ]

એમડ જેવડા વાક, કરોડ અંગ બીજા કરે,
ન કરે શુનો નાક, તોય કાપી નાખે કાગડા.

જારકર્મ ઇત્યાદિ ખરાબ કૃત્ય જ્યારે બીજા અંગોથી થાય છે ત્યારે લોકો આખાયે અંગમાં બિચારું અહિંસક એવું જે નાક તેને કાપી નાખે છે એ આશ્ચર્યની વાત છે.

[ ૧૪૦ ]

હૈયુ હરિને હાથ, મોઢું હરિના મુખમા,
તોય શંખે મીઠો સાદ, કદિ ન કાઢયો કાગડા.

ભગવાનના હાથમા શંખ પ્રથમ રહે છે તેનો હૃદયભાગ હરિના કરકમળમાં રહે છે, અને શંખનુ મોઢુ ભગવાનના મુખમા રહે છે શંખ એટલો ભાગ્યશાળી બનવા છતા કોઈ દિવસ મધુર મીઠો રાગ શંખે ન કાઢયો ગમે એટલા સત્સંગથી જાતિ અને જન્મ સંસ્કાર બદલાતાં નથી.

[ ૧૪૧ ]

સેજ કરીને શામ, પોઢયો જો લખમીપતી,
તોયે ઝેર તમામ, કદિ ન ઘટીયુ કાગડા

કૈલાશપતી ભગવાન સાપની પથારી કરીને દરરોજ તેમાં જ પોઢે છે અને રાત-દિવસ તે સર્પ સાંભળે તેમ સત્સંગ-મહિમાની વાતો કરે છે છતાં તે સાપનુ જરા પણ ઝેર ઓછું ન થયુ.

[ ૧૪૨ ]

હરિ ને બ્રમા હોય, શંકર પણ એ પઠ સદા;
કોઇએ કોઇનું કાંય, કદિ ન છોડયું કાગડા.

બ્રહ્મા વિષ્ણુ અને શંકર એ ત્રણે દેવો એક જ સ્વરૂપ છે. ફક્ત એનાં શરીર જુદાં છે. ત્રણેનો આત્મા એક જ છે. વળી એકબીજાનું કહેલું કોઇ ફેરવતું નથી. એકબીજાની આજ્ઞા એકબીજા પાળે છે છતાં સહુની રહેણીકરણી સાવ જુદી જ છે. સૌના વેશ, સૌનાં વાહન, સૌના રીતરિવાજ, એ તદ્દન એકબીજાથી અલગ છે છતાં કોઇની રીત છોડવાનો કોઇએ આગ્રહ ન કર્યો છતાં સ્નેહ તો જે છે તે જ કાયમ રહ્યો છે.

[ ૧૪૩ ]

પંડનો પડછાંયો, ઘોડયે કદિ ન ધીરશે;
મીંડું નો માંડો, તો કેડ ન મુકે કાગડા.

પોતાના પડછાયાની પાછળ લાખો ગાઉ દોડીએ તો પણ એ પકડાતો નથી. પણ તેની સામું પણ ન જોઇએ અને ચાલવા માંડીએ તો એ જ પડછાયો આપણી પાછળ પાછળ દોડયો આવે છે. સંસાર પણ તેવો જ છે.

[ ૧૪૪ ]

કોઠી તજીને કોઇ, દાણા ધંટીએ દોડીઆ;
જાંખી કરીને જોઇ, પછી કણની હાલત કાગડા.

અનાજ ભરવાનું જે સાધન ગામડામાં હોય છે તેને કોઠી કહેવાય છે. એ કોઠી કાદવ, છાણ વગેરેની બનાવેલી હોય છે. તેમાં દાણા ભર્યા હોય છે તે

દાણા પોતાની આશ્રયદાતા કોઠીને તજી અને ઘંટી સાથે સ્નેહ કરીને ત્યાં ગયા પછી એ દાણા-કણની હાલત કેવી થઈ ? (લોટ)

[૧૪૫]

શરણે આવ્યા સોય, એને ભાંગીને ભૂકો કર્યો,
તેથી-કાળજ ત્રોફે કોય, કાયમ છીણી કાગડા

પોતાને શરણે આવેલ દાણાને ઘંટીએ વિશ્વાસઘાત કરી દળીને લોટ બનાવી દીધેલ. દાણા તો એનો બદલો કાંઈ લઈ શકે તેમ ન હતા પણ કુદરતે એનો બદલો ઘંટીને કાયમ આપ્યો કે આંટવાળિયું જ્યાં થાય ત્યાં લુહાર છીણી વતી ઘંટીને ટાંકે છે. આખીએ ઘંટીને છીણીના ઘાથી ત્રોફી નાખે છે

[૧૪૬]

તુટેલ દિલને તોડતલ, ઘાટે ઘાડ ઘરાર,
પણ-ભાગ્યા સેખણહાર, કો કો માનવ કાગડા.

એક બીજા માણસોને મોંગ વાંધા પડ્યા હોય, જેમાંથી ખુનખાર તકરાર થવા સંભવ હોય, એવા કજિયા પતાવી અને એ દુશ્મન બની બેઠેલાનાં દિલને સાંધી, સીવી અને તૂની લેનાર માનવીઓ જગતમાં બહુ ઓછા હોય છે, અને ભાંગેલાંને સાંધ્યા પછી પણ એનાં વેરઝેર તાજાં કરી લડાવી મારનારનાં તો ટોળેટોળાં નજરે પડે છે.

[૧૪૭]

ઉલટે દુઃખ અપાર, દુશમનને દફણું પડે;
તે દી–વેરીની કરતલ વાર, કો કો માનવ કાગડા.

દુઃખનો મહાસાગર ઊભટી પડયો હોય અને દુશ્મનને પણ જેમાંથી મરણુ નીપજે કે આબરૂ જાય એવો સમય આવ્યો હોય ત્યારે વેરીના એ ખરાબ વખતમાં પણ માણસાઈથી મદદ કરે એવા માનવી જગતમા થોડા હોય છે.

[૧૪૮]

લાગે બહુ ભારત લડયા; અંગ પર આગમીયા;
એની–ભીડે ભાગ ભળ્યાં, એવાં કો કો માનવ કાગડા.

વેવારનો એકબીજાને વાંધો પડતાં તકરાર થઈ હોય, એકબીજાને માથે સામસામા ઘા પણ કર્યા હોય એવા તકરાર થયેલા અને દુશ્મન જેવા માણસને પણ ખરાબ વખતમા મદદ કરે એવા માણસો જગતમાં થોડા હોય છે.

[૧૪૯]

વસમા વાંસ ઘણા, એક જ કુળમાં ઉપજ્યા.
પણ કાપ્યે કુમત ના, કુળ ચંદનનાં કાગડા.

વાંસડા અને સુખડ એ એક જ નાતમાં ઉત્પન્ન થયેલ વૃક્ષો છે. વાંસડા તો એકબીજા ઘસાઈને પોતાના માતપિતા જેવા જંગલને બાળી

નાખે છે, જ્યારે ચંદન વૃક્ષ એને કાપી નાખનારને પણ સુગંધ આપે છે, કારણ કે ચંદન અને વાસડાની નાત એક છે, પણ કુળ અને રીત બન્નેનાં જુદાં છે.

[ ૧૫૦ ]

ધરણી ધીંગી જોઇ, બીજક અણુસળ બોવીઆં,
પણ-કણુ જો કાળો હોય તો કવા વાયો કાગડા.

ઉત્તમ ધરતી જોઇને સુંદર, તાજાં, સગેનાં નહી એવાં બીજ વાવ્યાં. છેવટે એ કણના છોડમાં અંગારિયો આવે તો એમાં ધરતી, પાણી અને વાવનારનો દોષ નથી પણ એ તો કવા (ખરાબ હવા) વાયો કહેવાય.

[ ૧૫૧ ]

વેરણ વિધાતા, જોડી મણિને ઝેર સંગ;
પણ' એને વિખનો વા, કદિ ન વાયો કાગડા.

વિધિનાં કેટલાંક કામ તો એટનાં અસંગત હોય છે કે ન પૂછો વાત. મણિને સર્પના માથામાં મૂકયો અને ઝેરને સર્પના મુખમાં મૂકયું. કયાં મણિની સુંદરતા અને કયા ઝેરની ભયંકરતા! એ બન્નેને એક કાગળવા જ ઉદું. આખો એ અવતાર સાથે જ રહેવાનું છતાં એ મણિને સર્પનો કે ઝેરનો જરાપણ રંગ ન લાગ્યો એ તો મણિ જ રહ્યો

[ ૧૫૨ ]

આરા નવ ઉતરાય, ચોમાસે નવ સાંભળે;
એનાઃ જેઠે પાણી જાય, કાંકર ઉડે કાગડા.

નાની નદીઓ અને નાનાં નેરાં ચોમાસાના પાણીથી એટલાં બેફામ ફાટી ગયાં હોય છે કે કોઇનું બોલ્યું પણ સાંભળતાં નથી. એ તો એના થોડાક પાણીમાં મગરૂબ બની ગયાં હોય છે. પણ જેઠ મહિનામાં જઇને જોઇએ તો ત્યાં તરસ્યાને પીવા એક ખોબો પણ પાણી નથી હોતું ફક્ત કાંકરા જ હોય છે.

[ ૧૫૩ ]

રૂડે રંગ રંગીઆ, પલંગ તે ઘરમાં પડયા;
છેવટ સાથ થયા, કાટ નનામા કાગડા.

રૂપાળા સુંદર રંગથી રંગેલો હોય અને માણસની આખી જિંદગીનો કોઇ વધારેમાં વધારે સાથી હોય તો તે પલંગ (ખાટલો). એ પલંગ તો છેવટે ઘરમાં સંતાઇ રહ્યો અને જેને કોઇ જાતનો સંબંધ ન હતો એવા થોડાક વાંસડાના ટુકડા જેને નનામી અથવા ઠાઠડી કહે છે તેમાં આવીને સ્મશાને ભેળા બળ્યા. છેવટના સાથીની પરીક્ષા માણસ પ્રથમ નથી કરી શકતો.

[ ૧૫૪ ]

વાગ્યેલ જાજા વા, તેથી પાન ઘમંડે પોગીઆં;
પણ-હળવાંને હૈયે ના, કયાં જઇ પડશું કાગડા.

મોટો વાવંટોળિયો આવવાથી અને આગ્રા પવનને બળે કરીને પાંદડું

આકાશમાં પડે ચી જાય છે પણ એનાથી એ મોટું બની જતુ નથી એ પોતાની યોગ્યતાથી ઉંચે ચડેલ નથી. એ તો પવનના બળથી ઉંચે ચડ્યુ છે હું પાછુ કહ્યુ જગ્યાએ પડીશ એની સમજણ પણ એનામાં નથી, કારણ કે જેમ પવનથી ઉંચે ચડ્યું છે તેમ જ્યાં પવન એને લઇ જશે ત્યાં એ પડશે, એ તો એવું હલકુ-હળવું છે કે એનામાં ચડવાની તથા ઊતરવાની બંને શક્તિ નથી

[ ૧૫૫ ]

કારણ અણુચળ હોય, ધ્રુને આસ્તીયું ધરે;
જેનાં-હૈડાં ફરતાં હોય, એને કોઇ ન ભજે કાગડા.

આકાશમાર્ગે બધા ગ્રહો, નક્ષત્રો રાતદિવસ ફર્યા જ કરે છે. તેની સામે દીવો (આરતી) ધરી કોઇ મારગ ગોતતું નથી. સમુદ્રમાં વહાણવટીઓ ભૂલા પડે ત્યારે ધ્રુવતારો જુએ છે, કારણ કે એ કોઈ દિવસ પોતાને સ્થાનેથી ચળતો નથી પણ જેના મન તથા શરીર ફર્યા કરે છે એને ભરૂસે કોઇ માર્ગ નથી શોધતું

[ ૧૫૬ ]

મન એમાં મજા, ફુલ વીણી પાછો ફર્યે,
એના-પંડનું પુછીશ ના, તને કાંટા કયાંથી કાગડા.

ગુલાબના છોડ પાસે જઇ ફૂલ વીણી લેવામાં જ આનંદ છે. એની સુગંધ લેવામાં લહેર છે, પણ મોટા પરીક્ષક થઇ અક્કલ શોધક થઇ ગુલાબને જો પૂછવા માંડશો કે તારે શરીરે કાંટા કેમ છે! તો જવાબ કાંઇ નહી મળે અને ફૂલનો આનંદ પણ જશે.

આ બધા દુહા પ્રાસ્તાવિક અને પરચુરણ છે. જુદા જુદા વિષય પર લખાણા છે એનો શબ્દાર્થ બહુ જ ટુંકો છે. એનો ભાવાર્થ ઘણો ઉંડો અને મોટો છે. લગભગ બધા દુહા અન્યોક્તિ છે. પશુ, પંખી, સ્થાવર, જંગમ, જીવ, પ્રાણી, વનસ્પતિ, દેવી, દેવતા, ઝેર, અમૃત વગેરે વગેરેને સંબોધીને એ છે, પણ એ બધાનો ભાવ તો માણસ ઉપર છે.

[ ૧૫૭ ]

કાઢી મેલ્યા કોઇ, રામ ભજનને રૂસણે;
તેથીઃ જાતા દનડા જોઇ, કાળ નોતરવા કાગડા.

હે કાગ, જિંદગીના જેટલા દિવસ ગયા તે બધા હરિના ભજન વિનાના ગયા છે અને તે દિવસો કયાં ગયા ? દુ:ખના દિવસો માંડમાંડ કાઢયા એમ કહેવાય છે. એ કાઢી મેલેલ દિવસો તો રિસાવીને તારા શત્રુ થઇને ગયા છે. ઇશ્વરભજનના રૂસણાથી અઘટિત રીતે તેં જે દિવસોને રજા આપી છે તે તો કાળને નોતરું આપવા ગયા છે. એટલે જેટલા દિવસ ગયા તે તો સંસાર–પંથ ઓછા કરતા ગયા છે. કાળ નજીક આવે છે માટે હવે રહેલા દિવસોને મનાવી લે, પરમેશ્વરના ભજનમા ગાળ, નહીં તો બધા જ દિવસો વેરી થઇને જશે કાળને બોલાવવા

[ ૧૫૮ ]

અંતરમાં અવધેશ, રટવાન રોકેલ નઈ;
માટેઃ હાલે સાસ હંમેશ, કાળ ઘરાં પર કાગડા.

હે કાગ, રાતદિવસના એકવીશ હજાર અને છસો શ્વાસ ચાલે છે.

તે ચાલતા શ્વાસને ધ્યાન, ધારણા કે પ્રાણાયામ રૂપી તાણ કરી પરમેશ્વરમાં મન લગાડીને કોઇ દિ હૃદયમાં રોકયા જ નહીં. તે તિરસ્કાર પામેલ એટલા શ્વાસ જાય છે એ તો તારા વિરોધી થઇને કાળ મહારાજને ઘેર જાય છે. માટે બાકી રહેલા શ્વાસને પ્રાણાયામથી રોકીને કયારેક કયારેક મન ઇશ્વરમાં લગાડ.

[ ૧૫૯ ]

ઉજળીઆં આવેલ, પળીઆં તો માથે પ્રગટ;
તારાં કાળાંન કાઢી મેલ, એમઃ કેસ સંદેશો કાગડા.

. હે કાગ, તારા કેશ કાળા મટી જવા લાગ્યા છે. અંદર ધોળા વાળ આવવા લાગ્યા છે. તે માથાના ધોળા વાળ તારા કાન પર દબાને તુંને સંદેશો આપે છે કે 'હવે ઊતરતી અવસ્થાએ આ જગતનાં કાળાંધોળાં એટલે પાપ, તેને તું છોડી દે અને હૃદયને ઊજળું બનાવ; કારણ કે વૃદ્ધ ઉંમર આવે છે જેથી દેહનો ભરૂસો નથી; માટે પ્રભુનું ભજન કર.'

[ ૧૬૦ ]

બથ લઈ ભેળા બેસતા, એનાઃ નજરૂંના ય નાકાર;
છેવટનો શણગાર, કોણેં સંઘેરી કાગડા.

કાયમ સ્નેહથી બાથમાં લઇ બેસનાર મિત્રો તો તારો છેવટનો શણગાર એટલે ખાપણ-વસ્ત્ર. (મડદા પર ઓઢાડેલ લૂગડું) એની સામી કોઇ નજર પણ કરતું નથી. એ તારું છેવટનું અવશેષ-ચાદી-ખરાબમાં ખરાબ ગણાતું વસ્ત્ર એને કોણે અપનાવ્યું ? (ભંગીએ.)

[ ૧૬૧ ]

છોડી દીધો સાથ, ભાઇ પુતર ને ભામની,
હેતેં પકડયો હાથ, કંપતો જેનાથી કાગડા.

મરણ પછી તો ભાઇ, દીકરા તથા સ્ત્રી–એ સઘળાં તો તારો સાથ છોડી ઘેર રહ્યાં છેવટે તું જેનાથી કાયમ બીતો હતો એવી સ્મશાન–ભૂમિએ તને આવકારી પોતાના ખોળામાં સુવાડયો–સંઘર્યો.

[ ૧૬૨ ]

પાડયા પાણીડા, દુખી ભીતરૂ દેખીને,
એને આસુડા, ફૂટીને હાલ્યા કાગડા.

કોઇ ભાઇબંધ મિત્ર, કુટુંબી અને આશ્રિત દુખી વર્ગને દુ:ખી જોઇ તને જેને માટે ખરાબ લાગ્યુ હશે અને તારી આખમા પાણી આવ્યા હશે એને જ તારી પાછળ ફૂટીફૂટીને આખમા આસુ આવશે.

[ ૧૬૩ ]

તારી મીઠપ તાવ, અગડે જેને આવશે,
એને ભવનો સાકર ભાવ, કડવો લાગે કાગડા.

તારી રખાવટ રૂપી તથા સ્નેહ રૂપી તથા ઉપકાર રૂપી તથા મીઠાશ રૂપી અને જેને તારા વિયોગ રૂપી તાવ આવ્યો હશે એને સાકર જેવો મીઠો સંસાર પણ તારા વિના કડવો લાગશે

[ ૧૬૪ ]

પુત્ર અને પરિવાર, મુકેલ માયા માણશે;
સંભારશે સંસાર, એક કવિ મીતરૂ કાગડા.

સત્યથી કે અસત્યથી, પાપથી અથવા પુણ્યથી મેળવેલ ધન તથા સંપત્તિ તે તો તારી પાછળ પુત્રો, પૌત્રો, ભાઇઓ વગેરે ભોગવશે, પણ તને કોઇ સંભારશે નહી. ફક્ત કોઇ કવિ મિત્ર હશે તો એ એક જ તને સંભારશે, કારણ કે કવિઓ કાયમ લાગણીપ્રધાન હોય છે એટલે એ મરણપર્યંત મિત્રોને વિસરતા નથી

[ ૧૬૫ ]

આભ ગરજની આંખડી, ઢૂંઢી લે ધડને;
એમ ભાળી લે ભડને, કવિની આંખું કાગડા.

ઉંચે આકાશથી ગીધ, ગરજ, સમડી વગેરે પક્ષીઓ જેમ ધડને એટલે કોઇ મરી ગયેલ પ્રાણીના શરીરને શોધી લે છે એમ જ કવિની આંખુ –દૃષ્ટિ શૂર અને દાતારને ગમે તે સંયોગોમાં પણ ઓળખી કાઢે છે.

[ ૧૬૬ ]

વરખ રોગ ને વેરીઆ, વ્યસન વાદ વણાય;
જો મુખથી નવ જાય, તોઃ કોળ્યા કરે કાગડા.

વૃક્ષોનાં થડ, રોગ, દુશ્મન, વ્યસન (બંધાણ) વિવાદ અને વણ એટલે પાક આદિ ગૂમડાં–એટલા જો સમૂળાં નાશ ન થાય તો વખત આવ્યે ફરી પાછાં ફૂટે છે એટલે સર્જન થાય છે

[ ૧૬૭ ]

કણુ કોરા રીયા, પાણી રેલ પીવા થકી;
બીજા બળી ગ્યા, ક્યારા વિણુના કાગડા.

જે વાડીમાં કે બગીચામાં ક્યારા નથી કર્યા અને (રેલ) પાણી એટલે નીક કે ધોરિયા વિના ખેતરમાં ગમે ત્યાં જાય એવી રીતનું પાણી પાવાથી જેને ઘણું પાણી મળ્યું તેને અજીર્ણું થવાથી બધા કણો વાવેલા હતા તે જલદીથી બળી ગયા અને બાકીના સાવ કોરા રહ્યા એટલે એને પાણી જ ન મળ્યું. આમ અવિવેકે વપરાતી શક્તિ કે લક્ષ્મીથી કદાપિ ફાયદો થતો જ નથી.

[ ૧૬૮ ]

પ્રીતાળુ મળીઆ પછી, હેત કરી હસતાં;
એનોઃ વાંસો વાઢીતાં, કોઢ નિકળીઆ કાગડા.

કપટથી જેને મિત્ર તથા મોટો માન્યો હોય, તે જ્યારે મળે ત્યારે તો ખડખડ હસી-દાંત કાઢીને સ્નેહ બતાવે છે અને એની ગેરહાજરીમાં એના અવગુણુ ગાનારને કોઢ નીકળે છે.

[ ૧૬૯ ]

ભેરૂને ભોજનમાં, ભાણે વિખડાં ભેળવ્યાં;
તેને પણુ તનમાં, કોઢ નિકળીઆ કાગડા.

મિત્રોને દગો કરી વિશ્વાસઘાત કરીને જે ઝેર આપી મારી નાખવાનો પ્રયોગ કરે છે એને પણુ છેવટે કોઢ નીકળે છે.

[ ૧૭૦ ]

કપટે રહીને કોઇ, જે ઘર રીતું જાણીયું;
જાણીને હણીઆં જોઇ, કોઢ નિકળીઆ કાગડા.

કપટથી સેવક કે સ્નેહી બની જેને ઘેર ઘણા દિવસ રહ્યા હોય, અને બહુ દિવસ રહેવાથી - તે ઘરના રીતરિવાજ બધું જાણી લઇને પછી તેના દુશ્મનને મળીને અથવા પોતાને વાંધો પડવાથી જેનું અન્ન વગેરે ખાધું છે એના પુરુષોની જે ઘાત કરે છે એને પણ કોઢ નીકળે છે.

[ ૧૭૧ ]

જે પંડ જાણીતા, ભૂંડાં સારાં ભેરનાં;
ભૂંડાં ભાખીતા, કોઢ નિકળીઆ કાગડા.

પ્રથમ મિત્રતા હોય એટલે આગલા મિત્રના ગુણઅવગુણને જાણી લીધા હોય—તેની સારી કે ખરાબ ટેવોને પણ સમજી લીધી હોય—સાથે રહીને ક્યારેક સારાંનરસાં કામો પણ થઇ ગયાં હોય—પછી એની સાથે વાંધો પડતાં પોતે જાણેલા આગલાના અવગુણને જે ગાયા કરે છે—જાહેર કરે છે એને પણ છેવટે કોઢ નીકળે છે.

[ ૧૭૨ ]

વઢો વેરી હોય, પણ હોય લાખું પાળતો;
એનીઃ લાજું લોપી લેય, કોઢ નિકળીઆ કાગડા.

ભલે ને દુશ્મન હોય, પણ પ્રતાપી હોય—અને લાખો માણસનો વિસામો હોય—ઘણાનું ભલું કરનાર હોય અને આબરૂદાર હોય—એની આબરૂમાં કલંક આવે એવું કર્મ કરનારને પણ કોઢ નીકળે છે.

[ ૧૭૩ ]

ગાય તણે ગુને, બાળી ગૌશાળા બધી;
રૈયા રાંકુને, કોઢ નિકળીઆ કાગડા.

એક ગાયના દોષથી આખી ગૌકુળની ગૌશાળાને બાળી દેનાર અને ગરીબોને અન્યાયથી દુઃખ આપનારને પણ કોઢ નીકળે છે.

[ ૧૭૪ ]

શત્રુ હદ છાંડયા, વેરીન હેતુની વ્હેંચણી;
એમાં મોળા પગ માંડયા, કોઢ નિકળીઆ કાગડા.

. એકબીજાને શત્રુતા હોવા છતાં પણ કોઇ તકરારી વહેંચણી શત્રુએ શત્રુના હાથમાં સોંપી તેને પોતાનો પંચ બનાવ્યો હોય, અને એમાં તે પંચ જો દુશ્મનાવટ રાખી પંચ બની તેને નુકસાન કરે તો તેને પણ કોઢ નીકળે છે.

[ ૧૭૫ ]

અંગ ગઢપણ આયાં, સઘળું પુત્રને સોંપીયું;
પિતાને પરહરીઆ, કોઢ નિકળીઆ કાગડા.

પુત્રને માટે રળીરળી પૈસોટકો, માલમિલકત જે મેળવ્યું હોય તે પુત્રોને સોંપી દઇને પિતા વૃદ્ધપણાને લીધે વેવારમુક્ત થયો હોય-શરીર અશક્ત થઇ ગયું હોય એવી વૃદ્ધાવસ્થામાં એ પિતાનો પુત્રો ત્યાગ કરે અથવા તેનું કહ્યું ન કરે અને તેની બરદાસ ન રાખે એવા દીકરાને પણ કોઢ નીકળે છે.

[ ૧૭૬ ]

સત ભગત અને સ્નેહીને, કુડા વેણ કીયા,
એના ગાતર ગળી ગયા, કોઢ નિકળીઆ કાગડા.

સત પુરુષો, ભકતજન, મિત્રો અને કુટુંબીજનોને કારણ વિના ખરાબ વચન કહીકહીને જેણે દુભાવેલ છે એના તો અંગેઅંગ ગળી જાય એવો કોઢ નીકળે છે.

[ ૧૭૭ ]

વિણ હથિયારે વેરીઆ, કંપી કળકળીઆ,
તોય કડૂરા ઘાવ કીયા, એને કોઢ નિકળીઆ કાગડા.

હથિયાર વિનાના શત્રુને માથે હલ્લો કર્યો હોય–અને તેણે શરણાગતિ સ્વીકારી હાથ જોડી કકળાટ કર્યો હોય–છતા તેના પર જે ઘા કરે છે એને પણ કોઢ નીકળે છે.

[ ૧૭૮ ]

કાટકવા હાકલ કરી, દીધી ડાડીઆ,
હારણુરણુ હણીઆ, એને કોઢ નિકળીઆ કાગડા.

બાધવા હાકલ કરી અને દુશ્મને 'તારી ગા છું' એમ રાડ નાખી અને પગે પડવા છતાં એવા હારેલાને મારનારને પણ કોઢ નીકળે છે.

[ ૧૭૯ ]

કાજળ બચ્ચાને કોઇ, તોડી ફોડીને દીપીએ,
જેમ જેમ વાટો જોઇ, કાળપ પકડે કાગડા.

સોપારાના ટુકડાઓના નાના ટુકડા કરીકરી અને જેમજેમ

વાટો—જેમજેમ બારીક બનાવો તેમતેમ વધારે કાળું થતું જાય છે.

[ ૧૮૦ ]

છાશ માખણ ઘી છેવટે, એની હાલત સળગી હોય;
કદીએ કાળાં નોય, જેનાં કુળ દુધડીઆં કાગડા.

જેનું માવતર દૂધ છે એની ચાર પાંચ પેઢી સુધી પણ ધોળપ જતી નથી દૂધમાથી દહીં તે પણ ધોળું, તેમાંથી છાશ તે પણ ધોળી, તેમાથી માખણ તે પણ ધોળું. ફકત માખણને જ્યારે ચૂલે ઊનું કરવા ચડાવે છે ત્યારે સહેજ રંગફેર થઇ જાય છે; પણ તે ઘી જ્યારે ઠરી જાય છે ત્યારે એના કુળના સ્વભાવ પ્રમાણે ધોળું થઇ જાય છે.

[ ૧૮૧ ]

તાંબું ને પીતળ તોલ, કાસું પણ રણકયા કરે;
બોલે ન કદીએ બોલ, કુંદન મુખથી કાગડા.

તાંબું, પિત્તળ, કાસું વગેરે થોડી કિંમતવાળી ધાતુ હમેશા બોલ્યા કરે છે—એને પછાડો કે ટાકર મારો તો અવાજ આપે છે; પણ જેનામાં ઝાઝી કિંમત છે એવું જે હેમ—સોનું તે પોતાના મૂલ વિષે કે પોતાની મોટપ વિષે કોઇ દિ બોલતું નથી—અવાજ આપતું નથી.

[ ૧૮૨ ]

હૈયું ને કાપે હાથ, એનો અંતરમાં અંદેશો નઇ;
પણ: ચણોઠડીનો સાથ, એની કોચવણ રઇ ગઇ કાગડા.

સોનું કહે છે કે 'મારું આખું અંગ સોની કાપી નાખે, છતી તેઓ

નાખે, હાથપગ વગેરેના કટકા કરી નાખે અને અગ્નિમાં તપાવે તો પણ મને એનો ધોખો-ઓરતો નથી; પણ મારા જોખમાં સામી જે ચણોઠી રાખીને તોલ કરે છે એની કોચવણ મારા દિલમાં કાયમ રહે છે.'

[ ૧૮૩ ]

જોર ન પંડનું જોય, ઉભી થઇ ઉંચાં તણી;
ધજાને ધીરપ નોય, કાયમ ફફડે કાગડા.

ધ્વજા પોતાની યોગ્યતા, વજન-ભાર કેટલો છે તે જાણ્યા વિના દેવળ પર ચડી ગઇ. પછી એ સ્થાનના તપથી ધ્વજાને ધીરજ રહેતી નથી અને 'હવે મારું શું થાશે ?' એ વિચાર કરી કાયમ ફફડ્યા કરે છે.

[૧૮૪]

છુંત મેળવીઆં જોય, લેરૂને દીવે ભખીયાં;
કારણ એને હોય, કાળું મોઢું કાગડા.

રૂની વાટ અને તેલે દીવા સાથે મિત્રતા કરી; પણ દીવો તેને જ ખાઇ જવા માંડ્યો-મિત્રોનો આહાર કરી પ્રકાશ આપવા લાગ્યો; પણ મિત્ર-દ્રોહના પાપથી એના મોઢા પર શામતા-કાળપ આવી.

[ ૧૮૫ ]

બીજાં વૃખ બધાંય, છેવટ લગી છોરૂ જણે;
પણઃ થડમાં બચળાં થાય, પછી કેળ ન ફળે કાગડા.

બીજાં તમામ વૃક્ષો ઘડપણ આવે તો પણ છોકરાં જણે છે. એક જ

એવું વૃક્ષ છે કે એક વાર પોતાને પડખે નાનાં બચ્ચાં થાય પછી સંસાર-વહેવાર છોડી દે છે અને બીજાં બચ્ચાં ઉત્પન્ન કરતું નથી ( કેળ. )

[ ૧૮૬ ]

રટે બ્રાહ્મણ રામ, વખતેં વીવા તણે;
નારાયણનું નામ, પણ કડવું લાગે કાગડા.

વરઘોડામાં ફેરા ફરતાં હોય, સુંદર લગ્નગીતો ગવાતાં હોય, હર્ષનો પાર ન હોય-એ સમયમાં બ્રાહ્મણ જો 'રામ બોલો, ભાઇ, રામ બોલો,' એવા ઉચ્ચાર કરે તો સારા નથી લાગતા, કારણ કે નામ ઈશ્વરનું છે પણ એ તો મરણ પાછળ બોલાય છે.

[ ૧૮૭ ]

હૈડે ફાટ ન હોય, ધરણી આખીને ઢાંકશે;
એના કુળનાં કોય, કાલાં ફાટયાં કાગડા.

આખીયે માનવ જાતિને ઢાંકનારું એવું જે રૂ તે પૃથ્વી બળીને પોતે દુઃખ સહન કરી ઢાંકે છે છતાં અહંકાર કરતું નથી, અને એના જ કુળનું કાલું તે ફાટે છે. ( કાલું પાકતી વખતે ફાટી જાય છે. )

[ ૧૮૮ ]

જણ પોતાનાં જોય, કાયમ એ ફાટયાં ફરે;
કુણે રૂ એં કોય, કાલાં તજીઆં કાગડા.

પોતાના જ ભાઇ અને કુટુંબી એવાં જે કાલાં ફાટયાં ફરવાથી કોમળ સ્વભાવના રૂએ તેનો ત્યાગ કર્યો એટલે પાકયા પછી કાલાંથી રૂને જુદું કરવામાં આવે છે.

[ ૧૮૯ ]

કપટેં કાઢયા દાંત, ઇંધણુ અંગડાં સોંપીઆં;
ઘટમાં હતી ઘાત, કરવત હતું કાગડા.

કરવત નામના ઓજારના દાંતા બહાર દેખાતા રહે છે એટલે કરવત હસે છે–દાંત કાઢે છે એમ જાણી લાકડાએં પોતાનું અંગ તેને સોંપી દીધું: પણ એ તો ઉપરથી દાંત કાઢતું હતું, પણ તેના હૃદયમાં કપટ હતું તેથી તેણે લાકડાને ચીરી–વહેરી નાખ્યું.

[ ૧૯૦ ]

મંડાણુ નો મંડાવ, જાજાં પાણી જોઇને;
આવેન તળની આવ, ત્યાં : કોસ ન હાલે કાગડા.

કુવામાં નીઝરાનું અથવા પડખાની શીતનું ખોટું પાણી જોઇ મંડાણુ મંડાવી તેના પર મોટો ખરચ કરીશ નહીં, કારણુ કે જ્યાં તળવાણી પાણી નથી આવતું ત્યાં કોસ નહીં ચાલે.

[૧૯૧]

લીધું આરેં લોય, એ હથ દાતરડું અયું;
જે કર વાંઝ્યું જોય, ત્યાં કરસડ આવ્યું કાગડા.

વાવણીના વખતમાં ખેડૂતો ડાબા હાથથી વાવે છે અને જમણા હાથમાં આરવ જો પરોણો (લોઢાની અણીવાળો સોટો) રાખે છે અને એનાથી બળદને હાંકે છે એટલે લોહી નીકળે છે. પછી લાણી વખતે બંને હાથને તેનો બદલો મળી ગયો, કે જમણા હાથમાં દાતરડું આવ્યું અને જે હાથે

વાવેલું તે ડાબા હાથમાં કરસડું આવ્યું. (ડાબે હાથે કરસડું ઝાલીને જમણે હાથે દાતરડાથી તેને કાપે છે.)

[ ૧૯૨ ]

વાએલ વા કવા, ખેતર તલ ખાલી રયાં;
સામે વરસ સગા, કામેલ દેશે કાગડા.

જે જમીનમાં તલ વાવ્યા હોય તેમાં કોઇ ખરાબ હવાથી તલને ફાલ ન આવ્યો હોય અને બિલકુલ તલ ન થયા હોય પણ હે ભાઇ, તું મુંઝાઇશ માં, કારણ કે તલનું ખેતર એવું કેળવાણું હોય છે કે બીજે વરસે તને બમણી નીપજ આપશે.

[ ૧૯૩ ]

આગેય ઓરાણાં, કલંક પંડનાં કાઢવા;
સોનું સળગે ના, એનીઃ કાળપ સળગે કાગડા.

સોનું અગ્નિમાં પડે છે, બળે છે તે કોઇ દિવસ ઓછું થતું નથી તેમ તેની કાંતિ પણ ઘટતી નથી. એ તો પોતાનો દોષ જે મેલ છે તેને બાળવા આગમાં પડે છે. એ મેલ બળી ગયા પછી તેનું તેજ બમણું વધે છે.

[ ૧૯૪ ]

મનમાં માગ ઘણો, પેટડીઆું મોટે પને;
વસમો વાંદરડો, કાળાંનો કરતલ કાગડા.

બંદૂક તો મોટા પેટવાળી છે. તેના હૈયામાં ઘણો અવકાશ છે; પણ નાનો એવો જે વાંદરો એ જ કાળાં કામનો કરનારો છે.

[ ૧૯૫ ]

સોનું નીચ સદાય, હેતુ સાચાનાં હૈયાં,
જુગે જૂનાં ન થાય, કાટ ન ચડે કાગડા.

સોનું, નીચ માણસ અને સાચો મિત્ર—એના હૃદય ઉપર કોઇ દિ જુગ જાય તો પણ કાટ ચડતો નથી, એટલે ઘણે વરસે પણ સોનું તે સોનું જ રહે છે, હરામખોર પણ ઘણા વરસો પછી હરામખોર જ રહે છે, અને સુમિત્ર પણ ઘણાં વર્ષો જતાં સુમિત્ર જ રહે છે.

[ ૧૯૬ ]

દીવો તેજ દિદાર, પણ કાયમ એ બળગ્યા કરે;
એની: પાછળનો પરિવાર, કાજળ જન્મ્યું કાગડા.

દીવો પોતે તો તેજનો અંબાર છે, બધાને પ્રકાશ આપે છે, પણ એવો બળતરિયા સ્વભાવનો છે કે કાયમ બળ્યા કરે છે એટલે સળગ્યા કરે છે, જેથી તેની પાછળ તેના પરિવારમાં કાજળ-મેશ જન્મી. (ઇર્ષાખોરને બળ્યા કરે છે એમ કહેવાય છે )

[ ૧૯૭ ]

ચતુર હરણ સ્વભાવ, પૃથ્વી પણ મોટે પને;
તોયઃ પાસ તણે શર પાવ, કિસમત લાવે કાગડા.

હરણનો ચતુર સ્વભાવ છે. પૃથ્વી પણ ઘણી મોટી છે છતા પારધીએ બાંધેલ પાસલાના એ તસુના ગાળામાં નાની એવી હરણની ખરી આવી જાય છે એ બધા ભાગ્યના ખેલ છે.

[ ૧૯૮ ]

એરૂ મળીઓ આર, મારગ નીકળવા મળ્યો;
મે'નત બડ મોરાર, કે: કિસમત મોટું કાગડા.

અંજવાળી રાત્રે એક ખેતરમાં કરંડિયામાં સાપ પૂરેલો વાદી સૂઇ ગયો. સરપ ઘણા દિવસનો ભૂખ્યો હતો જેથી મરવાની અણી પર હતો. કરંડિયામાં થોડા રોટલાના ટુકડા પડેલા, જેની ગંધ આવવાથી એક ઉંદરે કરંડિયો કાપ્યો અને અંદર પેઠો. તે સીધો સરપના મોઢામાં ગયો. પછી સરપ તે તોડેલ કરંડિયામાંથી બ્હાર નીકળી ચાલ્યો ગયો. સરપની કાંઇ મહેનત ન હતી અને ઉંદરનો પ્રયાસ હતો છતાં મહેનતનું મરણ થયું અને મરણવશ સરપને ખોરાક અને રસ્તો બંને મળ્યાં. એટલે પુરુષાર્થ મોટો કે ભાગ્ય !

[ ૧૯૯ ]

રગતી રાડે રાડ, ભુખી ગાયું ભાંભરે;
વીઠલ ન કરે વાડ, એનું: કારણ શું છે કાગડા.

મહાદુકાળ પડવાથી ગાયોનાં ઘણુ ભુખના ભાંભરડા દીયે છે છતાં ગૌબ્રાહ્મણપ્રતિપાળ એવો જે પરમેશ્વર એ સંકલ્પ માત્રથી શેરડીના વાડો કેમ ઉત્પન્ન કરતો નથી, એનું કારણ સમજાતું નથી.

[ ૨૦૦ ]

બીજે ન મળે બાદ, ભોજન મીઠામાં ભળે;
પણ: સાકર કેરો સ્વાદ, કડછીને નાવે કાગડા.

કોઇ જાતના વાંધા વિના કડછી મીઠા ભોજનમાં કાયમ ભળી જાય છે,

દૂધપાક વગેરે તેનાથી હલાવે છે, છતાં આખાયે અવતારમાં કડછીને સાકરના ગળપણનો સ્વાદ કદી આવતો નથી.

[ ૨૦૧ ]

આયાં વસીએ આપ, છીપું સાગરને સહે;
બીજે આંગણ બાપ, કામી ખાઈએ કાગડા.

છીપ સમુદ્રને કહે છે કે 'હે સાગર, અમે તમારે ત્યાં વસીએ છીએ છતાં તમારું કાંઈ લેતાં નથી. અમે તો બીજા પાસેથી લઈને તમને યશ આપીએ છીએ. સ્વાતિનો વરસાદ ઝીલી સાચાં મોતી બનાવીએ છીએ અને એની બધી કીર્તિ તમોને આપીએ છીએ.'

[ ૨૦૨ ]

લાગે જેને લાગ, કોઈ ન જાતો કરે,
ભગવત પોતે ભાગ, કમળા લીધી કાગડા.

વખત આવ્યે કોઈ ભૂલી જતું નથી, કારણ કે જગત સ્વાર્થનું બનેલું છે. જુઓને સમુદ્રમંથનમાં ભગવાને લક્ષ્મીજીને પોતાના ભાગમાં રાખ્યાં.

[ ૨૦૩ ]

દેવ અસુર ને દાગ, ક્રેમંડથી ઉંચો વધ્યો,
વેંચણમાંથી વાદ, કાયમ સળગ્યો કાગડા.

દેવના અને દૈત્યને આકાશથી પણ ઊંચો એવો વિવાદ વહેંચણમાંથી થયો. સમુદ્રમંથનમાંથી અમૃત વગેરેના ભાગલામાંથી તે તકરાર પડી તે કાયમને માટે સળગતી જ રહી.

[ ૨૦૪ ]

સુરાં કેક સધીર, સંઘરીયાં અમરત સદા,
પણ વિખને સંઘરે વીર, કોઠા હરના કાગડા.

બધા દેવતાઓએ અમૃત મેળવવા મોટી મહેનત કરી અને કંઇક વાંધાં પડ્યા છતાં અમૃત માટે બધી મહેનત કરી અને અમૃત મેળવ્યું. પણ ઝેરને પચાવવા માટે તો એક શંકરના જ કોઠા (પેટ) છે.

[ ૨૦૫ ]

પરીયુંને પેખવા, દેવો કંઇ દોટું દીયે,
પણ સાપુંને સાચવવા, કામ શંકરનું કાગડા.

અપસરાઓને જોવા તથા પાસે રાખવા માટે બધા દેવો દોટું કાઢે છે; પણ સાપને પોતાના ગળામાં રાખવા, એ કામ એક શંકરનું જ છે.

[ ૨૦૬ ]

દેવોની આગળ દૂત, રૂપાળા કાયમ રીયે,
ભેળાં રાખે ભુત, કૈલાસવાળો કાગડા.

બધા દેવતાઓ સારા સારા માણસો પાસે રાખવાનું પસંદ કરે છે; પણ ભુતને પોતાની પાસે રાખવા એ તો કૈલાસનાથનું જ કામ છે.

[ ૨૦૭ ]

દેવાં ડૂબકી જાય, અનગળ પાણી આકરાં;
ગંગા ગોથાં ખાય, હેક જડાધર કાગડા.

મોટા મોટા દેવતાઓ પણ જેની અંદર ડૂબી જાય એવી મહાપૂરવાળી ગંગાજી તે પણ જેની જટામાં ભૂલી પડી જાય, એવો દેવ તો એક શંકર જ છે.

[ ૨૦૮ ]

લાખાં ઘાટ લુવાર, ઘણુ મુલી ખાગડ ઘડે;
રણુ સાંભળતા રાર, કમાડ ભીડે કાગડા.

લુવાર સારામાં સારી તલવાર ઘડે છે. હજારો માણસોને કાપી નાખે એવા પાણીવાળી એ તલવારનો બનાવનાર લુવાર જ્યારે રણની-ધીંગાણાની વાત સાંભળે ત્યારે કમાડ ભીડીને અંદર બેસી જાય છે.

[ ૨૦૯ ]

ચીતર સારૂં હોય, એની કીમત આંકજે;
કાઢયાં ઓબાં કોય, ભલે કાણી-આંખે કાગડા.

ચિતારે ચિત્ર કેવું કાઢયું છે એની કિંમત કરજે-ભલે એ ચિત્રનો ચીતરનાર કાણી આંખવાળો હોય ચિતારો એક આંખે બાડો છે માટે એનું ચિત્ર ખરાબ છે એમ ગણતરી ન કરજે.

[ ૨૧૦ ]

ભીડયું અંગ ભળાય, અવસર સૌ આઘાં ખસે;
થીંગડ સાથ સીવાય કુળની લાજે કાગડા.

કપડાંને જ્યારે ફાટવાનો વખત આવે છે ત્યારે કોઇ એની મદદ કરતું નથી. એટલે કપડું જ્યારે ફાટી જાય છે ત્યારે ફક્ત થીગડું એની મદદ કરવા આવે છે અને પોતાના કુળનું જ એ કાપડ છે એ શરમે તેની સાથે સીવાય છે. ( સુતરાઉ કાપડને સુતરાઉ કાપડના ટુકડાથી સાંધી લેવાય છે. )

[ ૨૧૧ ]

હોય હીરાગળ જાય, થીંગડ કોઇ થાશે નઇ;
થીંગડ સીંથર થાય, કુળની લાજે કાગડા.

રેશમનાં વસ્ત્રો મિત્ર હોય; પણ સુતરાઉ કાપડ જ્યારે ફાટી જાય છે ત્યારે રેશમી વસ્ત્ર કાંઇ કામ આવતું નથી, પણ પોતાના જ કુળનું જે સુતરાઉ થીગડું છે તે જ કામ આવે છે.

[ ૨૧૨ ]

કાતર કાપીને જાય, સોયું સાંધીને છાંડશે;
દોરા સાથ સીવાય, કુળ પોતાનાં કાગડા.

કાપડને કાતર તો વેતરીકાપીને ચાલી જાય છે સોય તો કાંણાં પાડી અને એને રરતે જાય છે. ફક્ત પોતાના કુળનો જે દોરો છે એ જ કાયમ કાપડની સાથે સીવાઇને રહે છે.

[ ૨૧૩ ]

ભળીઓ કાદવ ભેળ, પાણો પાલવીઓ નઈ;
મળીઓ ચૂનાનો મેળ, કુળ પોતાનાં કાગડા.

પથ્થર સાથે ગારાકાદવ ને ભેળવો ને ચણતરમાં કામ લગાડો તો બરાબર મેળ મળતો નથી, પણ ચૂનાની સાથે પથ્થરને બરાબર મેળ મળી જાય એનું કારણ તો એ છે કે ચૂનો પથ્થરમાંથી થાય છે, માટે બંનેનું કુળ એક છે.

[ ૨૧૪ ]

મીઠાને કારણ મેળ, સાકરને મળીઓ સદા;
મીઠને દુધે મેળ, કદીએ ન મળ્યો કાગડા.

દુધ મીઠું છે અને સાકર પણ મીઠી છે બંને મીઠા છે એ કારણથી દુધમાં સાકર એવી મળી જાય છે કે ખબર પડતી નથી—દુધ રૂપ બની જાય છે. પણ દુધનો રંગ ધોળો છે અને મીઠાનો રંગ પણ ધોળો છે છતાં તે ખારું હોવાથી દુધની સાથે એનો સુમેળ થતો નથી એકના રંગની એકતાથી મેળ નથી મળતો. ઉલટું દુધમાં મીઠું પડવાથી દુધ બગડી જાય છે.

[ ૨૧૫ ]

કુંદન બાંધે કોઇ, તોય' કાંટા પર કટકા ચડે,
પણ' હીરો બાંધ્યો હોય, તો કાચ બરાબર કાગડા.

સોનાના કટકા થઈ ગયા હોય તો પણ એ સોનીના કાંટા પર ચડે છે અને એની જે હોય તે જ કિંમત આવે છે, અને હીરા સોના કરતાં

અધિક કિંમતવાળો છે છતાં તે ભાંગી ગયો હોય તો કાચ જેવો જ બની જાય છે. તેની કંઇ કિંમત આવતી નથી.

[ ૨૧૬ ]

હાથો ભાંગ્યો હોય, તોઃ કુવાડી બીજો કરે;
લોઢાની સંગતે લોય, આખાઃ કુળનું પીધું કાગડા.

કુવાડીમાં જે લાકડું નાખવામાં આવે છે તે હાથો કહેવાય છે. એ હાથો ભાંગી પડે તો તેની સાથે કુવાડી કદી ભાંગી પડતી નથી. એ તો બીજો હાથો ગોતી લે છે. પણ એ લાકડાને હાથે કુવાડીનો સંગત કરીને આખા લાકડાના કુળનું લોહ પીધું, એટલે વનનાં વનને કાપી નાખ્યાં.

[ ૨૧૭ ]

જુધ્ધ ન જીત્યાં જોય, કુવાડે ભારત કર્યો;
પણઃ કુળનાં ભળીઆં કોઇ, ત્યારેઃ કંપી વનરા કાગડા.

એકલે કુવાડે ઘણું ધીંગાણું-લડાઇ કરી; પણ હાથા વિનાના કુવાડાથી વનને કાપી શકાયું નહીં. પણ જ્યારે પોતાના કુળનો-ઘરનો લાકડાનો હાથો કર્યો અને એ હાથો કુવાડાને મળ્યો ત્યારે આખું વન ધ્રુજવા લાગ્યું.

[ ૨૧૮ ]

પંડના પ્રાછત જાય, ગુણ એ ગોખ્યાં કરે;
ધોકે ધોળું થાય, કાપડ સદાય કાગડા.

ધોકો કપડાને પીટ્યા કરે છે છતાં પોતાના અવગુણ રૂપી મેલને

પોકો મારી પોઇને કાઢી મૂકે છે એ ગુણથી માર ખવા છતા કપડું હમેશ ધોકા પાસે જાય છે અને એ ગુણને વીસરતુ નથી

[ ૨૧૯ ]

બેઠી વીજળ બાઇ, પંડડયાં કંઇ કાપ્યા પછી,
તેથી પંડના પંડને ખાય, કાટ ખડગને કાગડા.

વીજળ એટલે તલવાર સુંવાળી શીતળ થઇને હવે બેસી ગઇ છે. પણ આગળ તો ખૂબ હત્યાઓ કર્યાં પછી, એ કરેલા અને સંઘરેલાં પાપ, તેને પેટી પટારામા હોવા છતા તેમા કાટ રૂપે પ્રગટ થઇ અને ખાઇ જાય છે.

[ ૨૨૦ ]

પંડને પરસાવે, કાળપ દેસ્યે કોયલા;
અગની અળસાવે, એનું કાળું મોઢુ કાગડા.

ગમે તે શરીરને કે વસ્તુને સ્પર્શ કરતાંજ કોયલો એને કાળું કરી દે છે, એ કોયલાને પોળો બનાવવો એ તો એક અગ્નિજ બનાવે, કારણ કે તે કોલસાની રાખ થાય છે ત્યારે પોળી હોય છે.

[ ૨૨૧ ]

હેમ ચડે જઇ હાટ, ત્યારે કિંમત લોઢાની કશીઃ
પણ વાગે રણ વિરાટ, ત્યારેઃ કુંદન નકામું કાગડા.

સોનું અને લોઢું એની સાથે કીંમત દુકાનમાં જોખીને કરીએ ત્યારે સોના આગળ લોઢાની શી કીંમત ? પણ જ્યારે લડાઇના વિરાટ સૂરો સંભળાય છે ત્યારે તો લોઢાનીજ કીંમત હોય છે. ત્યારે સોનું કંઇ કામ નથી આવતું.

[ ૨૨૨ ]

હેમ પતાળેં હોય, પ્રથવી પડ માથે પડ્યાં;
એને કાઢે બારૂં કોય, કુળ લોઢાનું કાગડા.

પૃથ્વીના પેટાળમાં ઠેઠ પાતાળ સુધી ઊંડુ ખાણુની અંદર સોનું તો વિકૃત દશામાં પડ્યું હોય છે અને માથે ધરતીનાં પડ પડ્યાં હોય છે. એ સોનાને તો શોખંડતું કુળ લોઢુંજ બહાર કાઢે છે. ( કોદાળી પાવડો વગેરે )

[ ૨૨૩ ]

એઠું હાટ બજાર, અડીયા કર આઘા થયા;
હેમને ઘડણુહાર, કુળ લોઢાનું કાગડા.

કોઇ સોનીને ત્યાં દાગીનો લેવા જાય તેને સોનાની લગડી હાથમાં આપે એટલે તે માણુસ પોતાના હાથ પાછા ખેંચી લે છે અને લગડીને પડતી મુકે છે. એજ સોનાને ઘાટ બનાવી અને કીંમત વધારનાર તો એ લોઢાનું કુળ જ છે ( એરણ, ઘણ, સાંદસી વગેરે સોનીનાં હથિયાર )

[ ૨૨૪ ]

હરીઅલ ઘેર ન હોય, ફળીઆમાં કુંજર ફરે;
પછી: વયની વાટું નોય, કેહર બચ્ચાંને કાગડા.

સાવજ બહાર ગયો હોય અને નાનાં બચ્ચાં ઘેર હોય પણ જો તેના ફળીમાં હાથી આવે તો એ સાદુળા સિંહનાં બચ્ચાં તેને માર્યે જ રહે છે- પછી પોતાની ઉમર બહુ નાની છે એનો વિચાર સિંહ બચ્ચાંને થતો નથી.

[ ૨૨૫ ]

જણનારી જણતાં, કુંભીધરં નજરૂં કરી;
ઉડયાં ધડ અડધાં, કુંજર હણવા કાગડા.

પોતાની ગુફામાં સિંહણને બાળક જન્મવાની તૈયારી હતી. બચ્ચું માથા સહિત કેડ સુધી માના પેટમાંથી બહાર આવેલું અને અડધું માના પેટમાં હતું ત્યાં બહારથી હાથી ડોકાણો. તે બચ્ચાને એમ થયું કે મારા જન્મ વખતે મારી માની એમ જોનાર જીવતો કેમ જાય? એ વિચારે અરધું શરીર સિંહણના પેટમાં હતું અને આગલે અડધે ભાગે તે સિંહના બચ્ચાએ હાથીને કુંભસ્થળ ચીરીને હણી નાખ્યો.

[ ૨૨૬ ]

તે સુકાં તરણાં જ્યાં, ચોંટી રજ સાવજ તણી;
હેરે નઈ હરણાં; કુંજર ફડકે કાગડા.

જે રસ્તેથી સાવજ ચાલ્યો ગએલો તે રસ્તે તેના પગથી ઉડેલી રજ-ધૂળ ખડને ચોંટી હતી. એ ખડ ત્યાં ને ત્યાં સુકાઇ ગયું, પણ હરણે એક તરણું એ ન તોડયું અને હાથીઓ ત્યાંથી ફડકીને પાછા ફર્યા.

[ ૨૨૭ ]

હુંકરો સેજ હૈયાં, કુંજર કુળ કાળપ ઘટી;
અંગડાં ઉજળીઆં, કાજળ હસીઆં કાગડા.

કાજળના પહાડને પોતાની કાળપ કરતાં વનના હાથીની કાળપ વધારે લાગ્યા કરતી હતી એટલે એ પહાડ શરમાયા કરતો. પણ જ્યાં સહેજ

હૈયામાં સાવજે હુંક દીધી એ હાથીએ સાંભળી, એનાથી એનું શરીર ફીકું પડી ગયું, અને કાજળનો પહાડ વધારે કાળો લાગવાથી પોતે રાજી થયો.

[ ૨૨૮ ]

પંડ પુછલીઓ હોય, ભુખ્યો તૃણ ભરખે નઈ;
કરે વળાંલા કોય, કુંભાથળ પર કાગડા.

સાવજ નબળો પડી ગયો હોય, માંદો હોય–એને ખાવા ન મળ્યું હોય–ઘણા દિવસનો ભૂખ્યો હોય–છતાં એ કદી ઘાસ નથી ખાતો, એના વિચાર તો હાથીનું કુંભસ્થળ તોડવાના જ હોય છે.

[ ૨૨૯ ]

દાંત નકે ડગીઆ, વણ ખળીઆ વેહદ વધ્યા;
સતીઆં ચુડ થીયા, કેસર મળીઆ કાગડા.

હાથીના દાંત પહાડો સાથે અફળાવવાથી પણ કદી ડગેલા નહીં–કંઇક ઝાડોનાં થડ તોડી નાખતાં પણ અટકેલ નહીં, એ હાથી દાંતની આજે સતીની સુંદર ચુડી બની, એનું કારણ તો એ કે એ હાથીને સાવજ મળી ગયો.

[ ૨૩૦ ]

સતીઆં કર શણગાર, વાળ ભડંતાં ને વારતલ;
જંબુક ઘર જેકાર, કેસર કરીઆ કાગડા.

સાવજે હાથીને મારવાથી ત્રણ વસ્તુ બની: એક તો સુંદર ચુડલા થયા; બીજી સરસ કાંગસી બની, જે અંટવાઈ ગયેલ વાળને જુદા પાડે છે; અને શિયાળિયાંને ખાવાનું મળ્યું એથી જયકાર બોલવા લાગ્યા.

[ ૨૩૧ ]

એની ન કરજે આળ, ભલે: મધજંગલ સામો મળે;
લોપે નઈ લાંકાળ, કેડો હેક્યે કાગડા.

હે ભાઈ! ઘોર જંગલમાં સાવજ સામો મળે તો એનાથી તું ડરીશ નહીં, કારણ કે સાવજ કોઇ સામા મળેલા માણસને મારતો નથી. પણ તું એનો કાંઇ ચાળો કરીશ નહીં, તો ઉલટો પોતે રસ્તો મૂકી દઈ તને મારગ આપશે. એટલી એમાં મોટાઇ છે. ( ગીરના તુળશી શ્યામ વગેરેના જંગલમાં અમારે સિંહ સામા મળવાના ઘણીએ વાર પ્રસંગ બન્યા છે. )

[ ૨૩૨ ]

ત્રેવડ વીણ ત્રાઠાં, જ્યાં કેસરડે ધરકી કરી;
નાગા કુળ નાઠાં, કાટ ભંગાણા કાગડા.

જ્યાં સાવજે ધણુણુણુ કરતી ગર્જના કરી ત્યાં નાગ એટલે હાથીનાં ટોળેટોળાં બેભાન રીતે એવાં ભાગ્યાં કે આખા જંગલનાં વૃક્ષોને ભાંગી નાખ્યાં.

[ ૨૩૩ ]

દીઠી ડોટડિયું, પ્હાડાં ધહ કાજળ પડયાં;
ભૂલી ભીલડિયું, કુંજર હતો કાગડા.

સાવજે પહાડ જેવડા હાથીને પાડયો ત્યારે જંગલની ભીલડીઓને એવો ભ્રમ થયો કે કાજળ (સોયરા) નો પહાડ પડયો છે, એટલે સોયરું લેવા દોડું મૂકી. પાસે જઇને જુએ છે તો હાથી પડયો છે.

[ ૨૩૪ ]

કાંધ કુંજર રે કોઇ, વિધિએ બે ઘડીઆ વસવ;
કાં: ચડીઆ માવત સોઇ, કાં: કેસર ચડીઆ કાગડા.

હાથીની કાંધ પર ચડવાવાળા વિધાતાએ બે જ બનાવ્યા છે-કાં તો માવત, અને કાં તો સાવજ.

[ ૨૩૫ ]

નંહ ઉભા અડીઆ, માવત ચડીઆ મેંગળે;
શર કેહર ચડીયા, ત્યારેઃ કુંજર પડીઆ કાગડા.

માવત અને સાવજ બને હાથી ઉપર ચડે છે; પણ તફાવત એટલો છે કે માવત જ્યારે ચડ્યો હતો ત્યારે હાથી ઊભો રાખવા છતાં પણ ઉભો રહેતો નહિ. અને જ્યારે સાવજ હાથીને માથે ચડ્યો ત્યારે હાથી પૃથ્વી પર પ્રાણ વિનાનો થઈ અને પડ્યો હતો.

[ ૨૩૬ ]

કેહર બચ્ચાં કોય, જનની કોઠે જાણીયું;
સેઘર હણવા સોય, કોણ ભણાવે કાગડા.

સાવજનાં બચ્ચાંને હાથીનો શિકાર કરવાનું કોઇ ભણાવતું નથી. પણ એ તો માના પેટમાંથી જ એમના કુળનો સ્વભાવ લોહી સાથે લઇને જ બહાર નીકળે છે.

[ ૨૩૭ ]

કેસર ઢણુકયો હોય, ગાળા મધ ગીરવર તણે,
ત્યાંઃ વીજાયગ વહુળોય, કંપવા લાગ્યા કાગડા

ગીરના અડીખમ પહાડના ગાળામાં જ્યાં સાવજે ડણુક દીધી ત્યાં વિ ધ્યાચગના હાથીઓ વિકળ થઇ અને ધ્રૂજવા લાગ્યા

[ ૨૩૮ ]

ધાડે સિંહ ધકે, પાળપ ઈંદરને પગે,
નરીઓ નાગજ કે, કભુઠાણે કાગડા.

ગીરના જંગલમા શિકાર ખેલતા સાવજની ધક લાગવાથી તથા તેની ગર્જનાનો અવાજ સાંભળવાથી ઇંદ્રનો ઐરાવત હાથી કભુવણમાથી સાંકળ તોડાવી ભાગી ગયો જેથી ઇંદ્ર વાહન વિનાનો થઇ ગયો.

[ ૨૩૯ ]

સાધા સળીઆ હોય, હળીઆ વા હાડા લગી,
જેતા ભાગે જોય, કેહર ચરબી કાગડા.

સાધીઓ વા થયો હોય, અને ઠેઠ હાડકાં સુધી મોટી પીડા થતી હોય પણ એને સાવજની ચરબી ચોળો તો વા ભાગી જાય છે એનુ કારણ એ કે વાયુદેવનુ વાહન હાથી છે, તેને સાવજની ચરબીની ગંધ આવતાં ભાગી જાય છે

[ ૨૪૦ ]

તનડે સિંહ તણું, ઓઢણ અબધુતે ધર્યું;
તાકીને નાગતણું, કાળજ ફડકે કાગડા.

ખાખી સાધુએ શરીરે સવજનું ચામડું ઓઢેલું એ જોઈ, જમાતમાં રહેલો હાથી કાયમ ફડકયા કરે છે, સાધુઓની જમાતમાં હાથી હોય છે, અને એ ઘણાખરા દુબળા જ હોય છે, એનું કારણ ઉપર લખ્યું તે છે,

[ ૨૪૧ ]

માલિક સંત મળ્યે, સીંહાંબર નજરે ચડે;
ગીઆં માંસ ગળ્યે, કુંજર કેરાં કાગડા.

હાથીને સાધુ માનિક મળ્યા જેથી દરરોજ સાધુના અંગપર સાવજનું ચામડું કાયમ હાથીની નજરે ચડ્યા કરે, એ કારણથી હાથી દુબળો પડતો જાય છે

[ ૨૪૨ ]

રગતા ધોધ ધકે, ફાટ કુંભાથળ ફેલીઆ;
ગેરૂ ઘણુ ગળ્યે, કાજળ પહાડે કાગડા.

સાવજે જ્યારે હાથીનું કુંભસ્થળ તોડી નાખ્યું ત્યારે એમાંથી લોહીનો ધોધ વહેતો થયો જેમ મોટા વરસાદની એલીથી કાજળના પહાડ ઉપરની ગેરૂની ખાણ ગળી અને સોયરાના ડુંગરા પર એની ધારાઓ વહેતી થઈ હોય એમ દેખાના માડ્યું

[ ૨૪૩ ]

હાથી તરસ્યો હોય, તે આરા કેશર તણા;
ત્યાં જળને પીધાં જોય, કોક વરાહે કાગડા.

નદી અથવા તળાવ જ્યાં કાયમ સાવજ પાણી પીવા આવતો હોય તે આરે હાથી કદી પાણી પીવા આવતો નથી; પણ સાવજનો સમોવડીઓ જે વારાહ ( ડુક્કર ) તે ત્યાં નિર્ભયતાથી પાણી પીએ છે.

[ ૨૪૪ ]

દકળો દાંતડીઆળ, ભારથ પગ સામા ભરે;
ધડકે ના ધુંધાળ, કેહર મળતાં કાગડા.

વિકટ એવો અને દાંતરડી ધરનાર વરાહ તે રણમાં કાયમ સામે પગે જ લડે છે. કદી પાછો પગ ભરતો નથી. સાવજ જેવા સાથે રણ ખેલતાં પણ એને જરા પણ ચિંતા, બીક કે ફાળ લાગતી નથી.

[ ૨૪૫ ]

બે મળીઆ બેલાડ, દોયી જરડકીયું દીએ;
ઘરકે ધુંધણીઆળ, કેહર સામો કાગડા.

ગીરના જંગલમાં બે બેલાડ એટલે ચાર સાવજ ત્રીક દેતા ગર્જના કરતા દુંકના સામા મળવા છતાં એકલો વરાહ ભાગી નીકળ્યો નહીં અને સામી ઘુરકી કરી ઉભો રહ્યો. ધુંધણીઆળ ( ઘુરરવાળું મોઢું ) એવો વરાહ અડગ રહ્યો.

[ ૨૪૬ ]

હુકળતા હઠાળ ફળીએ કેહરડા ફર્યા;
કર મોરો કાંધાળ, કંથ ભુંડણ કે કાગડા.

ભુંડણ કહે છે કે હે કંથ! આપણે આંગણે સાવજ ફરે છે અને હુકળ કરે છે, માટે હે જાડા કાંધવાળા હવે તૈયાર થઇ અને સાવજને આપણુ-કુળની શુરવીરતા બતાવ.

[ ૨૪૭ ]

બાબ્યો નંહ બળીઓ, કેહર બે ઝડપું કરે;
ભારત જઈ ભળીઓ, કંથ ભુંડણનો કાગડા.

બે સાવજ સામો એકલો વરાહ લડાઇ કરવા તૈયાર થયો. બંને બાજુથી બે સિંહ ઝડપ કરે છે છતાં તે શુરવીર વરાહ બાધનાં અટકયો નહીં અને હાંકલ કરી લડવા તૈયાર થયો.

[ ૨૪૮ ]

સિંહળ દ્વીપ સોંઢાળ, થાપે' થડકોટા લીયે;
પણઃ થાપે' સાંધણ ઠાળ, કંથ ભુંડણનો કાગડા.

સાવજના પ્રચંડ પરાક્રમથી અને એના પંજાની બીકથી હાથીઓનું જંગલ જે સિંહલદ્વીપ છે તે આખું એ કંપી ઉઠયું છતાં તેની થાપ સામો દાવ ખેલનાર ભુંડણનો કંથ ભય પામ્યો નહીં

[ ૨૫૯ ]

સાવજ નાક ચડે, સ્વાસ ન કોઠા સંઘરે;
ભુંડણનો ભડે, કેહર સામો કાગડા.

ધીંગાણું જામ્યું છે. એકબીજા પર પંજાનો, મોઢાનો, અને દાંતરડીનો દાવ બંને શૂરવીરો અજમાવી રહ્યા છે. સાવજના કોઠામાં શ્વાસ માતો નથી તેનું નાક પણ ફુલી ગયું છે. વરાહ તો ટાઢે કોઠે લડી રહ્યો છે

[ ૨૫૦ ]

પથવારો પતશાહ, લાંકાળો થડકા લીએ,
વિફરીઓ વારાહ, કંથ ભુંડણનો કાગડા.

ભુંડણનો સ્વામી આજે રણમાં વિફરી જવાથી પશુનો રાજા સિંહ થડકવા માંડ્યો અને લડાઇમાં વરાહ સાવજને ભારી પડવા લાગ્યો.

[ ૨૫૧ ]

ઇજુરૂ જેમ અથાહ, મુછાળો આકળીઓ મરદ,
વિણ મુંછે વરાહ, કરે હાકોટા કાગડા.

અપાર બળવાળો અને મોઢે મૂછવાળો મહા મરદ એવો જે સાવજ તે વગર મૂછાળા વરાહની હાંકોથી વ્યાકુળ થઇ ગયો.

[ ૨૫૨ ]

ટાંણે મોત તણે, ભારથમાં પાછા ભરૂં;
તો ભુંડણ ભાઈ જણે કંથ ન જણે કાગડા.

વરાહ કહે છે કે હે સાવજ ! હું અત્યારે લડાઇમાં મરી મટવાનો છું,

પણ છવવા માટે પાછા પગ ભરી ભાગીશ નહિ; કારણ કે મારી સ્ત્રી ભુંડણ મારૂં ધીંગાણું જોવા સામી ઉભી છે. જો હું ભાગું તો મને ભાઇ કહીને બોલાવે-ધણી ન કહે.

[ ૨૫૩ ]

અરધું ધડ ઉસેલ, અરધું આખળીએં રહ્યું;
એકલમલ અરટેલ, કંથ ભુંડણનો કાગડા.

સાવજની થાપની પ્રાછટે વરાહનો કેડનો પાછલો ભાગ તોડી નાખ્યો. ફકત આગલા બે પગે અરધું શરીર ઉભું રહ્યું રણે એકલો અને વેરીને પાછા ઠેલવાવાળો વરાહ અરધે ધડે ટકી રહ્યો.

[ ૨૫૪ ]

દાંત સજી દકળા કંથા ધા કેહર પરે;
સાત્રવ સૂર તણા કેમ ન લોયા કાગડા.

વરાહના અરધા ધડને ભુંડણે હાકલ કરી કે હે સ્વામીનાથ ! દાંતરડીની કચકચાટી કરી દોડ અને સાવજને ચીરી નાખ. શૂરવીરના (અથવા સુવરના) દુશ્મન રણમાં લોહી વગરના ન હોય.

[ ૨૫૫ ]

વાણી શર વાગે કામનવાળાં કંથને;
ધડ લાગ્યું ધાગે, કેહર હણવા કાગડા.

આ પ્રમાણે સ્ત્રીએ કહેલાં વેણ રૂપી બાણ વરાહને હાડોહાડ લાગી

ગયાં, એનું અડધું ધડ હાકલ કરવા લાગ્યું અને પોતાને મારનાર સાવજ સામે નજર કરી

[ ૨૫૬ ]

આર સું આંખ ચડી, ધકીઓ ભુંડણનો ધણી,
દકળી દાતરડી, કેહર ભોંઓ કાગડા.

નજર બરાબર પોતાના શત્રુ સાવજ સામે લગાડી વરાહનું અરધું શરીર ઉડયું અને સાવજનું શરીર દાતરડીથી વેરાણી નાખ્યું -ચીરી નાખ્યું

[ ૨૫૭ ]

ડાઠે મચરક દે ભુંડણજાયાને ભાગીઓ,
કેહર અંગ કરે કડથી નોખા કાગડા.

વરાહે બરાબર સાવજની કડમા દાતરડી મારી બે કટકા કરી નાખ્યા. સાવજે મે હામા વરાહનું માથુ લઇ ચાવી નાખ્યુ

[ ૨૫૮ ]

વે લાજે વારાહ સો લાજે નરસિહરી,
ઢળીઆ બે અરદાહ કુળ ઉજાળણ કાગડા.

સિહ અને સુવર પોતાના શરીર વડીલોની શરમથી પાછા ન હટ્યા અને લડી મર્યા વરાહ ભગવાનનું બીરદ સુવરને યાદ આવેલું, અને નરસિહ ભગવાનની શરમ સાવજને યાદ આવી હતી.

[૨૫૯]

સોળે સજી શણગાર, માણેક ને હીરે મઢયા,
ન ભળે કદિએ નાર કાપડ વિણની કાગડા.

આખે શરીરે શણગાર ધારણ કર્યા હોય-હેમ, હીરા, માણેક વગેરે ઝવેરાતના દાગીના પહેર્યા હોય-પણ વસ્ત્ર વિનાની સ્ત્રી શોભતી નથી.

[૨૬૦]

રાવણ તેમ જ રામ, એક જ રાશી એહની,
પણ: કેડા ને જુદાં કામ; એનુંઃ કારણ શું છે કાગડા.

રામ અને રાવણ બન્નેની એક જ રાશી હોવાં છતાં બન્નેના કામ-કર્મ અને મારગ જુદા-ફક્ત ઘી-ગ્યાસ જેટલો જ તફાવત-તેનું શું કારણ હશે?

[૨૬૧]

કુબજા કંસ ને કાન, રાધાજી ને રૂખમણી,
સૌની જુદી સાંન, કારણ શું છે કાગડા.

કુબજા, કંસ, કૃષ્ણ, રાધાજી, રૂખમણી-એ બધાંની એ જ રાશી હતી છતાં બધાંની શરીરસંપત્તિ તથા કર્મો જુદાં હતાં તેનું શું કારણ હશે?

[૨૬૨]

વિશ્વામિત્ર વસિષ્ઠ, કેકે ને વળી કૌશલ્યા,
દીઠણ અવળા દીઠ, કારણ શું છે કાગડા.

વિશ્વામિત્ર, વસિષ્ઠ, કૈકેયી, કૌશલ્યા વગેરે એક જ રાશીનાં હતાં, પણ

બધાંના કામકર્મમાં પૂર્વ-પશ્ચિમ જેટનો તફાવત હતો તેનું શું કારણ હશે?

[ ૨૬૩ ]

ચાદો ને સુરજ નામ, પૂછી જોષીને પાડીઆં,
તેના જીવન તમામ, કેમ જુદા છે કાગડા

સૂર્ય અને ચંદ્ર એ બંને ભાઈઓના નામ બરાબર રાશી જોઈ-જોઈને પૂછીને-પાડેનાં છે છતાં બંનેના કાર્ય સાવ જુદા છે એનું શું કારણ હશે?

[ ૨૬૪ ]

ઉભો વિણ થંભ આભ, લાખુ ગ્રહ લટકયા કરે,
એનો જડતો નથી જવાબ, કોઈ પાસેથી કાગડા

ગોળ તંબુ જેવું આકાશ ઉભું છે તેમાં અનંત ગ્રહો આધાર વિના લટક્યા કરે છે, એનું શું કારણ હશે એનો ખરો જવાબ કોઈ આપતું નથી.

[ ૨૬૫ ]

જળ સાગરના જોઈ ખણુમા એ બોળે ખલક,
પણ કાંઠો ન છાંડે કોઇ, એનુ કારણ શું છે કાગડા

અગાધ સમુદ્રનાં મહાજળ ધારે તો એક ક્ષણમાં પૃથ્વીને ડુબાડી દે છતાં એના નિયમભર ભરતીઓ ર્યાં જ કરે અને એની મર્યાદા છોડે નહી એનું શું કારણ હશે?

[ ૨૬૬ ]

વા વીંજણલો વાય, ધરણી શિર ઢોળ્યા કરે,
છેવટ કયાં સમાય, કયાંથી આવે કાગડા.

પૃથ્વીની કાયા પર પવન કાયમ પંખો ઢોળ્યા જ કરે છે–પ્રાણીમાત્રને સ્પર્શ કરે છે–છતાં તેનું રૂપ, તેનો રંગ–કંઇ સમજાતું કે દેખાતું નથી. એ વાયુ કયાંથી આવે છે અને કયાં સમાઇ જાય છે એની ખબર પડતી નથી.

[ ૨૬૭ ]

અળ માનવ અપાર, પશવાં વ્રખ પંખીયાં તણી,
એકેની અણુસાર કદી ન મળી કાગડા.

અળ (પૃથ્વી) પર મનુષ્ય, પશુ, પંખી, વૃક્ષો સહિતની એકબીજાની સરખી સાન (બુદ્ધિ) કે મોઢું મળતાં આવતાં જ નથી એનું કારણ સમજાતું નથી

[ ૨૬૮ ]

તારે ન જળને તોય, પાણીમાં તળીએ પડે,
જળમાં પૃથ્વી જોય, કેમ તરે છે કાગડા.

પાણીમાં થોડીક ધૂળ નાખીએ છીએ તો તે તુરત જ તળીએ બેસી જાય છે; અને આવડી મોટી ધરતી જળમાં કેમ તરતી હશે, એનું કાંઇ અનુમાન થતું નથી.

[ ૨૬૯ ]

બાખડીઆ બેલ, જે ગાવડીઆ ગોધલા,
આરામાં ઉભેલ, કાંધ ન માંડે કાગડા.

બાખડિયા એટલે અધએસરા અને ગાવડિયા એટલે ગાય જેવા, એવા જે બળદો હોય છે તે બરાબર આરામાં ગાડી લઇને ઉભા રહે છે. તેને ખેડૂત મારે તો પણ ધોંસરે કાંધ માંડી બળ કરતા નથી. ( આરો=નદીનો રેતીવાળો ભાગ )

[ ૨૭૦ ]

ભાણું સાથ ભડે, કુલાણા રથડે ફરે,
ધમળાને ધડે, ફેડે ન ચોગે કાગડા.

જે જાતવાળા બળદો નથી તે તો રોગાની અંદર પોતાના કુટુંબમાં ઢોર-બળદો સાથે બાધ્યા કરે છે અને ક્યારેક રથ-સીગરામે જોડે તો ઠેકડા દેતા ચાલે છે પણ પચાસ મણ વજનવાળી ગાડી ઘણા ગાઉ તાણી જવી હોય તો તે બેસી જાય છે.

[ ૨૭૧ ]

સામો હોય ચડા, ભારણુ શર જાજ્ત ભર્યો,
ધર ધીંગા ધમળા, કાંધ ન ઘોળે કાગડા.

ગાડીમાં અપાર ભાર ભર્યો હોય, સામેથી ઉંચો ચઢાવ આવ્યો હોય, ધોંસરી કટ કટ થતી હોય, તો પણ જે જાતવંત બળદો છે તે જરા પણ પોતાની કાંધ ઘોળતા નથી અને ચઢાવને સપાટાબંધ ચડી જાય છે.

[ ૨૭૨ ]

ઓઢયાં લીલાં ઓઢણાં જોતાં નો જણાય,
પણ: મેંદીના ઘટ માંય કૂદે લાલી કાગડા.

મેંદી મહા કપટી છે. પોતે ઉપરથી લીલું ઓઢણું ઓઢીને જગતને લીલી દેખાય છે, પણ એના હૈયામાં તો લાલી (લાલ રંગ) કૂદકા મારે છે.

[ ૨૭૩ ]

મળીઆં મન મોટે જેણે ન મોટપ જીરવી,
પછેઃ ઉંદર આળોટે કાંચળ ઉપર કાગડા.

ઇશ્વરે મોટાઇ આપી તેને નિભાવનાં ન આવડે તો કાંચળીની શી દશા થાય છે ? સર્પ અંગે રહેવાથી એની મોટાઇને સહુ કોઇ માનતું હતું; પણ સાપથી કાંચળી જુદી થયા પછી તેના પર ઉંદરો પણ સૂવા લાગ્યા.

[ ૨૭૪ ]

ટોળાં હંસ તણાં જે સર કુંજર ઝીલતાં,
ત્યાંઃ ઘુરકે ભુંડ ઘણાં કંદ ખોદવા કાગડા.

કાળબળનો કેવો નિયમ છે ! જે સરોવરમાં હંસો મોતી ચરતા અને હજારો હાથીઓ પાણીમાં તરતા હતા, એવું મહાન તળાવ પુરાઇ જવાથી ત્યાં માત્ર કીચડકાદવ હતો, અને ભુંડણોનાં ટોળાં ઉંચાંની મોથ ખોદવા સામસામી ઘુરકી કરતાં હતાં.

[ ૨૭૫ ]

કરે અગની કેર, છોરૂને સંતાપ્યા કરે,
તેથીઃ વધીયું જળને વેર, કાટભ્રખણ પર કાગડા.

પાણીના છોરૂ એવાં જે કાષ્ઠ (વૃક્ષો) તેના પર જુલમ કરી અગ્નિ વનનાં વનને કાયમ સળગાવ્યા કરે છે. એ કારણથી પાણીને અગ્નિ સાથે વેર બધાયુ છે.

[ ૨૭૬ ]

જેનાં ચીત ચળે, ઘટમાં ઘુમરીયું પડે,
વંટોળો વમળે, એને કેડો ન જડે કાગડા.

જે માણસનું ચિત્ત સલીલ હોય–સંશયગ્રાહી હોય, અને જેના મનમાં ભ્રમ અને અશ્રદ્ધાની ઘુમરી પડી હોય છે, તેની દશા વાવંટોળિયા જેવી થાય છે. વંટોળિયાની ઘુમરી તેને પવનમાં કે કોઇ મારગ પર રહેવા દેતી નથી. પછી એ ક્યાં જાય એની પોતાને પણ ખબર નથી રહેતી

[ ૨૭૭ ]

હરના ધારા હોય, ભુપે ભંગાણા નઈ,
જંગલ ખાવું જોય, એ· કામ પોતાનું કાગડા.

ઇશ્વરી નિયમ તો રંક અને રાજા બંનેને એક જ સરખો લાગુ પડે છે. મોગ મણુમો બધાં કામ નોકરો પાસે કરાવે છે, પણ ખાવું અને જંગલ જાવું વગેરે કર્મ પોતાને જ કરવું પડે છે.

[ ૨૭૮ ]

તોપાં અંગ તકાય, કોઠા નિત સળગ્યા કરે;
એને: જળની છાંટ જરાય, કોઇ ન આપે કાગડા.

તોપના પેટમાંથી કાયમ અગ્નિ ઝરે છે અને એનાથી એનું શરીર આખું સળગ્યા કરે છે છતાં તેને કોઇ ઠંડા પાણીની છાંટ નાખતું નથી. હિંસાખોરને કદી શાંતિ-ઠંડક કોઇ જગ્યાએથી નથી મળતાં.

[ ૨૭૯ ]

સવળી નજરે શામ, દુનીઆ દાસોપાં કરે,
તે વેરી તમામ, કડવી નજરે કાગડા.

હે ઇશ્વર ! તારી મીઠી નજર હોય ત્યાં સુધી આખું જગત દાસપણું કરે છે, અને તારી જરા પણ કડવી નજર થાય છે ત્યારે નોકરચાકર, જ્ઞાતિ, તટસ્થ અને કુટુંબી જનો બધાં દુશ્મન બને છે

[ ૨૮૦ ]

લોઢે લેવાણાં ઇધણ તણાંણાં ઉપડ્યાં;
ભવે નોય ભેળાં, કાટ વછંટાં કાગડા.

મોટા જંગલના સાથે જ રહેનારાં અને એક કુટુંબનાં લાકડાં નદીઓના પૂરમાં જ્યારે તણાય છે ત્યારે જુદે જુદે ઠેકાણે નીકળી પડે છે તે પાછાં આખા અવતારમાં ક્યારેય મળી શકતા નથી.

[૨૮૧]

મન ખાટે મળીઆં, મળીઆં પણ સાથે રીયાં,
ભેળાં પય ભગીઆં; પછી કોરે ન થીઆં કાગડા.

ખાટા માણસો સાથે ઘડીક તો સંયોગોને લઈને મન મળી જાય છે, પણ તે ક્ષણિક અને અનિશ્ચિત માણસો સાથે વાંધો પડતા વાર લાગતી નથી, જેથી બને પાછા જુદાંજ બની જાય છે. જેમકે, છાશ ખાટી છે, પ્રથમ તો પાણી તેમાં મળી ગયુ હોય, પણ થોડી જ વારમા છાશ નીચે અને પાણી ઉપર એમ થઇ જાય છે, પણ મીઠા સ્વભાવવાળુ જે દૂધ તેમાં પાણી મળ્યા પછી જુદુ પડતુ નથી, તેમ રૂડા સ્વભાવવાળા અને ગંભીર પુરુષોનો મેળ કદી તૂટતો નથી

[૨૮૨]

પેઠો પગડા માંય તે શર તેગ ન તાણજે,
એ કાંટો કહેવાય, એને કાઢ નેરણીએ કાગડા.

બાવળ, બોરડી વગેરેની શૂળ (કાંટો) પગમાં લાગી જાય તો તલવારથી તે નીકળતો નથી માટે તેના પર તલવાર ન ખેંચવી એને કાઢવા માટે તો સોય અથવા નેરણી (નાની અણીવાળુ હજામનુ એક લોઢું) જોઇએ

[૨૮૩]

સીંસા સાચવીઆં, આગ ધખંતાં આંગળ્યાં,
ભલે ભારી થીઆં, પણ કીંમત નાવી કાગડા.

સોનામાં બીજી ધાતુ કરતા વજન વધારે હોય છે, અને સીસું

( કથીર ) તેમાં પણ લગભગ એટલુંજ વજન હોય છે. ભારી હોય તે સોનું એમ સમજી વજનના ભ્રમથી કથીરને અમે સાચવી રાખ્યુ; પણ તે કથીર તો અગ્નિને જોતાં જ પીગળી ગયું, અને વેચવા જતાં એની કિંમત પણ ન આવી.

[ ૨૮૪ ]

ટેભા તાંત તણા, માંસ વિછોયાં મેળવ્યાં;
ભીંતર જઈ ભળીઆ, કુળને નાતે કાગડા.

કોઈ ઘાથી અથવા વણુથી માંસ જુદું થઇ ગયું હોય અને મોટો કાપ પડ્યો હોય તેને સાંધવામાં તાત ( આંતરડાનો બનાવેલ દોરો ) કામ લગે છે કારણુ કે એ પણ માંસનું કુટુંબ છે. માંસ અને તાત બને એક જ કુળના હોવાથી એ માંસને મેળવી અદર મળી જાય છે.

[ ૨૮૫ ]

કાટે દોષ કીયા કેઃ પંખી ને પશુવાં તણે,
ડુંગર લાગ્યો દા, કેને વાંકે કાગડા.

જ્યારે વનરા સળગે છે ત્યારે વિશેષ તો પશુ, પખી અને વૃક્ષોનો નાશ થાય છે એવો મહાનાશ વધારે ભાગે માણસની જ ભૂલથી થઈ જાય છે ને એનો ભોગ બીજાં બને છે. પાપનું ફળ દુખ અને પુણ્યનું ફળ સુખ તો આ પાપ તે પશુઓનુ કે વૃક્ષોનું કે પક્ષીઓનું—કોનું સમજવું ?

[ ૨૮૬ ]

માપે બ્રેમંડ માપ, પ્રથ્વી પડ ઘોળી પીએ,
પણઃ આંખ ન ભાળે આપ, કણું પડતું કાગડા.

તલ જેટલી આંખની કીકી, આકાશ, પૃથ્વી વગેરે જેવડી મોટી વૃતિમાં પથરાઇ તેનું જ્ઞાન કરી લે છે–તમામ વસ્તુ જેવડી થઇ તેને જોઇ લે છે–પણ એ આંખમાં એક રજ જેટલું કણું–ધૂળ–કંઇ પડ્યું હોય તો તે જોવામાં એ કીકી અશક્ત બની જાય છે.

[ ૨૮૭ ]

જીવ લંકાગઢ જોય, બેહાલત કેવી બની;
સોનું સંઘર્યું હોય, એનેઃ કસટ આવે કાગડા.

હે જીવ ! ઘણું સોનું સંઘરવાથી લંકા બેહાનબેહાલ થઇ ગઇ અન્યાય અને અનીતિ વિના જગતનું સોનું લઇ લેવાતું નથી. પણ એટલું યાદ રાખવું કે એવી જાતના સોનાના સંગ્રહવાળાની દશા અંતે તો લંકા જેવી જ થાય છે.

[ ૨૮૮ ]

તોબાં કરીઆ ત્રાય, ઇંદરને ઉપડવું પડે,
ગાધાઃ જખી સ્વરગે જાય, કંચન માટે કાગડા.

દરેક રાક્ષસ ( જખી રાક્ષસ ), દૈત્ય મોટાં તપ તપી, ફરી ફરી ઇંદ્રના સ્વર્ગ પર ચડાઇ કરે છે એ શા માટે ? મેના માટે–સોના માટે. એવા

દૈત્યો સ્વર્ગ પર જાય છે ત્યારે તોબા પોકારી ઇંદ્રને ભાગવું પડે છે, કારણ કે તેણે સંપત્તિ સંઘરી છે.

[ ૨૮૯ ]

કો ન ગયા કૈલાસ, આગે કંઇ અસુરા થયા,
ત્યાંઃ એકલમલ અવિનાશ, કોરો ધાકોર કાગડા.

કંઇક અસુરો બળવાન થયા ને સ્વર્ગ લેવા ગયા, પણ કોઇ કૈલાસ જીતવા–લેવા ન ગયા, કારણ કે ત્યાં તો અંભોલેનાથ સદાશિવ એકલો, સંપત્તિમાં નાગ, ભૂત અને સ્મશાનની ખાખ ચોળીને બેઠો છે.

[ ૨૯૦ ]

એકલ આભ ગયાં, પેલાં જ ઉખડીયાં પવન;
થડમાં થડ થયાં, કદી ન પડીઆં કાગડા.

દરેક વૃક્ષ ડાળીઓ ઘણી બનાવે છે પણ પોતા જેવું થડ બીજું બનાવતું નથી, કારણ કે પોતા સમાન બીજાને બનાવવું એ ઘણું દોહલું કામ છે. છેવટે તો જે પોતા જેવી આસપાસ વાડ બનાવે છે એને ઘણો જ ફાયદો થાય છે. વૃક્ષોમાં એક વડલો જ એવું વૃક્ષ છે કે જે વડવાઈ નીચે મૂકી તેમાંથી ઘણાં થડો બનાવે છે, જેથી તેને કંઇ નુકસાન થતું નથી પણ મોટા તોફાનમાં એકલાં ઉભેલાં વૃક્ષો પડી જાય છે, જ્યારે વડલો ઘણાં થડની મદદથી પડતો નથી.

[ ૨૯૧ ]

છાળણીનું છાળે અવગણ અવરાંના લીએ,
પછી ઘી નામો ઘડે એને: કોઠે ન પડે કાગડા.

છાળણી લોટ, અનાજ વગેરેને છાળે છે. અને તેનો ખરાબ ભાગ પોતાના હૈયામા રાખી લે છે. એના ઉપકારનું કામ એ કરે છે. પણ એમાંથી તે એટની નીચી ઉતરી જાય છે કે પછી ઘી જેવી ઉત્તમ વસ્તુ તેની અદર નાખો તો તે ગ્રહણ કરી શકતી નથી, કારણ કે એ તો ખરાબ ભાગ સગ્રહ કરવાને ટેવાયેલી છે

[ ૨૯૨ ]

પંડડયા પાલટીઆં, નાડે સગપણ નો રીયાં,
ઇધણ આગ થીઆં, આખા કુળને ભ્રખીયાં કાગડા.

પોતાના જ ભાઇ, દીકરા કે કુટુંબી હોય, પણ જેનો સ્વભાવ બદલી ગયો હોય અને જરાપણ સ્નેહસગપણનો અંશ પણ ન રહ્યો હોય તે તો પછી વિનાશનુ જ કામ કરે છે—જેમ લાકડુ છે તે અગ્નિરૂપ થઇ જાય છે ત્યારે આખા વનને બાળી મૂકે છે, પણ એ વખતે એને કુટુંબની યાદ રહેતી નથી

[ ૨૯૩ ]

સઘળી સોનું થાય, તો બીજું કુંદન નો બને,
માટી અગડા માય, કંચન સરજે કાગડા.

પૃથ્વી સોનાની થઇ ગઇ હોય તો પછી બીજુ સોનું બનતું નથી,

કારણ કે સોનામાં બીજું સોનું કરવાની શકિત નથી સોનું બનાવવાની શકિત તો ધૂળમાં જ છે.

[ ૨૯૪ ]

હીરો સાચો હોય, એને: ફોકટ ફેરવીએ નઇ,
કામે લાગે હોય, કસટ વખતે કાગડા.

સાચો કીમતી હીરો હોય તે પૈસા બે પૈસાના કામમાં ફેરવવો નહીં, અથવા જીજ કિંમતમાં ગીરો મૂકવા ભટકવું નહીં. એ તો ખરા દુઃખને વખતે મોટી કિંમતમાં કામ લાગે છે.

[ ૨૯૫ ]

ઉપલ આગ અથાગ, કળીચું પણ ભેળે કરી,
એ નવ સરજે આગ, તો: કડું નપાણું કાગડા.

પાણીવાળો પથ્થર હોય, કળી પણ બરાબર હોય, એવા ચકમકમાં જો અગ્નિનો તણખો ન પડે તો તે દોશ માત્ર કડામા જ હોવો જોઇએ.

[ ૨૯૬ ]

સેવ્યા સંત સદાય, સાંભળીયું ને સંઘર્યું ઘણું,
બધુંય બેસી જાય, જ્યારે: કુમત આવે કાગડા.

સાધુ પુરુષોની સેના કરી હોય ઘણાં શાસ્ત્રપુરાણો સાભળ્યાં હોય, સાંભળીને ઘણુ યાદ રાખ્યું હોય, પણ માણસને જ્યારે ખરાબ બુદ્ધિ થાય છે ત્યારે તે સર્વે છુપાઈ જાય છે—ભૂલી જાય છે.

[ ૨૯૭ ]

સજ્જનનો સહિવાસ, વાંચ્યું ને વિચાર્યું ઘણું,
કાંત્યું વીચ્યું કપાસ, જ્યારે કુમત આવે કાગડા

સારા માણસોનો સગ હોય, ઘણાં શાસ્ત્ર વાંચીને મનન કર્યું હોય, પણ જ્યારે ખરાબ બુધ્ધિ થાય છે ત્યારે કાંતેલું અને પૂણીઓ કરેલું ૨ જેમ પાછો કપાસ થઇ જાય એમ જ્ઞાન હોય તે અજ્ઞાન થઇ જાય છે.

[ ૨૯૮ ]

ધીરજ ધર્મ ધરાર, લાજું ને કુળનાં લંગર,
ભરીને હાલે ભાર, જ્યારે કુમત આવે કાગડા.

ધીરજ, ધર્મ, લાજ અને પગમા કુળની ખાનદાનીનાં બંધન હોય, પણ જ્યારે ખરાબ બુધ્ધિ થાય છે ત્યારે એ બધાં વિદાય લે છે

[ ૨૯૯ ]

સાદાઇ ને ચતુરાઇ, મીઠપ ને મોટપ બધી,
વેગી લીએ વિદાઇ, જ્યારે કુમત આવે કાગડા.

સાદાઇ, ચતુરાઇ, મીઠાશ અને મોટાપણુ એ બધા ગુણો જ્યારે ખરાબ બુધ્ધિ થાય છે ત્યારે રજા લઇ લે છે

[ ૩૦૦ ]

ધધે અવળે ધાય, અંગમા ખારપ ઉમટી,
જગમા ન રહે જાય, કુમત આવી કાગડા

ચોરી, લુચ્ચાઈ, ખટપટ, હરામખોરી એવા ધંધા કરી કરી

પાપની ખારાશ આખા અંગમાં દેખા દઇ રહી હોય પછી જગતમાં એનું કોઇ હિતેચ્છુ રહેતું નથી, કારણ કે કુમતિ આવી

[ ૩૦૧ ]

સવળાં નો સાધે, અવળાં ઉપાસ્યા કરે,
બુરાઇએ બાધે, કુમત આવી કાગડા.

સારા ધંધા જેને ગમતા નથી, અવળા મારગ જેને સારા લાગે છે, જે બુરાઇનો ભક્ત બની જાય છે તે એમ વર્તે છે તેનું કારણ એ કે તેને કુમતિ આવી.

[ ૩૦૨ ]

વાલાં સાથે વેર, કુળમાં લઇ ભડકા કરે,
જ્યાં ત્યાં વાવે ઝેર, કુમત આવી કાગડા.

સજ્જનો સાથે જેને દુશ્મનાવટ હોય છે, અને કુટુંબમાં જે કુસંપનો અગ્નિ સળગાવે છે ને જે જગતમા જ્યા જુઓ ત્યાં વિખનું વાવેતર કરે છે તે તેમ વર્તે છે, કારણ કે તેને કુમતિ આવી.

[ ૩૦૩ ]

ચિત્ત ન રીયા સંતોષ, રોશ સદા ભરીઆ રીઆ;
દેખે સૌના દોષ, કુમત આવી કાગડા.

જેના ચિત્તમાં કદી સંતોષ કે શાંતિ હોતી નથી, કાયમ રોષના

અગ્નિથી જે બળ્યા કરે છે અને જે આખા જગતના અવગુણો જ જોયા કરે છે તે એમ વર્તે છે, કારણ કે તેને કુમતિ આવી

[ ૩૦૪ ]

ભાવેન ઉરમાભ્રાત, રોષ પિતા પર રાખણો,
મનમા ન ગણે માત, કુમત આવી કાગડા

માતા તથા પિતા સામી જેની પૂજ્ય બુદ્ધિ નથી, ઉલટો જે માવતર પર ક્રોધ રાખ્યા કરે છે, અને ભાઈ દીકરા કે કુટુંબ એ બધાની સાથે જેને સારાસરી નથી કારણ કે તેને કુમતિ આવી

[ ૩૦૫ ]

વીખ મોઢે વધીઆ, વાચાઉ અવળા વદે,
સંતરૂ શેણુ થીઆ, કુમત આવે કાગડા

જેને મોઢે પ્રથમ વારાકાદની જ વાતો હોય છે, જેની વાણી પાગલ બની ગઇ છે, કોઈ જાતના ઢગલા વિના જે અવળા જ ભાષણો કર્યા કરે છે જેથી મિત્રો હતા તે પણ દુશ્મન બન્યા કારણ કે કુમતિ આવી

[ ૩૦૬ ]

કણુ હારીયા કોઠાર, દુધ નવે નિધ દીકરાઃ
લીધુ ન સુખ લગાર, કુમત આવી કાગડા

ઘેર ખધા પાંખા જેવુ હોય ભેંસો, ગાયો દુધ ઘી, નવે નિધિ

અને સારા ભાઇ દીકરા હોવા છતાં જેણે કોઇ પ્રકારનું સુખ ન લીધું, અને ચિંતાના અગ્નિમાં કાયમ સળગ્યા કર્યો કારણ કે કુમતિ આવી.

[ ૩૦૭ ]

સઘળું આવેલ સુખ, લખમી આળોટા લીએ;
મડા સરખું મુખ, કુમત આવી કાગડા.

સર્વ પ્રકારનું સુખ મળ્યું હોય–ધન, પુત્ર, માલ, ઢોર, ખેડ, વાડ, વેપાર આબરૂ એ બધું સરસ રીતે મળ્યું હોય–છતાં ખોટી મનવ્યાધિથી મોઢું મુડા જેવું રહે છે તેનું કારણ કે કુમતિ આવી.

[ ૩૦૮ ]

દીધાં હરિએ દામ, રાંકને દામે રેંસીયા;
રટયા ન જીભે રામ, કુમત આવી, કાગડા.

ઇશ્વરે ઘણી લક્ષ્મી આપી હોય, પણ એ લક્ષ્મીનો ઉપયોગ ગરીબોને રહેસવામાં–દબાવવામાં કરતા હોય–કદીએ ઇશ્વરસ્મરણ ન કરતા હોય, કારણ કે કુમતિ આવી.

[ ૩૦૯ ]

હાથે ડાયો હોય, ડાયાને શિખામણ દીએ.
કદી ન સંઘરે કોય, કુમત આવી કાગડા.

પોતાને મોઢે પોતાનાં વખાણ કરે. અને 'હું ડાહ્યો છું' એમ પોતાને મોઢે કહીને બુદ્ધિમાન પંડિતોને પણ પોતે ઉપદેશ આપવા માંડે.

એવાં લક્ષણથી એ જેને ઘેર જાય તે ખુશી થતું નથી, કારણ કે કુમતિ આવી.

[ ૩૧૦ ]

જગત સળગી જાય, પંડનો સ્વારથ સાધવો;
બુદ્ધિ બગડી જાય, કુમત આવી કાગડા.

આખી દુનિયાનો નાશ થઈ જાય તો ભલે, પણ પોતાનો સ્વાર્થ સરે તો બસ, એવા બગડી ગએલ બુદ્ધિવાળાને વિશેષ કુમતિ આવી

[ ૩૧૧ ]

ઘડિયાં વાને ઢાળ, પવનને પાલવીઆં નઈ;
ઉડાં અંતરીઆળ, કણનાં નરીયાં કાગડા.

બાજરાના કણમાં જે હોય તે ઢુંસાં કહેવાય છે, જુવારમાં હોય તે ઠુરી કહેવાય છે, ઘઉંમાં હોય તે ફોતરી કહેવાય છે બંટીમાં હોય ને કાંગમાં હોય તે પણ ફોતરી કહેવાય છે ખેડૂતો ખળાંમાંથી દાણા વાવલે છે ત્યારે ઢુંસાં-ફોતરી પવન સાથે ચાલ્યાં જાય છે પણ પવનને એની કાંઈ પડી નથી એટલે થોડે દૂર જઇને નીચે પડે છે. પવનનાં તથા દાણાનાં બંનેનાં તે રહેતાં નથી.

[ ૩૧૨ ]

કુળને મેલી હોય, હળવા કણ હુંસે હળ્યા,
દાણ હુંસાં હોય, કોઈના નરીયા કાગડા.

ખળાંમાં દાણા હોય તેમાં ઝીણા દાણા તે પીંછાના દાણા

કહેવાય છે. પોતાના કુળને મેલીને ઝીણા દાણા ઠૂંસા ભેળા ચાલ્યા, પણ ઠૂંસા તો ચાલ્યા ગયા અને તે ઝીણા દાણા વચ્ચે પડી ગયા એટલે દાણાનો ઢગલો હતો તેનાથી અને ઠૂંસાથી બેઉ બાજુથી જુદા રહ્યા.

[ ૩૧૩ ]

દોમણુ દુઝી હોય, રેઢાં ખેતરડાં રીયે,
જાતે દનડે જોય, કાયે નમળે કાગડા.

પશુધન એ નજરધન કહેવાય છે. ભેંશો–ગાયોને દોતી વખતે ધરધણી જે કદી ધ્યાન આપતો નથી અને ખેડવાડમા પોતાની જયાં દેખરેખ નથી એ ઢોરમાં અને ખેડમા ઘણે દિવસે કાંઇ રહેતુ નથી નુકસની જ રહે છે

[ ૩૧૪ ]

ધધે નમળે ધ્યાન, કાયમ ગામતરાં કરે,
થોડા દિવસ થાન, કાયે નમળે કાગડા.

કોઇ જાતનો જેને ધધો નથી અને દરરોજ જે મુસાફરી જ કર્યા કરે છે એને માણુસો થોડા દિવસ આવકાર આપે છે, પછી એનો તિરસ્કાર કરે છે

[ ૩૧૫ ]

લોભી સાથ લીયા, વાસઆ વાચાળા કને,
કુટુંબ કલેશ કીયા, કુશળ નમળે કાગડા.

કોઈપણ સારા કામમાં અથવા મુસાફરીમા લોભી માણુસ આગેવાન

હોય, જેને સાર–અસારની ખબર નથી એવા મૂરખ અને બહુબોલા માણસની સાથે વાસ હોય, અને કુટુંબમાં કુસંપ હોય, એમાં કુશળતા હોતી નથી.

[ ૩૧૬ ]

ઇરશાળુ અગવા, ગુણવિન મોટપને ગ્રહે,
મૂરખ મિત્ર હુવા, કુશળ નમળે કાગડા.

જેના આગેવાન ઇર્ષાખોર હોય, અને લાયકાત વિના મોટાઇને ઇચ્છનારા હોય વળી જેના સ્નેહીસંબંધી અને મિત્ર મૂરખ હોય એમાં કુશળતા હોતી નથી

[ ૩૧૭ ]

દીસે મળતા દાસ, વિખૂટા વાતું કરે,
એનો ચોરી લે વિશ્વાસ, કુશળ નમળે કાગડા.

ગરજ મળે ત્યારે પગમાં પડી જાય, દાસ બની જાય, પણ જરા જુદો પડે કે જેના પગમાં પડતો હોય, એના જ અવગુણની વાતો કરે એવો જે નીચ માનવી છે એનો વિશ્વાસ કરનારની કદી કુશળતા હોતી નથી.

[ ૩૧૮ ]

રાત દિવસ રળ્યે, કળીએથી કાળી કરી,
ગીઆ મોલ ગળ્યે, કાસા રઇ ગ્યાં કાગડા

ઉનાળામાં હળ હાંક્યા વિનાની જમીનને ચોમાસે કળીઓ હાંકીને

ઉપરથી સરસ કાળી બનાવી, પણ તેમાં મોલાત સારી થઇ નહીં અને ઉગેલા છોડ ગળી ગયા, એનું કારણ એ કે જમીનની અંદર કાંસાં (મેલ–ખડનાં મૂળ) રહી ગયેલાં.

[ ૩૧૯ ]

તડકો જળને ટાઢ, વાલા તો કજ વેઠીઆં,
રળીઓ દી ને રાત, કણ કેમ નાવ્યો કાગડા.

ખેડુત અનાજના છોડને પૂછે છે કે 'હે પ્રિય છોડ! તારામાંથી કણ મેળવવા ટાઢ, તડકો અને વરસાદ વેઠયાં, રાત દિવસ હળ હાંકી મહેનત કરી, છેવટે પાકવાની વખતે તારા કરસલામાં એકે કણ (દાણો) કેમ ન આવ્યો ?'

[ ૩૨૦ ]

વાવ્યો વખતું જોઇ, ઉગીને અંબર અડયો,
નાડ અનરવી નોઈ, કણ કેમ નાવ્યો કાગડા.

વળી બરાબર વખતે ઋતુ જોઇને વાવણી કરી હતી, તું ઊગ્યો ત્યારથી હમણાં સુધી તો લીલોછમ અને નીરોગી હતો, છતાં પાકતી વખતે કણ કેમ નાવ્યો ?

[ ૩૨૧ ]

મળતો ખેતર માંય, આશા સઘળી આપતો,
કાંપે શીશ કપાય, ત્યારેઃ કાળપ પકડી કાગડા.

વળી તું ખેતરમાં ગને મળતો ત્યારે તો તારાં પાંદડાંથી ઇસારો કરીને

મને મોટી આશાવાળો બનાવી દેતો હતો. આજે જ્યારે લાણી પડી, અને મજુરો ખેડુતો કાંપા ( કરસડાં રાખવાનું લૂગડું ) વાળી જ્યારે કરસડાં લણવા માંડયા, ત્યારે તારે કાળું મોઢું કેમ થઇ ગયું ? ( જેમાં ગ્માગિયો-ઈગારિયો આવે તે કરસડું કાળું થઇ જાય. )

[ ૩૨૨ ]

ગોઠડીએ ગળ્યો, જાજા ગુણુ જાતા કર્યા,
મૂરખ મિત્ર મળ્યો, કુમત આપી કાગડા.

પોતાનું પાપ છોડ પ્રકાશે છે અને ખેડુતને કહે છે કે ' હે ભાઇ ! મને એક નીચ, મૂરખ સ્નેહી મળ્યો એની વાતથી છેતરાઇ હું વિશ્વાસઘાતી થયો. તારા કરેલા ઉપકાર ભુલી ગયો અને એણે મારી ખરાબ બુધ્ધિ કરી નાખી. ( દવા-ખરાબ હવા-જેનાથી ઈગારિયો થઇ જાય છે તેને અહીં મૂરખ સ્નેહી કહ્યો છે. )

[ ૩૨૩ ]

જાણીન મરવું જોય, હળવાં મન હાયે નથી,
કાપે માથાં કોય, કણ આવ્યેથી કાગડા.

એ મિત્રે ( હવાએ ) મને એમ સમજાવ્યું કે ' જો છોડને કણ આવે એને તો ખેડુત કાપી લે છે માટે જો તને કણ આવશે તો ખેડુત તારૂં માથું ઉતારી લેશે, ' કાયર એવો જે હું એને એ ઉપદેશ દેવામાં બેસી ગયો, જેથી એ દાણા ન આવતાં અંગારિયાના પોપટા આવ્યા.

[ ૩૨૪ ]

મરીયો બીજાંની મોર, વંશ ને વેલો નો રીયો,
કુળેં મેલ્યો કોર, કાંપે ન પડ્યો કાગડા.

જીવવા માટે વિશ્વાસઘાત, અપકાર વગેરે અવગુણવાળો તે છોડ થયો ત્યાં એ તો ચારની સાથે ચારા માટે કપાઇ ગયો બીજા છોડની કીર્તિ રહી, તેની પાછળ કણ રૂપી વંશપણ રહ્યો. અને પેલા છોડને દાણો ન આવવાથી વંશ પણ ન રહ્યો, કુટુંબથી જુદી રીતે મરણ પામ્યો અને સૌની સાથે કાંપામા પણ ન પડ્યો એટલે કોઇનો ન રહ્યો

[ ૩૨૫ ]

જેની: નીચે પકડી નાડ, લીલાં લીલાં લાગશે,
પણ: બોદીન પડશે બાર, કાપા વખતે કાગડા.

જે માણસની નાડી નીચના હાથમા હોય છે-હરામખોરોનુ કહ્યુ કરવાની ટેવવાળા જે હોય છે-તે ઉપરથી સારા લાગે છે પણ ખરા પ્રસંગ પડયે તો છોડની માફ કાળુ મોઢું કરી અને કણ વિનાનો થઇને ઉભો રહે છે.

[ ૩૨૬ ]

સાગરપેટ પીયાં, અણનમ્યાં ઉભાં રયાં,
નેતર કુળ નમીયા, કદી ન પડીઆ કાગડા.

નદીઓનાં પાણીના જોરમા જે વૃક્ષો ઊભા રહેલા તે તો સમુદ્રના પેટમા સમાઈ ગયાં, અને નેતર નદીના પૂરને જોઇ સૂઇ ગયુ તેથી નદીના

પાણી તેને ઉખેડી ન શક્યાં. કાળમાં સામે જે ઊભા રહે છે તેનો નાશ થઇ જાય છે, અને સમય વરતે છે તે રહી જાય છે.

[ ૩૨૭ ]

ભુંડાયુ ભળીઅુ, સાબેન ઉજળીઅુ ભુવણ,
આંખુ આળસીઅું, એનેઃ કાળું જ લાગે કાગડા.

જેનો હૃદયમાં અવિવેક આવી ગયો હોય ને પાપે જેનું ચિત્ત ભરાઇ ગયું હોય, તે કોઇ સારૂં છે એમ જોઇ શકતો નથી. જેમ કે જેની આંખું ફુટી ગઇ હોય તેને સર્વ સંસાર કાળો લાગે છે.

[ ૩૨૮ ]

જાગમ સફરો હોય, હાંટયે નો પાણી હલે,
પણઃ એક જ અડિયલ હોય, કક્રર કરાવે કાગડા.

સારામાં સારો, રૂપાળો અને એવી ચાલવાળો પેંડો હોય કે ઉપર બેસી હાંકીએ તો પેમ્માંથી પાણી પણ ન હાલે, છતાં જો તે અડિયલ (ઉભું રહેવાની ટેવવાળો) હોય તો સવારીનો બધો સ્વાદ જતો રહે છે.

[ ૩૨૯ ]

હૈમર મોટે હોય, ગજ કાંને ડુંગર ગજે;
કાયર નાહેં હોય, કલ્લો ગોધો કાગડા.

એક અવયવે દરેક પશુ કાયર હોય છે, જેમ ઘેરો મોટાથી

કાયર છે, હાથી કાને કાયર છે, સાદિયો અને બગદ એ નાકે કાયર હોય છે

[ ૩૩૦ ]

લીલી રજ લાવે, તન સરજે રાફડ તણું;
પણ ઊધી ઘર આવે, તોઃ કડકે ખોરડ કાગડા.

ઊધી નામનુ જીવડુ પૃથ્વીમાથી લીની ધૂળ લાવી આખા રાફડાનુ સર્જન કરે છે, પણ એ જ ઊધી જો ખોરડાં (મકાન) માં આવે તો થોડે દિવસે ખોરડુ પોતુ થઇ જાય છે–કાટને તે ખાય જાય છે અને ઘર ભાંગી પડે છે.

[ ૩૩૧ ]

છાયે નીત સુવાય, તે છાયા લીંબડ તણી,
એના છોરૂ નો ચખાય, કડવા લાગે કાગડા

લીનીછમ અને હિમાળા જેવી ટાઢી જે લીંબડાની છાંયડી તેમાં સુવાય, બેસાય ખરુ, પણ એ લીંબડાના છોકરાં (લીંબોળી) એ મોઢામા નાખનાથી મોઢુ બગડી જાય છે

[ ૩૩૨ ]

ખારો રહીઓ એમ, મીઠપ નદીઓની મટી,
ત્રેવડ વિણનુ તેમ, કામ ન કરીએ કાગડા.

મોટી મોટી નદીઓ ચોમાસે ગાંડી બનીને દરિયાને મીઠો કરવા દરિયામાં ગઇ, પણ એ મહાસાગર તો જે હતો તે જ રહ્યો, અને નદીઓની

મીસરા અને નામ નિશાન તે મહાજળમાં ગયા પછી ન રહ્યા પોતાની શક્તિ વિનાનું કામ કરનારની એવી દશા થાય છે.

[ ૩૩૩ ]

કાળાને ગોતી કોય, ધોળાં અંગ ધારણ કરે,
એને જગત લળતું જોય, કર જોડીને કાગડા

કાગળ ધોળો છે જ્યાં કાળા એવા જે શાહીના અક્ષરો પોતે ખુશીથી પોતાના શરીર પર ધારણ કરે છે, એટલે જ જગત એને નમન કરે છે. (એકના કાગળના ચોપડાને કોઈ નમતું નથી પણ કાળા અક્ષરોથી ગીતા વગેરે ગ્રંથ લખાય છે પછી એને સૌ વંદન કરે છે )

[ ૩૩૪ ]

ઉંએ અડવા જાય, મીઠો કર માથે ધરો,
રિસામણી રિસાય, કદી ન ખીલે કાગડા

રિસામણી નામનો એક વેલા જેવો છોડ થાય છે એને સ્નેહથી હાથ અડાડો તો પણ તેનાં પાંદડાં બિડાઈ જાય છે, પણ કદીએ ખીલતાં નથી

[ ૩૩૫ ]

ઊધાકુવી આખ, ઢાળી લઈ ધરણી પરે,
સામી પૂરેન સાખ, ક્રોડ ઉપાએ કાગડા

ઊધકુવી નામનો એક નાનો છોડ થાય છે તેને ફુલ ઊંધું પણ તે

ફુલનું મોઢું ઊંધું હોય છે. ગમે તે ઉપાય કરો છતાં તે ફુલ સામે મોઢે થતું નથી

[ ૩૩૬ ]

સથળે સાચવીઆ, કણમાં ભળીઆ કાંકરા;
મોઘાં મૂલ થીઆં, કોઠીમાં પડીઆ કાગડા.

કણમાં જે કાંકરા ભળી જાય છે તે કણ બરાબર થઈને રહે છે તેની કિંમત પણ દાણા જેટલી જ થાય છે, લોકો એને કોઠીમાં સંઘરે છે.

[ ૩૩૭ ]

સૂપડ સોવાણા, હડીઆ કણ જાંત્રડ દશ્યે;
કાંકર કોર થીઆ, કણ ભરડાણા કાગડા.

કણ ભેળા કાયમ વસનાર કાંકરા જ્યારે સૂપડે ચડયા ત્યારે કાંકરા જુદા પડી ગયા અને દાણા ઘંટી (જાંત્રડ) મા ગયા અને ત્યાં દળાઇ ગયા. કાયમ સાથે રહેનારા કાંકરા દળાઇ જવાની બીકે જુદા થઇ ભાગી ગયા.

[ ૩૩૮ ]

કણ ભરડાણા કોય, ભેળો ભરડાણો નઈ;
જમતી વખતે જોય, કાંકર ભાગ્યો કાગડા.

દાણા તો દળાઇને લોટ થઈ ગયા. પછી એના રોટલા બનાવ્યા. એ રોટલાની અંદર એકાદ કાંકરો રહી ગએલો, ખાનારાએ તેને મોઢામાંથી ફેંકી દીધો એટલે ત્યાંથી પણ કાંકરો છેવટે ભાગી નીકળ્યો.

[ ૩૩૯ ]

કડવો લીંબડ હોય, મૂળેથી માથા લગી;
એની છાંયા શીતળ હોય, કડવી ન લાગે કાગડા.

લીંબડાનાં સર્વ અંગ કડવાં હોય છે. મૂળિયાથી એનાં ફળ (લીંબોળી) સુધ્ધાં એ કડવો હોય છે. પણ એની છાંયડી ટાઢી અને મીઠી હોય છે. ખરાબમાં પણ એકાદ ગુણ સારો હોય છે.

[ ૩૪૦ ]

હરીઆં કુંપળ હોય, દીખંતાં ટાઢક દીએ;
પણ મોળે આંબો કોય, પછે ફેરી નાવે કાગડા.

આંબો કોળે અને નવાં પાંદડાં આવે, તે રૂડાં—રૂપાળાં લાગે તેને છાંયે બેસો તો ટાઢક આપે. પણ જો આંબો મોળે છે પછી એને ફરી નથી આવતી.

[ ૩૪૧ ]

ઉંદર ઘર ઉતપાત, મંગળ માંજરાં તણે;
ભવની એવી ભાત, કોણ સુધારે કાગડા.

આ સંસારની રીતજ એવી છે કે અત્યારસુધી એને કોઈ સુધારી શક્યું નથી. એકનું સારૂ થાય ત્યારે બીજાનું ખરાબ થાય. જેમ ઉંદરડાને બિલાડી મારી નાખે ત્યારે ઉંદરોને ઘેર કાંણુ મંડાય અને બિલાડી પોતાના કુટુંબીઓને સારું ભોજન જમવા નોતરે.

નથી તેમ પાડોશીપણાનો પણ સબંધ નથી છતાં બેઉ સાથે મળીને રહે છે એનુ કારણ તો એક નાનો સરખો કસવાળો એ બનેની વચ્ચે ટબકારવામા આવે છે તે છે એ કસવાળો નીકળી જાય તો કોશ નીકળી પડે છે ઘણી વખત નાનામાં નાનુ બે મોટાઓનો સુમેળ રાખતુ હોય છે

[ ૩૪૫ ]

હેવા કુળના હોય, લાઘણીઓ લટકે નઈ,
કુજર જમવા કોય, કરે ન ઘાઘપ કાગડા

જેના કુળના અને કુટુ બના હેવા (ટેવ) હોય તે પ્રમાણે જ તે વર્તે છે હાથી ઘણા દિવસનો ભૂખ્યો હોય છતાં જમતી વખતે ઉતાવળ કરતો નથી તેનો માવત તેને રિઝવે બિરદાવે છે પછી જ તે ધીરેથી ખાય છે ઘાપો (ઉતાવળો) થતો નથી

[ ૩૪૬ ]

હજારૂ હડકાર, આઘા ને પાછા ઊભતા;
લાજુ નોય લગાર, કૂતર કુળને કાગડા

કુતરાને હજારો વખત હડકારો છતા ખાવા માટે પણ દોડીને આવે છે ઘડીક એરૂ ઘડીક આઘુ, એમ મ રો છતા બટકા રોટલા માટે ટળવળ્યા કરે છે કારણ કે એના કુળનો એવો સ્વભાવ છે

[ ૩૪૭ ]

રખડે આખી રાત, તાકે ઘર અવરાંતણાં,
એનીઃ નાડયુંમાં નિરાંત, કદીએ ન મળે કાગડા.

જેની દાનત હરામની થઇ ગઇ હોય, જે આખી રાત બહાર ભટકયા કરતો હોય, એવા પાપી માણસને નાડીમાં પણ શાન્તિ હોતી નથી.

[ ૩૪૮ ]

ઘડીઆ અવળા ઘાટ, ઊંચા ઘર સું આફળ્યા,
એના' આતમને ઉચાટ, કાયમ ફડકા કાગડા.

જેના વિચારો ખરાબ હોય છે, જે ખરાબ સંકલ્પો જ કર્યા કરતો હોય છે, અને પોતાનાથી કોઇ પણ શક્તિમાં મોટા માણસ સાથે અકારણ વેર કર્યું હોય છે એવા માણસને દરરોજ જીવમા ફડકો-ફાળ રહ્યા કરે છે.

[ ૩૪૯ ]

ત્રેવડ વિણનાં તોય, કરીઆં શિર જાજાં કરજ,
એનેઃ નેણે નીંદર નોય, કાયમ ફડકા કાગડા.

પોતાની શક્તિથી હજાર ગણું જેણે માથે કરજ-લેણું કર્યું હોય છે તેને પણ સુખે નીંદર આવતી નથી અને દરરોજ ફડકયા કરે છે.

[ ૩૫૦ ]

હેતુની કીધી હાણ, ભેરૂને કડવાં ભણ્યાં,
એનાઃ તનમાં તાણાવાણુ, કાળજ સળગે કાગડા.

પોતાના મિત્રનું જેણે ખરાબ કર્યું હોય, અને સ્નેહીજનોને જેણે ખરાબ શબ્દો કહ્યા હોય, એને પણ એ પાપનું શરીરમાં મથન થયા કરે છે અને અંતઃકરણ કાયમ બળ્યા કરે છે.

[ ૩૫૧ ]

વેરીને જાજે વાદ, મનગમતી ચીજું મળી,
એ ચીજુંમાં સ્વાદ, કદી ન આવે કાગડા.

ઘણો કલેશ કરીને કોઈ પોતાને મનગમતી રકમ વસ્તુ બીજાની પાસેથી ઝુંટવી લઈ મેળવી લે, પણ અંતે એ વસ્તુ ભોગવવાનો સ્વાદ એને કદીયે આવતો નથી

[ ૩૫૨ ]

મન નો મેળ મળે બાંઘળ પાયાં ભોમને,
તાંબાં ઘસ લગે, એમાંઃ ઝણુ નવ ઊગે કાગડા.

ખારમ જમીનને ખારૂં બામણુ પાણી પાવાથી જમીન પણને દિલનો મેળ મળતો નથી એટલે એકાદ વરસ વાઢી કરી દેય તો નીપજે છે. પણ પછી એ જમીન એવી ખરાબ પિત્ત પકડી જાય છે કે ઘણાં વરસો સુધી એમાં કાંઈ ઊગતુ જ નથી અને ખારા જેવી થઇ જાય છે.

[ ૩૫૩ ]

કરવા જુદાં કાજ કાતર લઇ કટકા કર્યા:
એનીઃ દોરાને થઇ છે દાજ, કાપડ સાંધ્યાં કાગડા.

કાપડને જુદું કરવા માટે કાતરે તેના ટુકડા કરીને જુદું કરી નાખ્યું; પણ એક જ કુળના દોરાને એની દાઝ ચડી તેથી જુદા કરેલ કાપડના કટકાને તેણે પાછા સાંધીને એક કરી દીધા.

[ ૩૫૪ ]

ભીતે રંગ ભરીઆ, ચીતર ચીતરીયાં ઘણાં;
પણઃ ખોરડ ખળભળીયાં, કાચા પાયા કાગડા.

ઉપરથી ગાર ગોરમટી કરી ભીંતોને સરસ બનાવી—સુંદર ચિત્રો કરીને રંગબેરંગી મકાન બનાવ્યાં; પણ એ ઘરના પાયા તો કાચા હતા જેથી થોડાં જ વર્ષોમા તે ખળભળી ગયું અને પડવાની તૈયારી કરી

[ ૩૫૫ ]

જાંખ ચણોઠી જોય, ગળા લગ ગોરી ઘણી;
જેનાઃ કોઠા કડવા હોય, એનુંઃ કાળું મોઢું કાગડા.

ચણોઠીનું મોઢુ કાળું એ કારણથી થયું છે કે એનો રંગ લાલ છે–ઉપરથી રૂડી રૂપાળી લાગે છે—પણ એના પેટમાં ઝેર છે. ચણોઠી કડવી છે છતાં બહારથી સુંદર દેખાય છે. એ કપટથી એનું મોઢું કાળું થઇ ગયું છે.

[ ૩૫૬ ]

રત ઘુમંતી રાન, કુંપળડાં દેવા કજુ,
પણ નવ આવ્યા પાન, કેરડ તખને કાગડા.

વસંત ઋતુ બધા ઝાડવાઓને નવા પાદડાં આપવા માટે વનેવન ઘૂમ્યા કરે છે બીજા બધા વૃક્ષોને પાંદડા આવ્યા પણ એક કેરડાને પાદડાં ન આવ્યા, એમા વસંત શુ કરે ?

[ ૩૫૭ ]

ચામ નકે સિવાય, આખી ધરતી ઉપરે,
પગમાં લઇ પહેરાય, કાટાવારણ કાગડા

કાટા ન વાગે એટલા માટે કાઇ આખી પૃથ્વી ચામડે મઢાતી નથી; પણ ચામડાના જોડા સિવડાવી પગમા પહેરવાથી પગનુ રક્ષણ થાય છે અને કાંટા લાગતા નથી

[ ૩૫૮ ]

ઘટમાં ભરીએલ ઘાત, મોઢેથી મીઠપ ઝરે,
પણ વેધુ મનની વાત, કઈ દે આંખું કાગડા

અંતઃકરણમાં ઘાત (કપટ) હોય, અને માણસ મોઢેથી મીઠીમીઠી વાતો કરતો હોય પણ આખ છે તે કોઇ વાત છુપાવી શકતી નથી—સારી કે ખરાબ કલ્પના આખ તો કહ્યા જ કરે છે—જણાવી દે છે.

[ ૩૫૯ ]

હાજર નેતર હોય, તો કોઠાની વાતું કરે,
નરદમ આંખું નોય, એતું: કોઇ ન જાણે કાગડા.

જેને આંખું હોય એ તો દિલની વાત કહી દે છે–એની આંખ પરથી સામો ચતુર માણસ હોય તો જાણી જાય છે–પણ જે આંધળો હોય છે એનું દિલ વાંચી શકાતું નથી

[ ૩૬૦ ]

ન જવે ટીપું નીર, સંઘરીને રાખે સદા,
વાહણ રીઢાં વીર, કદી ન ટાઢાં કાગડા.

જે રીઢાં (ઘણા દી વપરાએલાં) ઠામ-વાસણ (ગોળા, માટલું વગેરે) હોય છે તેમાં પાણી ભરવાથી એકે ટીપું પાણી એમાથી બહાર ટપકતું નથી, એટલે પાણી પણ એમા ટાઢું થતું નથી

[ ૩૬૧ ]

જો નીતરીયાં નીર, હરીયાં તન ભેદ્યાં હૈયાં,
ઠરીયાં પાણી થીર, કોરે ગોળે કાગડા.

કોરા વાસણ (ગોળા વગેરે)મા પાણી નાખીએ છીએ તો તુરત એનું હૃદય ભેદાઇ જાય છે અને પાણી આરપાર ઉતરી જાય છે–ઉપરબહાર ને બધે પાણીમય બની જાય છે એટલે તેના હૈયામાંથી પાણી બહાર ટપકયા કરે છે. તેથી તેની અંદર પાણી ઠંડું થાય છે.

[ ૩૬૨ ]

વગીઆં ઇંધણ વીર, જાતે દનડે જાજરા,
સળીઆં સાખ શરીર, કાચાં લાકડ કાગડા.

જોવામાં સારું લાગે, પણ અકાળે કપાયેલ હોય, એવું કાચું લાકડું મકાનમાં વાપરવાથી ઘણે દિવસે બેવડ વળી જાય છે અને નકામું થઇ સળી જાય છે.

[ ૩૬૩ ]

સ્વારથના સગા, રોપી રખવાળાં કરે;
આવ્યો અણુકૂળતા, કાપી નાખે કાગડા

આખો સંસાર સ્વાર્થમય છે એમાં પરમાર્થ જેવું કાંઇ છે જ નહીં. આંબાને લોકો જતન (મહેનત) કરીને વાવે છે ને પછી એનું રખોપું કરીને રક્ષણ કરે છે, પણ એ આંબાને કેરી આવતી બંધ થાય કે તુરત જ સરપણ માટે કાપી નાખે છે.

[ ૩૬૪ ]

નાડયે નરની નોય, ધરતીને ધાવી રયો;
કારણ વશને કોય, એને કણ નીકળીઆ કાગડા.

બેનરના કેડનો છોડ અથવા કોઇ એક માંદો છોડ પશુ-ઢોરને એનો વશ રાખવાને માટે નાની સરખી કુઇ, કરસી વગેરે કરે છે પોતાની પાછળ વશ રાખવા માટે માણસથી માંડી પશુપંખી અને ઘાસને પણ ઇચ્છા હોય છે.

[ ૩૬૫ ]

ઘર લાડુ ધરે, આખો લઇને ઉપરે;
મોત વિના મરે, ક્રોડું કીડી કાગડા.

વિવેક વિનાની વપરાશ નુકસાનકર્તા નીવડે છે. જ્યાં મોટું કીડિયારું હોય ત્યાં જઇ અધશેરનો લાડુ કીડીઓ પર મૂકીએ તો વિના મોતે હજારો કીડી તેની નીચે દબાઇને મરી જાય છે.

[ ૩૬૬ ]

વિવેકે વપરાત તો, પાંતીમાં અક્ષર પડે;
સઘળી ઢોળો શાઇ, તોઃ કાગળ બગડે કાગડા.

શાહીને કલમમા ચડાવી, જોઇએ તેમ કલમથી વાપરો તો સારા અક્ષરો પડે છે, પણ કાગળ ઉપર આખો ખડિયો ઢોળી નાખો તો શાહીનો દુરુપયોગ થાય છે અને કાગળ પણ સાવ નકામો થાય છે

[ ૩૬૭ ]

અધમણ ઉપર જાય, ત્યારે હળવે ત્રાડ છાબડ હલે;
પણ : માખીથી મરડાય, કુંદણ કાંટો કાગડા.

ગામડામાં ઘાસ તોળવાનો કાંટો હોય છે તે એવો અનાડી હોય છે કે અરધો મણ વધારેઘટારે થાય ત્યારે ફક્ત રહેજ નમે છે, પણ સોનું જોખવાના કાંટા પર તો માખી બેસે તોય તે એકદમ નમી જાય છે.

[ ૩૬૮ ]

રીજ્યો કે રિસાય મણધર મોરલીએ લડે;
કાંયે ન કહેવાય, કાળા સપનું કાગડા.

મોરલી વાગે ત્યારે વાદીના કરંડિયામાંથી સાપ બેઠો થાય છે, ફેણ માંડે છે અને મોરલી સામે લડે છે. એ ક્રોધથી લડે છે કે પ્રસન્નતાથી એ કાળોતરા નાગના દિલનું કોણ જાણે ?

[ ૩૬૯ ]

હૈડામાં હરખાય, મેડક મચ્છરને ગળે;
એને જ જાંજડ ગળતો જાય, પણ કળ્યું ન પડે કાગડા.

[ નીચેનો બનાવ નજરે જોયેલ છે મારા ઘર આગળ એક તળાવડી છે ત્યાં ઘણાં દેડકાં ચોમાસે થાય છે, ત્યાં એક દેડકો ઠેકડિઠેકીને મચ્છરના ગોટામાંથી મચ્છર ગળતો હતો ત્યાં પાછળથી મોટો જાંજડ (નાગ) આવ્યો અને તેણે દેડકાને પાછલા ભાગ તરફથી પકડયો, છતાં દેડકો તો મચ્છર સામે ઠેકડા મારતો હતો. સરપ દેડકાના અરધા શરીરને ગળી ગયો ત્યાં સુધી તો દેડકો ઠેકયો. દેડકાને છેવટ સુધી ખબર પડી નહીં કે મને પણ કાળે પકડયો છે. ]

[ ૩૭૦ ]

જાગે શેઠ સહાય, ગોતી ઘર તસગર ગયા,
એવું જે જાગે જગમાંય, એનું કાણું મોટું કાગડા.

એક શેઠના ઘરમાં ચોર પેઠા. દીવાલી પરખાને ખાટને સતેલી તેણે

ધીરેથી કહ્યું કે ' શેઠ ! ચોર ઘરમાં આવ્યા ' તો, શેઠ કહે કે ' હું જાગું છું ' થોડી વાર પછી ચોરાએ પેટી તોડી. શેઠાણી કહે ' શેઠ ! પેટી તોડી ' તો તે કહે ' બોલ માં હું જાગું છું. ' પછી ચોરાએ અંદરથી દરદાગીના ઉપાડયા અને તેઓ ચાલતા થયા. શેઠાણી કહે ' શેઠ ! ચોર દાગીના–પૈસા લઇ જાય છે. ' શેઠ કહે કે ' હું જાગું છું. ' પછી તો પેલી બાઇની ધીરજ ખુટી એટલે બોલી કે ' તારા જાગવામાં ધૂળ પડી. ' આમ જાણવા છતાં જે કોઇ આ જગતમાં આવી રીતે જાગતા હોય તેનું કાળું મોઢું.

[ ૩૭૧ ]

સે દોરે સિવાય, માઢુ કુળ એક જ મળ્યાં,
વાળે ને વીંધાય, તોઃ કાપડ ફાટે કાગડા.

કપડું કાયમ દોરાથી જ સિવાય-સંધાય છે, કારણ કે બંનેનું એક જ કુળ છે, જેથી દોરાને અને કાપડને મેળ મળી જાય છે. ઝીણામાં ઝીણો અને પાતળો હોય તો પણ વાળાથી-તારથી કપડું સિવાતું નથી ઊલટું ફાટી જાય છે,

[ ૩૭૨ ]

વરસ્યા વિણ વણસાય, જાજે જળ બોળે જગત,
કાળ બંને કહેવાય, કોરોન લીલો કાગડા.

બિલકુલ વરસાદ ન વરસવાથી દુકાળ કહેવાય છે, અને જોઇએ એના કરતાં વધારે વરસાદથી લીનિયું થાય છે. એ બેઉ દુકાળ જ કહેવાય છે,

તેનુ ફળ તો એક જ છે છતાં કોરો કાગ અને લીનો કાગ એમ બન્નેનાં નામ જુદાં છે.

[ ૩૭૩ ]

જીત્યે નોય જુહાર, હારે તોય હરખે હૈયા,
એવો જાદુગર જુગાર, કામણગારો કાગડા.

જુગાર કેવો જાદુગર છે–એ કેવો કામણગારો છે કે જીત્યા પછી કોઇ ઊભો થઇ અને રમત છોડી ચાલ્યો જતો નથી હારે તોય હરખ થાય છે, અને ' હવે જીતીશ ' એ લાલચથી ફરી પાછો રમવા બેસે છે

[ ૩૭૪ ]

જમવા કારણ જોય, મનગમના ભોજન મળે;
જેને · હૈડે વ્યાધિ હોય, એને કડવું લાગે કાગડા.

ખાવા માટે પોતાને રુચે એવો ખોરાક થાળીમાં પીરસ્યો હોવ, પણ જેને તાવ આવતો હોય અથવા શરીરનો કે મનનો કોઇ વ્યાધિ કે દુ ખ હોવ એને મન ગમતાં છતા એ ભોજન કડવાં ઝેર લાગે છે.

[ ૩૭૫ ]

શામ તણા ચાણગાર, તસગર ઉતારે તકે;
ઠાકર ન કરે ઠાર, તેમ કાય ન બોલે કાગડા

ચોર લોકો ભગવાનના મંદિરમા ખાતર પાડે છે ને ભગવાનની

મૂર્તિના દાગીના ઉતારીને ચાલતા થાય છે છતાં ભગવાન એને મારી નાખતા નથી અને મોઢાથી એક શબ્દ પણ બોલતા નથી.

[ ૩૭૬ ]

રાખે આગ્યું રે, તપતાં ને ટાઢાં મળે;
દારૂને અડવા દે, તોઃ કરશે ભડકો કાગડા.

ગામડામાં રાત્રે દેવતા (અગ્નિ) રાખવા માટે ચૂલામાં રાખની અંદર દેવતાને દાટી દે છે. સવારે એવો ને એવો લાલચોળ અગ્નિ નીકળે છે, કારણ કે દેવતા ઉનો છે અને રાખ ઠંડી છે એથી બંનેનો મેળ મળી જાય છે; પણ એ અગ્નિને બંદુકમાં ભરવાના દારૂમાં રાખવાથી-ભડકો થઇ જાય છે, કારણ કે બે ગરમને મેળ મળતો નથી.

[ ૩૭૭ ]

વરથા કાળા વાળ, ભીંતર લઈ ધોળપ ભરી;
ધોડપ આવી ઢાળ, પછીઃ કાળપ ભાગી કાગડા.

વાળ કાળા દેખાય છે એ તો માણસોને બનાવે છે. ખરી રીતે તો એ ઉપરથી જ કાળા દેખાય છે. એની અંદર તો ધોળપ ભરી છે, પણ એ બહાર પડતી નથી. પણ ઘડપણની શરૂઆત રૂપી ઢાળ આવે છે ત્યારે બહારની ધોળપ દોડી આવે છે અને અંદરની પણ બહાર નીકળે છે-દેખાતી કાળાશ ભાગી જાય છે.

[ ૩૭૮ ]

જળથી ભરીયા જોય, તે વાસણ તાંબા તણાં,
ટાકર મારો તોય, કદી ન બોલે કાગડા.

પાણીથી ભરેલ તાંબાનો અથવા કોઈ ધાતુનો હાંડો, ગાગર કે કોઈ વાસણ હોય એને ટાકર મારો છતાં એ અવાજ આપતુ નથી, કારણ કે જે સંપૂર્ણ ભરેલ હોય એ ફાવે તેમ બોલ્યા કરતુ નથી, અથવા એને કોપ ચડતો નથી.

[ ૩૭૯ ]

નગણાં ભરીઆં નોય, વા સામી વાતું કરે,
પણ જગ નવ સામું જોય, તેમઃ કાન ન માંડે કાગડા

જે ગુણ વિનાના અરધા ભરેલા વાસણ હોય, અથવા બિલકુલ ખાલી હોય, એને તો પવન અડે કે એ બોલી ઊઠે છે, અને બોલ્યા જ કરે છે એ શું બોલે છે તે જાણવા કોઈ ઇચ્છા કરતુ નથી, અને તે તરફ કોઈ કાન પણ માંડતુ નથી.

[ ૩૮૦ ]

જુવો વૃખ જોતાં, તપસીન ખાટકીઓ તણે;
દિલ છાંયો દેતા, કરે ન ટાળો કાગડા.

ઝાડવાંઓનો કેવો સમદૃષ્ટિભાવ છે! એની નીચે પ્રાણીઓને હણનાર ખાટકી કે પારાધિ આવે તોપણ એ એને એની શીતળ છાયા

આપે છે અને વેદપાઠી બ્રાહ્મણ કે તપસ્વી આવે તો પણ એને પોતાની છાંયડી આપે છે–કોઇ સાથે ભેદભાવ રાખતા નથી.

[ ૩૮૧ ]

કયારેક કસબની, સોનાથી અધકી ચડે;
માણુસ મહેનતની, કિંમત આંકે કાગડા.

કોઇ વખત સુંદર અને બારીક દાગીનામા સોનું હોય તેના કરતાં પણ ઘડામણની કિંમત વધી પડે છે, કારણ કે ઝીણા કામમા સોનાથી મજુરી વધી જાય છે. છતા માણસો તો મહેનતની જ કિંમત કરે છે.

[ ૩૮૨ ]

રૂડાં રેશમડાં, એલચીએ અંગડાં સમ્યાં;
પોસે પાલવડાં, કામ ન આવે કાગડા.

સુંદર, રેશમી, ઉત્તમ વસ્ત્ર એવું બારીક હોય કે આખી ચાદર અથવા સાડી એલચીના ફોતરામા સમાય જાય. આવું કીમતી વસ્ત્ર હોય છતાં પોસ મહિનાની કકડતી ઠંડીમા એ કામ નથી લાગતુ. ત્યારે તો ધાબળો કે ધુંસો જ કામ આવે છે

[ ૩૮૩ ]

મન દાતે મળીઆં, હળીઆં દલ હાલ્યાં ગયાં;
તેથીઃ પેઠા દશ પળીયા, કાયમ હોઠ જ કાગડા.

હોઠ અને દાતને એવી મિત્રતા હતી કે એક ક્ષણ પણ જુદા જ ન

રહે ઉંવટે દાંત પડી ગયા તો પણ એનું જે ટેકાણું પેઢા તે તરફ હોઠ વળી ગયા.

[ ૩૮૪ ]

આડા ગઢ અણુડોલ, વઢવાનાં વેજાં ગીઆં.
બોલેન સરખા બોલ, કદીએ જીભા કાગડા.

જેમ હોઠ અને દાંતને સંબંધ હતો એમ જ જીભને પણ એટલો જ સંબંધ હતો. વળી પોતાની ફરતો દાંતનો મજબુત કિલ્લો હતો. ક્યારેક બંને લડી પણ પડતાં છતાં એની મીઠાશ તુટતી નહીં. એટલા જ કારણે દાંત ગયા પછી જીભ સરખા બોલ બોલી શકતી નથી–ફગ...ફગ...બોલે છે–એટલો દાંતનો વિયોગ એને વસમો લાગ્યો છે.

[ ૩૮૫ ]

ફોર્યું ફટકેલી, એનેઃ ચૂલે ચડવું પડયું;
આવળ અલબેલી, એનું કોઇ ન પૂછે કાગડા.

જે સુગંધવાળાં ફૂલ છે ( ડોલર, કેતકી, ચંપો, ગુલાબ વગેરે ) એને તો અત્તર બનાવવા માણસો ચૂલા પર ઉકાળે છે અને એનાં અંગે અંગ સળગાવી એને નીચોવી લે છે; પણ આવળનાં પીળાં, રૂપાળાં ફુલની કોઇ ખબર પણ કાઢતું નથી–એનામાં ફોરમ નથી માટે એને આગમાં બળવું પડતું નથી.

[ ૩૮૬ ]

સીઆર્યાં શરીર, ત્યાં અમૃત વાણી ઉમટી;
તેથીઃ વાંસળડી વીર, કરસન ગ્રોઢે કાગડા.

વાંસળીના શરીરને સાર્યું (વીંધ્યું) કે તુરત જ એમાંથી મોઢો અમૃત જેવા સૂર નીકળ્યો. દુઃખી થતાં પણ બીજાને સુખ આપવા તૈયાર બનેલી એવી વાંસળી એ જ કારણથી કૃષ્ણ ભગવાને પોતે બજાવી અને કાયમ પાસે રાખી.

[ ૩૮૭ ]

રૂડા રંગ રંગની, ભરીએટ ખુટી લોમપેં;
પણઃ ભાળીન ભગવતની, કુંડી રંગની કાગડા.

(લાઠીના ગામડામાં જતાં લાલચોળ મરચાંનું એક ખળું જોઇ મોટરમાં આ દુહો બનાવ્યો છે.)

અહો! જગતની વનસ્પતિ (વૃક્ષો, ફૂલો) પશુ અને પક્ષીઓ ને છેવટે માણસો પણ ખરાં, એ બધાંના અજબ રંગ-લાલ, પીળો, વાદળી, ગણ્યા ગણાય નહીં એટલા છે. ઇશ્વરરૂપી રંગરેજની જગત રંગવાની કુંડી ક્યાં હશે તે કદીએ જોઇ શકાતી નથી છતાં રંગાટ તો શરૂ જ છે.

## ‘ કાગા એની કાંણ, (હવે) ઘર ઘર મંડાણી ’

કયો પ્રસંગ લખું અને કયો જાતો કરું ? એમનાં ગીતોની કઇ લીટી લખું ને કઇ ન લખું ? એમના જીવનનાં કેટલાં પાસાં યાદ કરું અને કેટલાં

વિસરુ ? શું લખુ અને શા માટે લખુ ? કોણ જાણે મને ખબર પડતી નથી.

આજથી પચીસ–ત્રીસ વર્ષો અગાઉ ચારણ એ શબ્દ માને પ તા શહેરીજનો સુણાતા અને બીતા પ્રજાવર્ગમા કોઇ ખુશામતખોરની વાત આવે તો એમ બોલે કે હુ કાઇ ચારણ–ભાટ થોડો છુ ગુજરાતની સાચી બનેલી એક વાત છે, કે એક ચારણ જુવાને એક બાઇ પાસે પાણી પીવા માગ્યુ બાઇએ પૂછ્યુ કેવો છો ? કે ચારણ છુ એટલે વિસ્મય પામેલ દીલે બાઇએ કહ્યુ કે 'અરરર ? નાનો બાળક બીચારો ચારણ થઇ ગયો છે !' એટલે કે બાવો થઇ જાય તેમ ગમે તે માણસ ચારણ થઇ શકે !

છે ને છે ને ચારણોની પરખ આ જાતની રહી હતી એ જ અમો ચારણો પર શ્રી મેઘાણીનો અનત ઉપકાર છે ચારણ કોણ, કેવો હોય એની સાચી જીવનની ટેક અને જીવતર કેવા હોય, એની સાચી છબી એણે ખેચી શહેરે અને પાગણે, બગલે અને ઝુપડે, દેશ અને દેશાવરમા રસધાર–બહારવટિયા અને ચારણી સાહિત્યની ચોપડીઓ દ્વારા એ છબી રજુ કરી

° ° ° °

ચારણી સાહિત્યમાં પાચસો વર્ષના ઇતિહાસમા કોઇ અન્ય કવિ, પડિત કે લેખકનો પગપેસારો થયો જ નથી એટલુ એ અગમ્ય સાહિત્ય છે વેદોના સસ્કૃતનુ વ્યાકરણ જેમ બીજા સસ્કૃતથી જુદુ છે તેમ ચારણી સાહિત્યના મર્મો માપ છદો, ગીતો, પીંગળ અને શબ્દજોડણી સાવ જુદાં જ છે ચારણી સોરઠા દોહા, સપાખરાં અને સાવજડાં ગીતો બીજા કોઇ કવિઓ હજી સુધી લખી શકયા નથી. એ જાતિનો સાચો કે ખોટો પણ ચારણ કવિઓનો એક ગર્વ છે.

એ સાહિત્ય સંપાદન કરવું એટલે તો લંકાથી હેમ લાવવા જેવું કાણું છે. એવા દોયલા કામને શ્રી. મેઘાણીએ સોયલું કેમ કરેલું ? દિવસોના દિવસો, રાતોની રાત ચારણો સાથે એ વસેલા. આગલાની જ રીતભાતથી રહેલા. ધીરે ધીરે વાતો ચાલે, વળી બંધ પડે, કયારેક તો વાર્તાકાર શંકાશીલ બને કે આપણું જુનું બધું આ કયાંક લઇ જશે ! એમને બોલાવવાના રસ્તા શોધવા એ કાણુમાં કાણું કામ. એમનાં બધાનાં અંતરમાં વસી જઇને એમણે એવું કામણ કરેલું કે પછી તો એને જોઇને કોઇ ચારણ, બારોટ કે વાર્તાકાર મેને જોઇ મોરલો હરખે તેમ હરખી ઊઠતા. બાવડાં ઝાલી ઝાલી જૂની નવી બધી વાતો ગીતો એમની આગળ મોકળે મોંએ ઠાલવતા. એકની એક વાત પચીસ રીતે રજુ થાતી. એકનાં એક ગીતદોહા વિધવિધ રીતે રજૂ થાતાં. એ બધા ખાતરના ધૂળના ઉકરડામાંથી સોનું શોધી કાઢવાનો સંચો કુદરતે એમના હૈયામાં ગોઠવ્યો હતો.

° ° ° °

ચારણી સાહિત્યના કેટલાક શબ્દાર્થો અમે પોતે અને વૃદ્ધો પણ ન સમજતા. એવા અર્થો મેઘાણીએ સાચોસાચા કરેલાં છે. દાખલા તરીકે એક મિત્રના વિયોગે ગવાયેલ બાર માસનું એક કાવ્ય છે. એમાં ભાદરવા મહિનાના વર્ણનની એક પહેલી અને એક છેલ્લી બે લીટીઓ છે, જેનો અર્થ રચનારે કલ્પ્યો હશે અને બીજો મેઘાણીએ કરેલો.

> દધફૂલાં વાગે ડમર કંગામંગા કૈલાસ,
> વીજ ઝળકે ચોવળાં પ્રપન્ન ભાદ્રવ માસ—

એમાં પહેલી લીટીમાં જે દધફૂલાં છે એનો અર્થ અમો બેચાર મિત્રો વચ્ચે એમણે પોતે તુરત જ એવો કરી આપેલો કે, એ તો દૂધફૂલીઆં: ફુંડાં ચારણી ભાષાના પ્રયોગમાં દૂધફૂલાં મૂળ કવિએ કરેલું હશે.

बीजी एनी छेल्ली लीटी एवी छे के —

કાગ રખી મખ પ્રમ કિયા

ભાદરવા મહિનાના વર્ણનમાં કવિ કહે છે કે શ્રાદ્ધપક્ષમાં લોકો કાગરુપિને જમાડીને ધર્મ કરે છે પણ અમને કોઇને એ અર્થ સૂઝેલો નહીં એ અર્થ પણ એમણે જ કરી આપેલો

° ° ° °

'કાગવાણી'નો પહેલો ભાગ છપાતો હતો, તેમા ગાંધીજીનો મેં એક ભુજંગી છંદ લખેલો એની ત્રીજી કડીમાં—

તુંહી સરોવર જેલ જાડા કિનારો,
હૈયા નિર સરવાણ ફુટયા હજારો–

એનો ભાવાર્થ એવો છે કે ગાંધીજીરૂપી તળાવના પાણીને રોકવા જેલરૂપી પાળ બાંધી છે, છતાં સરવાણ તો વહ્યા જ કરે છે.

પણ કાવ્યને માપે પહેલી લીટી બરાબર ન ગણાય આખો દિવસ બોટાદમાં તેમની મેડી પર એ લીટી બદલવા હું મથ્યો, પણ કંઇ મેળ ન થયો રાતે એ રાણપુરથી આવ્યા વાતચીત થઇ હોકો પીતાં પીતા એમણે લીટી પૂરી કરી,

મહા શકિતનો ધોધ તું બંધ જાડા,
તને રોકવા દાખીએ બાધ્ય આડા,
ચીરી ત્યાંય પાષાણ સરવાણ વ્હેતાં
નમો હિંદના પાટવી સંત નેતા.

શુદ્ધ ચારણી સાહિત્યને દિપાવે એવા ભાવવાળી આ કડી એમની રચેલ છે.

બીજાં એમનાં ગીતો 'વીર બંદો' રાત ઘંટા 'ચાર વાગે' અને 'શિવાજીનું હાલરડું'—ચારણી ઢાળનાં, માપનાં અને ચારણી શબ્દોના પ્રયોગથી રચાયેલાં છે. 'શિવાજીના હાલરડા'માં—

તે દી તારે શીર ઓશીકાં મેલાશે તીર બંધૂકાં.

એ પૂરેપૂરો ચારણી પ્રયોગ છે.

ચારણી ભાષા ઘણી અગમ્ય અને તુરતમાં લોકભોગ્ય ન બને એટલે એમણે એ ભાષામાં વધારે ગીતો નહોતાં લખ્યાં.

• ° ° °

રસધાર લખાતી હતી. પોરસાવાળાના દુહા થોડાક વધારે મળે તો ઠીક, એમ એમણે મને કહેલું. હું મારા દીર્ઘસૂત્રી સ્વભાવ પ્રમાણે ભૂલી ગયેલો. ઉપરાઉપર ત્રણ પત્તાં આવ્યાં, એટલે સાત દુહા ઘરના જ બનાવી મોકલી દીધા અને લખ્યું કે આટલા મળ્યા છે.

વળતાં એમનો કાગળ આવ્યો કે 'દુલાભાઇ! આ દોહા જો તમારા લખેલા હોય તો થોડાક વધારે લખી નાખો ને?'

કાગળ વાંચી હું તો ઠરી ગયો કે વાહ મેઘાણી! કયા પુણ્યથી પ્રભુ માણસને આવી અક્કલ આપતો હશે? આ દોહા—

વાછરડું વાળા! ભાંભરતાં ભળાય,
પણ પરનો આતમ થાય પરસ્યા વીણુના પોરહા. ૧

ઊડી મન અંબર ચડે સકવાં જેમ સદાય,
ત્યાં કફરી રાત કળાય હજુ પો ન ફાટે પોરહા. ૨

હે પોરસાવાળા! સામે વાછરુ બાંધ્યું હોય અને ગાય દુર ઊભી હોય. પણ એ વાછરુને અને ગાયને બન્નેને મળ્યા સિવાય શાંતિ થતી નથી. ૧

' વિયોગરૂપી રાત પડી છે. ચકવીચકવો સૂર્યોદય જેવા ઊડી ઊડીને ઊંચે ચડે છે, પણ ક્યાંયે સંયોગનો સૂર્ય દેખાતો નથી. ૨

એ રીતે સાત દોહાઓ લખેલા. રસધારમાં એમણે બધી વિગત આપી આ દોહા લખ્યા છે.

પછી તો આગળના અને મારા રચેલા નવા દુહા ઘણા કવિમિત્રોને મોકલ્યા કે આમાંથી નવા દુહા શોધી કાઢે, પણ એક મેવાણી સિવાય કોઇથી એ બની શક્યું નથી.

° ° ° °

જેમડાની વાતના દોહા અમે નાનપણથી શીખેલા અને બોલતા. પતિ મરી ગયા પછી સ્ત્રી કહે છે કે–

> સેંથો સ્યાને માટ અમે પાટી ઢાળીને પૂરીએ
> લખેલ છે લલાટ હવે જટા વધવી જેગડા.
> કડલાં કેને કાજ પગડા ધોઇને પહેરીએ
> ભાંગુ હઉ ભડથાર તું જેખમતે જેગડા.
> મરકીન હસતે મુખ કદી બરકીન બોલાવ્યાં નહીં
> એનું દીલમાં રહ્યું દુ:ખ જનમોજનમનું જેગડા.

એવા એવા પચીસ દોહાઓ છે. આ વારતા મેં તુળશીશામ રૂખમણીના ડુંગરા પર માંડેલી. એક પછી એક બધા દોહા કૈંક્યા. વાત પૂરી થઈ એકબીજાના હાથ ઝાલી આશ્રમતે સરજે હેઠા ઊતરતાં ઊતરતાં એમણે પૂછ્યું કે ' આ દુહા કેના કહેલ છે ? ' મેં કહ્યું કે ' આ તો એ વાત બની તે દિવસના છે. મારા બાપુ પાસે પણ મેં સાંભળેલા.' એ વાત એમને ગળે ન

ઊતરી. એ કહે કે આ તો રચાણુ લાગે છે. એની પાછળથી શોધખોળ ચાલી. છેવટે એમાં સાચુ એમ નીકળ્યુ કે એ દોહા વીકટર તામે ડોળીઆ ગામના મહાકવિ અને ભક્તરાજ શ્રી ગીગા રાવળના પાછળથી રચેલા છે. હજુ સુધી અમે પારખી શકતા નથી કે આ દોહા પાછળથી રચાણા એમ એમણે શા પરથી કલ્પ્યુ હશે.

° ° ° °

રસધારની વાતો એ તો ચારણોની વાર્તાનો ફેરો છે, વેવલાં લખાણુ નથી. સાથેસાથ ચારણો ઘેલા થઇ સાંભળે એવી એ વાર્તા માંડી શકતા હતા. હજુ સુધી આરણી વાતો અન્ય કવિઓ માંડી શકતા નથી. આજથી નવ વર્ષ પૂર્વે રાજકોટ મુકામે અખિલ હિંદ ચારણ સંમેલન મળ્યુ હતુ.

કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, સિંધ, થરાદ્રી, માળવા, મેવાડ, મારવાડ અને મધ્ય પ્રાંતના સુકવિઓ અને વાર્તાકારો મળેલા. એક ચારણ બેઠો હોય તો પણ વાત કરવાનો અન્ય માણસોને સંકોચ થાય. એને બદલે એવા બે હજાર ચારણ ત્યાં મળ્યા હતા અને એમાં ઘણા તો કવિરાજો હતા. એમની વચ્ચે બધાના આગ્રહથી એ વામન પણ વૈરાટ સમો માંચડા પર ઉભો થયો. એની કસુંબલ, તૃપ્ત અને રિધીયલ કેરીની ફાડ જેવી આંખ સભાને ખૂણે ખૂણે આડીઅવળી ફેરવી અને મારવાડી ગીતથી શરૂ કર્યુ. મોરલા સામા હોકારા દેવા માંડ્યા. રાજકોટ ગાંધર્વનગર સમું બની ગયું. મેદનીનાં હૈયેહૈયાં દળાવા માંડ્યાં. બરાબર પોણુખે કલાક કોઇએ હોકાની ઘુંટ ન ખેંચી. હોકા ઓલવાઇ ગયા.

લીંબડી કવિરાજશ્રી શંકરદાનજી તો ઊભા થઇ એમને ભેટી પડ્યા. હસવા લાગ્યા કે મેઘાણી, કળજુગ આવ્યો લાગે છે. એ સિવાય કાંઇ વાણિયો ગાય અને બે હજાર ચારણો ચૂપચાપ ઘેટાં જેમ સાંભળે એ બને ખરૂં !

મેઘાણીએ કહ્યુ કે મુરબ્બી ! આ તો આપનુ જ છે હુ તો ચારણોનો ટપાલી છુ, બધે પહોંચાડુ છુ.

° ° ° °

એમનાં લોકગીતો વિષે મારે લખવુ નકામુ હુ માનુ છુ. એમણે કબર ખોદી કાઢી મૈયતોને ઉઠાવ્યાં અને જિવાડ્યાં એણે મસાણે મસાણ જમાડ્યાં કાળી રાતે મસાણોમાં સાદ પડ્યા. મુડદાએ હોંકારા દીધા હજારો પ્રેતોને એમણે કપડાં પહેરાવ્યાં એ પ્રેત નથી નીચા નથી, લુચ્ચા અને હરામખોર નથી એમ સાબિત કરી જગતના ચોકમાં ઊભા રાખ્યાં માણુસોએ કબૂલ કર્યું કે હા, એ સારાં માણસ છે

'રાણો અને કુવર' 'વીકક્ષ અને કમો' 'સૂરજની સાખે' 'ઓઝાપો' એવી ઘણી ઘણી વાતો રસધારમાં લખી. આ બધી સોરઠી ઊંચામા ઊંચા જીવનની વાતો કહેવાતા શિષ્ટ અને સારા વર્ગના માણસો વચ્ચે એવી વાતો બોલાતી જ નહિ. દોહા કે ગીતો ગવાતા નહી એ બધુ હલકુ સાહિત્ય લેખાતુ.

આપણા બધાના આવા જૂઠા અન્યાયથી બળી બોલ ચૂના એ સાચેસાચા માનવીઓને એણે પોતાની કલમથી અમૃતજળ છાંટી બેઠા કર્યાં ઠંડા કર્યાં, સજીવન કર્યાં

ધૂળમા ખોવાઈ ગયેલ જૂના માણસોની એણે ઓળખાણ આપી, એટલે હુ એને ધૂળધોયાની ઉપમા આપુ છુ પોતે ધૂળ ફાકીને સાચુ સોનુ આપણને આપતો ગયો.

° ° ° °

અકુ રાક્ષસ, નરાધમ, નાલાયક, ફાંસીને માચડે લટકવા યોગ્ય, એવા એવા હલકામાં હલકા શબ્દો બહારવટિયાને લગાડવામાં ખપી ગયેલા એમણે

એની કલમના પ્રયોગથી એ બધા આત્માને જીભ આપી બોલાવ્યા અને જગતના ચોકમાં એનો ઇતિહાસ લખ્યો. કોઇને કાંઇ કહેવું હોય તો વેળા આપી. એમની સામે કોઇપણ સાક્ષર વિરોધમાં એક હરફ ઉચ્ચારી શકયો નથી. માણસ બહારવટિયો ક્યારે બનતો ? કાં તો ખોટાં ખોટાં ખત પાડી વેપારીઓના ચોપડાંથી બબે ચાર ચાર પેઢી સુધી એ ભળે પકડાતો ત્યારે; કાં તો રાજસત્તા એનું સર્વસ્વ ઝૂંટી લેતી ત્યારે, કાં તો અમલદારો એના ચામડાં, માંસ અને હાડકાં સુધી પહોંચતા ત્યારે, કાં તો નિર્બળને કોઇ બળવાન રહેંસી નાખતો ત્યારે જ. સાચો મર્દ, સાચો માણસ, સાચો ભક્તશૂરવીર બહારવટિયો બનતો. એ ડાકુના સ્વાંગ ધરતો, ઝૂઝતો, ખપી જતો. એમની કવિતાની લીટીમાં જ લખ્યું છે કે :

> સત્યના સ્વાંગ પહેરી ઊભું જૂઠ જ્યાં,
> બંધુ શું ખડગ લઇ તું ન ધાયો
> તું રિપુહીણ બળહીણ કંગાળ તું,
> સ્વાદ ચાખ્યા નથી તેં જખમના.

• • • •

એ લાગણી પ્રધાન એવા હતા કે પોતાની રાઈ જેવડી ભૂલ એમને મેરુ પર્વત જેવડી મોટી લાગતી હતી, એનો એક દાખલો છે. માણસને જેમ ભૂત વળગે એમ થોડાક દિવસ એમને છાપું વળગેલું. એક દિવસ હું રાણપુર ગયેલો સાંજના અમે સ્ટેશન પર આવતા હતા. રમૂજી ટુચકા કહેતો હતો, પણ એ જાણે સાંભળતા જ ન હોય એમ ચાલ્યા આવતા હતા. ચાલતાં ચાલતાં એકદમ ઊભા રહ્યા. મેં પૂછ્યું ' કાંઇ ભૂલી ગયા નથી નાં ? ' એમણે કહ્યું: ' ના, ના કાંઇ ભૂલી ગયો નથી, પણ લખાણમાં થોડીક ભૂલ રહી ગઇ છે એમ મને યાદ આવે છે. ' મેં પૂછ્યું: ' શી બાબતમાં ? '

જાણે કે મોઢામાં મોટી ભૂલ થઇ ગઇ હોય તેમ કહે કે ' ભાઇ ! રવીન્દ્રનાથ શબ્દમાં દીર્ઘ ઇને બદલે હ્રસ્વ ઇ લખાઇ ગઇ હોય એવો મને વહેમ આવે છે. '

મેં પૂછ્યુ કે ' એમા કાઇ સરકારી ગુનો તો બનતો નથી ના ? કે કોઇને છાપાનો અન્યાય થતો નથી ના ? ' એવો મે વિનોદ કર્યો, એ'ને કહે કે ' ના, ના એવું કાઇ નથી ' એમ કહી હસ્યા પોતાની નાનકડી ભૂલ એમને ઘણી મોટી લાગતી એવુ લાગણીનું પત્ર એમના દિલમાં હતું.

૦ ૦ ૦ ૦

ગોપનાથથી તુલશીશ્યામ સુધી અમે સાથે મુસાફરી કરેલી ને એ વાતને પંદર વર્ષ વીતી ગયા મહાશિવરાત્રિની એ રાત હતી ગોપનાથમાં શિવરાત્રિ કરી અને દરિયાકાંઠાના પીથલપર, કોટડા, નેપ, નીકોલ, કળસાર વગેરે ગામડાં ભમતા ભમતા, વચ્ચે રાત રહેતા રહેતા મહુવા આવ્યા

અમે કતપુર થઇ મહુવાના બંદરે ગયા ત્યા એક સિત્તેરેક વર્ષની ડોશી પાટલ ઇંટો વહાણમા ચડાવતી હતી એમની સાથે વાત થઇ કરી ડોશીનો એકનો એક દીકરો બેક મહિના અગાઉ વહાણ બૂડી ગયાથી બૂડી મરેલો મહુવાના કોઇ વેપારીનુ એ વહાણ હતુ અને આ એના જૂના વહાણવટી હતા મેઘાણીએ પૂછ્યુ કે ' તમે તમારી આજીવિકા માટે શેઠ પાસે કેમ ન ગયાં ? ' ડોશીએ કહ્યુ કે ' ભાઇ ! મારુ તો કાળુ મોઢુ થયું. શેઠનું વહાણ મારા દીકરાને હાથે બૂડ્યું હવે શુ મોઢુ લઇને જાઉ ? '

ડોશીના આ શબ્દો સાંભળતા તો એ છાતી પકડીને બેસી ગયા અને રોયા. બોલ્યા કે

' દુલાભાઇ આ મચ્છીમાર કોળી ને પેલા વૈષ્ણવ વાણિયા—બેમાં કોણ ખાનદાન ? '

તુળશીશ્યામથી બે ગાઉ અમે ખજૂરીને નેસડે હતા, ત્યાં રાડ થઇ. સાવઝ ડણૂક્યો. હાકોટા થવા માંડ્યા. રોળકોળ વેળા થઇ હતી. ખાડું ઘણુ ઝૂંપડે આવતાં હતાં તેમાં હીરબાઇ કરી એક ચારણ બાઇની વોડકીને સાવજે પાદરમાં જ પાડેલી. અમે બધા દોડયા. વીસેક જણ હતા. જ્યાં ધાર માથે ચડયા ત્યાં તો આઇ હીરબાઇ કોણ જાણે કયારની યે પહોંચી ગઇ હતી. મરેલી વોડકી પર ચારણ કન્યા ચઢી અને સાવઝ સામે સોટો વીંઝતી હતી. સાવઝ બે પગે સામો થઇ હોકારા કરતો હતો, બાઇ તો સાવઝના ફીણથી નાઇ રહી, પણ ગાયને ચારણી બાઇએ સાવઝને ખાવા ન દીધી.

એ વખતે 'ચારણ કન્યા' એ નામનું ગીત એ કાગળ કલમ સિવાય રચીને ગાવા લાગ્યા શરીર જાગી ઊઠયું. આંખો લાલ ધ્રપેલ ત્રાંબા જેવી થઇ. અમે એને એ ધીંગાણામાં ન જવા દેવા બાવડે પકડી રાખેલા

o o o o

એ ઘણી વખત કહ્યા કરતા કે 'હું હજારો માણસો વચ્ચેથી ચારણને ઓળખી કાઢું. દરબારોનાં ઉતાર કપડાંનો પહેરનારો નહિ, રાજ્યના રોટલામાં વિકૃત થયેલો નહિ પણ માલધારી, ધરકમાણીવાળો, નેસડાનો અસલી ચારણ હોય એને હું ઓળખી લઉં.'

તુળશીશ્યામથી વળતાં શીખવકોબાના નેસમાં અમે રાત રોકાણા, સવારે પોણોસોક માણસ વચ્ચે ત્રણ અજાણ્યા ચારણ જુવાનોને મકરાણીના સીલા સાફા બંધાવી અમે બેસારી દીધા, અને કહ્યું કે 'આમાંથી ચારણને ઓળખી કાઢો!' બધા સામું જોઇ એક પછી એક ત્રણેનાં કાંડાં ઝાલી એમણે ઊભા કર્યા.

એ કહેતા કે, 'સાચા ચારણનો અવાજ અને એમની ખમીરભરી

ધરાણેત મીરી આખું ને હું ઓળખી લઉં છું.'

° ° ° °

એ કહેતા કે કોઇ કવિ જ્યારે ભજન સુધી પહોંચે છે ત્યારે એના આત્માને શાંતિ થાય છે, એમ જ એમણે ઉંચા સંતોના ઘરમાં પ્રવેશ કરેલ. દાનો ભગત, દેવો ભગત, જલો ભગત, ગોપીનાથ ગોરખ, રવિસાહેબ મોરાર સાહેબ, આપો ગીગો વેનો બાવો, જેસલ તોળલ દેવ તણખી, દેવાત પંડિત, ભીમદાસ (દાસી જીવણ), સગાળશા શેઠ જમિયલશા પીર, ચારણ દેવીઓ નાગબાઇ, મમબાઇ કામબાઇ, વરુડી, શેણબાઇ એમના આંગણા જોઇ એણે આપણને તે તરફ આંગળી ચીંધી.

ભજન એ જ એમના જીવનનો છેલ્લો વિષય બની ગયો હતો એ ભજનોના આજ દિવસ સુધી સાધુ સંતોએ અર્થ નહોતા કર્યા એવા સાચા અર્થો એમની કલમમાંથી અને રૂંવાડે રૂંવાડે નીતરવા લાગેલા અને તે થોડા મહિનાઓમાં એ સાવ અવધૂત મસ્ત યોગી જેવા જ લાગતા મંડેલા રાજકોટ ઉજવા સાહિત્ય સમેલનમાં એક રાતે અમે ધીરે ધીરે ભજન બોલતા હતા. ઓચિંતા એમણે એવડો મોટો અવાજ કાઢ્યો કે બરાબર માઇલ માઇલ એના પડછંદા વાગ્યા આ ભજન—

પથ્થર પૂજ્યે હરિ મળે તો
પૂજુ મોટા પા'ડજી
એ પંઘરમાં સાચ હોય તો
ઘડનારાને ખાય,
મનસા માલણી હો જી રે
ગોરખ જાગતા નર સેવ.

બીજું:—

રામજીને બનાયો પવન ચરખો
ચરખો નઈ સદા સરખો
એના ઘડનારાને કોઈ પરખો,
રામજીને બનાયો પવનચરખો.

° ° ° °

કાગવાણી ભાગ બીજો છપાતો હતો. અંતર્યામીને સંબોધીને હું દોહા લખતો હતો. છાપવાનું કામ તડામાર ચાલતું હતું. એક રાત્રે અડધો દોહો એ બોલ્યા કે—

કાગા કરશે કાંણુ, એની મોડાં મોડાં માનવી

આગળની લીટી મેં લખી કે—

મંન મેલાં માનવીઓ તણાં, મડદાં ધખે મસાણ,
પણ એની કાગા કરશે કાંણુ, મોડાં મોડાં માનવી.

ભાવાર્થ એવો છે કે મનના મેલા એવા કપટી માણસને ખરખરે માણસો કામકાજ પરવારી મોડા મોડા જાય છે.

બીજી એ લીટી બોલ્યા કે—

કાગા એની કાંણુ, ઘર ઘર મંડાશે.

આગળની લીટી મેં લખી કે—

મીઠપવાળા માનવી, જગ છોડી જાશે,
કાગા એની કાણુ ઘર ઘર મંડાશે

ભાવાર્થ એ છે કે હે કાગ ! મીઠાશવાળાં માણસ જ્યારે મરણ પામશે ત્યારે એની પાછળ તો ઘરોઘર કાણુ મંડાશે જે ઝાડ હેઠળ એ ઊભો હશે એ પણ રોશે આજે એ દુહો સાચો પડ્યો

કાગવાણી ત્રીજા ભાગના પાંચસો જેટલા દુહા અને નવાં ગાંધી ગીતો અને ભજનો મારે મોઢે સાભળી એ નાચ્યા કુદ્યા, હસ્યા ને ફાટફાટ છાતીએ રોયેલા મને કહ્યું કે હવે જનરી બોગદ આવ આ બધુ છપાવી નાખીએ લોકો માગે ત્યારે તુરત આપવુ જોઈએ કેટલાએક એકેક દેહા ઉપર એમણે કળશીઓ કળશીઓ આંસુ દાનવ્યા હતાં

o o o o

મારા અજાચક વ્રતનો એને ગર્વ હતો હુ ક્યાંય લથડી નથી જતો ને-એનો એ ઉઘાડો અને છૂપો રખોપિયો હતો મારા એ વ્રત પાછળ એ ઘેલો હતો છેવટે ચરણ બેડિંગનો ફાળો આગવા મારે રજવાડા તથા મુંબઈ વગેરે શહેરોમાં લક્ષ્મીપુત્રો પાસે જવુ પડેલુ ખુબ સંસર્ગ વધેલો ભાવનગરને સંબંધે બીજા રજવાડાંમાં જવા આવવનુ ખુબ થયુ. આ બધો વખત ઠેઠ અત્યાર સુધી એમણે મારા વ્રત પાછળ રખોપુ કર્યું છે કોઈ સંયોગે મારી વ્યક્તિગત કવિતા તે સાંભળતા ત્યારે એને મોગમાં મોટુ દુ ખ થતુ ત્યારે મને કહેતા ને લખતા પણ ખરા કે 'ભાઈ! ચારણ્યેવીને કથા કે કે છે ? પાછી વાળી લે તારાં ગીતો વ્યક્તિની પ્રશસ્તિ કરવાનાં નથી '

મારે મન તો એ ભાઈ હતો મિત્ર હતો, કોઈ દુખદ વખતનો વિસામો હતો. છેલ્લે છેલ્લે તો એ મને ગુરુ સમ લાગતો.

## શ્રી ઝવેરચંદ મેઘાણીના મરશિયા

[ ૩૮૮ ]

લેખક સઘળા લોકની, ટાંકુ તોળાણી
એમાં વધી તોલે વાણીયા, તારી લેખણુ મેઘાણી.

[ ૩૮૯ ]

તારી કવિતા તણા જેણે પીધેલ પાણી;
એને લાખુ સોવર લાગીઆં, મોળા મેઘાણી.

[ ૩૯૦ ]

સુતાં જઇ સ્મશાનમા એની તે સોડયું તાણી,
વધું જીવાડયા વાણીયા, કઇ મડદા મેઘાણી.

## એટલાં રોયાં રાતે આંસુએ, આજ મરતાં મેઘાણી

### મરશિયા દુહા

[ ખોટાદ ખરખરે જતાં ]

[ ૩૯૧ ]

તન મળવા તલખે ઘણું, હવે પરાં અન્ન પાંણી,
ઇશ્વર આધીન આપણે પાછા મળશું મેઘાણી.

[ ૨૯૨ ]

ઊલો ઉતારે, જીભ કલમને જોખવા,
એને કાળાઉત કાંટે, તેં વસમાં તોળ્યાં વાણીઆ!

કેટલાક સાક્ષરો વિદ્વાનો કલમબાજોને રસ્તે તું ન ચાલ્યો અને એનાથી ( ઉતારે ) આડખીલ જુદે રસ્તે ચાલ્યો હે વાણીઆ! તેં કલમ અને જીભ–વાણી બેઉનો તોલ એક જ કાંટે કર્યો.

[ ૨૯૩ ]

ઝવેર ભરીઆ જે, હીરાન માણેક હાટમાં,
એનો કાગાઉત કેને, વારસ દીધો વાણીઆ!

હે ઝવેરચંદ! તારા હાટમાં હીરામાણેક વગેરે અમૂલ્ય રત્નો સંઘર્યાં છે. એનો વારસો તે કોને આપ્યો?

[ ૨૯૪ ]

હાથ વખાણું હોય, કે વખાણું દિલ વાણીઆ;
કલમ વખાણું હોય, કે તારી જીભ વખાણું ઝવેરચંદ!

હે ઝવેરચંદ! ઉદારતામાં તારા દિલના વખાણ કરું કે કામઢા તારા હાથને વખાણું! દાયરાની જમાવટમાં વાણી ગીતો લલકારવામાં તારી જીભ વખાણું કે એકેએક વિષયને વર્ણવતી તારી કલમ વખાણું!

[ ૨૯૫ ]

હૈયે ન જીસેં હોય, ભરતર એક જ ભાતનાં,
એવી જોડી સઘળે જોય ક્યાંય કાગે ન દીઠો કાળાઉત!

હે કાગાદાસ મેઘાણીના પુત્ર! મે–કાગે ફરીફરીને શોધખ કરી,

પણ જેનું અંદર અને બહાર એક જ જાતનું જીવન હોય એવી તારી જોડી ક્યાંય દીઠી નહિ

[ ૩૯૬ ]

હું ભમીઓ ભાયાણી, સાતે સાયર ઊતર્યો,
ક્યાંય મળી મેધાણી, કાગે ન દીઠો કાળાઉત !

હું ભાયાણી–ભાયા કાગનો પુત્ર દરિયાપાર ઊતર્યો અને તારી જેવા મર્મપારખુ માણસની ઘણી ગોતણુ કરી, પણ કાળીદાસનો પુત્ર ઝવેરચંદ ક્યાંય ન જોયો.

[ ૩૯૭ ]

માંડી મેધાણી ! હેડે વાણીની હાટડી;
કદી કાળો કાળાણી, વેપાર ન કીધો વાણીઆ !

હે કાળાણી . કાળીદાસના પુત્ર ઝવેરચંદ ! તેં વાણીના વેપારની હાટડી હૃદયમાં ખોલી, પણ કોઇ દિવસ એકે ય શબ્દનો કાળો બજાર કરી સરસ્વતીને ન વેચી.

[ ૩૯૮ ]

કીરતી તણી કોથળી, એમાં ન ઘટય આણી;
એવો કરીઓ કાળાણી, વાણીનો વેપાર વાણીઆ !

હે કાળીદાસના પુત્ર ! તું જાતે વાણીઓ ખરો નાં; એટલે યશરૂપી

ધનની કોથળી ભરી; એમાં કોઇ દિવસ અપયશરૂપી ખોટ ન લાગવા દીધી. જીવનના વેપારને કલંકિત ન બનવા દીધો.

[ ૩૯૯ ]

કોઇને કાળાણી! દલાલાં દીધાં નઇ;
એવો માંડેલ મેઘાણી, તેં વાણીનો ધંધો વાણીઆ!

હે કાળીદાસના પુત્ર! તેં વાણીનો વેપાર માંડેલ પણ એમાં કોઇને દલાલું ન આપ્યું. એટલે ગમે તેવો માલ દલાલ ખપાવી દે એ જાતનો ધંધો કદી ન કર્યો.

[ ૪૦૦ ]

કંઠ કહેણી ને કાવ્યનાં, હતાં સુખ હસતાં;
આજ ઝવેરચંદ જાતાં, એણે કાળપ પકડી કાળાઉત!

કંઠ, કહેણી અને કાવ્યશક્તિ એ ત્રણે વાનાં તારામાં ભર્યાં હતાં. આજે તું ગુજરી જવાથી ત્રણે વસ્તુઓ ઉદાસ બની છે. એને મોઢે શ્યામપ આવી છે.

[ ૪૦૧ ]

શૂરાં છાપાં ને સાધવાં, મણ ચારણ વાતાં;
એટલાં ઝવેરચંદ જાતાં, કકળી ઉઠયાં કાળાઉત!

સોરઠના સાચા શૂરવીરો, તેં એકેના છાપાંઓ. સોરઠના સંતો, ચારણો અને મૂર્તિમંત વારતા—એ પાંચે ઝવેરચંદ મેઘાણી જતાં કકળી ઊઠ્યાં.



અડીખમ અદંખી એકલો,
એ મસ્ત મેઘાણી ગયો.

[ ૪૦૨ ]

છંદાં ગીતાં ને સોરઠા, સોરઠ સરવાણી;
એટલાં રોયાં રાતે આંસુએ, આજ મરતાં મેઘાણી.

ચારણી છંદો, ગીતો, કાઠિયાવાડના સાહિત્યનો પ્રાણ સમો સોરઠો અને સાચી સોરઠી ભાષા–એ ચારે ઝવેરચંદ મેઘાણીના મરણથી લોહીને આંસુએ રોયા

## અડીખમ અટંકી એકલો, એ મસ્ત મેઘાણી ગયો

ત્યાગી ગયો, તપસી ગયો, એ સંત સોરઠનો ગયો,
હસતો ગયો, રોતો ગયો, સંસારી ગયો, સન્યાસી ગયો.

અભાગી કો અબળા તણો, ભરથાર કયાં ભાગી ગયો,
બાપુ તણો દુષ્કાળ દઈ કો બાપુ બાળકનો ગયો;
માતાનો તુંકારો ગયો, બહેની તણો બંધુ ગયો,
કવિમાળાનો મેરુ ગયો, ગુણજાણ મેઘાણી ગયો.

સૌરાષ્ટ્રના સાહિત્યની સૃષ્ટિ તણો બ્રહ્મા ગયો,
રેનાતણો શોધક ગયો, એ ધૂડ ધોનારો ગયો;
સાહિત્યના જળકૂપનો દોરી સહિત લોટો ગયો,
શણગાર સોરઠનો ગયો, ગુણજાણ મેઘાણી ગયો

બ્રાહ્મણ ગયો, માનવ ગયો, નવયુગનો ચારણ ગયો,
કાળાં બજારો ના કર્યાં, વાણીનો વેપારી ગયો,

ગાંધી તણા દિલદર્દની ગીતાનો ગાનારો ગયો,
સૌરાષ્ટ્રનો કવિ કેસરી, એ મર્દ મેઘાણી ગયો.

ધરણીપતિ ધનવાનને આંગણ ન આશાથી ગયો,
નમીઓ નહિ લક્ષ્મી પગે, અણનમ સદા ઊભો રહ્યો,
પડી કાળની હાકલ તથાપિ બોલ બે લખતો ગયો,
અડીખમ અટંકી એકલો એ મસ્ત મેઘાણી ગયો.

કબરો તણા પ્રેતોતણી મહેફિલમાં જનારો ગયો,
સ્મશાનનો સાધક ગયો, એ ભૂતનો ભેરુ ગયો,
પથ્થર અને પર્વત બધા જડજીવ બોલાવી ગયો,
બેરો થયો, મૂંગો થયો, અવધૂત મેઘાણી ગયો.

મુનિરાજ ને સતોતણા એ મૌન છોડાવી ગયો,
રસધાર રેલાવી ગયો, કાર્યો બધા કરતો ગયો,
કહે કાગ વાણીનો ભલા પ્રસ્તાવ લખવો રહી ગયો,
સૌરાષ્ટ્રના ફૂલઝાડનો આજ માળી મેઘાણી ગયો.

એક દુહો મારા ઇષ્ટદેવ સરીખા ગાંધીજીનો

[ ૪૦૩ ]

જગત કરવા જોખ વેરાસર આવો વળી,
ચોડયો જગને ચોક કાંટો ધર્મનો કણાકિત.

શહેરમાં સોની આગળથી માલ લઈ ધર્મને કરિ જોખાવવાનો રીવાજ છે. તો હે દીકરીઓ અને કોઈપણ માનવીઓ તમો તમારા વ્હેવાર વહીવટથી ગાંધીજીનો જોખ ગાંધીજીએ ધર્મનો કાંટો માંડ્યો ત્યાં કરાવી જોજો કે પછી પસ્તાવો ન થાય.

# ભજન સૌનો બેલી

**સોરઠી** ભજનોમાં મુખ્ય હલક પ્રધાન હોય છે. તેની માત્રાની ગણુનરી સંગીત શાસ્ત્રની જેમ હનકના લંબાણુ કે ટુંકાણુ ઉપર હોય છે. બધાજ આશ્રમો છેવટે સન્યાસમાં વિરમે છે, બધીજ વનસ્પતિ જેમ ફળમાં વિરામ પામે છે, બધી નદીઓ સમુદ્રમાં અન્યવત બની જઇ પોતાપણું વિસરી જાય છે, તેમ કોઇ સાહિત્યકાર કવિ પંડિત કે ગામડિયો દોહાગીર કવિ, છેવટે ભજનમાં વિરમી જાય છે. આખાએ હિંદુસ્થાનના—અને તેમાએ ખાસ કરીને કચ્છ, સોરઠ અને ગુજરાતના કવિઓ, ભક્તો, અને સંતોએ ઇશ્વરપરાયણ થવામાં પોતાની સરસ્વતિનું કોઇ ઉત્તમ વાહન બનાવ્યું હોય તો તે ભજન છે. સાહિત્ય સૃષ્ટિનું છદ અંગ છે, લોકરૂઢિ (સાહિત્ય) આંખ છે, વીરરસ અને વિરહ હાથ છે, દોહો મસ્તક છે, જ્યારે ભજન એ આખાએ અંગનો આત્મા છે શાસ્ત્રો, પુરાણો અને ઇતિહાસ લખનાર કવિઓએ આત્મ પ્રાપ્તિ માટે અને તાપના શમન માટે છેવટે ભજનોને ઘેર જઇ એના પ્રેમની ભીખ માગી છે. સાદા સોયલા મારી મચરડી કે તાણી તુણીને ઘડેલાં નહિ, આત્માનો

આનંદ કે આર્તનાદ કોઇ પણ જાતની સેળભેળ સિવાય બહાર નીકળી માનવ સૃષ્ટિમાં લહેરી ઉઠયો તે ભજન એમાં પ્રભુના જેટલીજ પવિત્રતા, પ્રભુના જેવો જ સમભાવ, પ્રભુના જેવી વિશાળતા અને પ્રભુના જેવુ પ્રેમમય કોઇ ખોળિયુ સાહિત્યસૃષ્ટિમાં હોય તો તે ભજન છે એમાં કવિતાની કોઇ છટા, નાદ, ધ્વનિ, વ્યંગ, શબ્દાડબર પ્રાસો અનુપ્રાસો, કંઇ પણ લાવવાનો કવિ કે ભજનીક કયારેય પ્રયાસ કરતો નથી છતાં પણ એ સઘળી સમગ્રી વિઆએલ ગાયને જેમ વિના પ્રયસે દુધ અવે છે તેમ અનાયાસે આવી જ જાય છે કુદરતી માપ, એવા જ તાલ, એવા જ પદ લાલિત્ય એવી જ કલ્પના અને નાદ વૈભવ એ ભજન અંગોનાં રૂવાં જેમ ઉગી નીકળે છે કેઇ ભકતોએ પ્રભુને સાદ કર્યો હોય તે ભજનથી કર્યો છે. ભજનનો રાગ, હનક અને એ ગ્રામ્યભષા ભગવાનને વ્હાલી હશે નરસિંહ મ્હેતો મીરાંબાઇ જેસલ તેરલ રવિ સહેબ, ભણુ સહેબ, મોરાર સાહેબ દાસી જીવણ ધનો ભગત રોહીદસ લીનખટ, દેવાયત પંડિત ગંગા સતી અખો અને ભાવનગરના કવિ શ્રી પીંગળશીભાઇ– એ હજાર વર્ષની અંદરના પ્રભુપરાયણ માણસોએ હરીને કોઇ વખત બીરદાવ્યા કોઇ વખત મહેણા ટોણાં આપ્યાં, કોઇ વખત દુખીયે રાગે પોકાર્યો તો કોઇ વખત પોતના ખોળામાં ગોત્યો અને કોઇ વખત હુ પોતે તે છુ એ બધો વાણી હેવાર ભજનોમાં કર્યો એ પરથી એમ લાગે છે કે પ્રભુને ત્યાં ભજનરૂપી નાણુંનુ ચલણ હશે.

## સોરઠના ભજનોનાં રખેવાળ

ભજનો તો નિજાનંદે ગવાયાં. એના ઉપાસક ભકતો પર એનો

સુરના ઓળા ઉતર્યા. એણે ઝીલ્યા અને યથામતી ગાયા. ભજનિક, ભજન-મંડળીઓ મ્હેલાતોમાં નથી નીપજતી. એ તો ગામડામાં, નેસડામાં અને ઝૂંપડામાં જન્મે છે. આપણા સાધુઓ—ખાસ કરીને મારગી સાધુઓનાં મંડળ દરેક ગામે એક ઠાકરમંદિર અને એનો પૂજારી એક સાધુ (બાવો) એની આજીવકા ગામમાંથી લોટ મગે, ખળે ખેતરે મણું માપ એને અ.પે. લગ્ન પ્રસગે કન્યાચોરીને નામે પૈસા આપે એમાં એનો જીવનનિર્વાહ. છતાં એ સાધુની ઝૂંપડીએ ખાવાનો બે વખત સાદ પડે કોઇ અતિથી, અભ્યાગત કે રાતવાસો રહેવાને ગમે તે આવે. ઉજળે દીલે આવકાર, પથારી, પાણી, ભોજનનો બંદોબસ્ત અને સેવાચાકરી સોરાને ગામડેગામડે અને ઝૂંપડેઝૂંપડે આવા સાધુઓ વસતા વસે છે. એનો એકતારો તણુરો, ઝીણા મંજી-l, પુરુષ તંબુરો બજાવે, સ્ત્રી મંજીરાં લે, પુરુષ પ્રકૃતી જાણે સ થે બેસી કોઇ અગમ આરધના કરતા હોય એવો દિદાર એવું વાતાવરણ અને એટલી જ શાંતિ ગામગામને પાદર દરેક રાત્રીએ પથરાઇ રહેતી ગામમાથી ખેડુનો મજુરો વગેરે આખો દિવસ પોતપોતાનું કામ કરી મહારાજની મઢીએ વાળુ કરીને ભેળા થાય. પઠી કોઇ જાંજ, પખાજ, મ્રદંગ એવી વાદ્ય સામગ્રીથી આપોઆપ ટેવાઇ જઇ વિના માસ્તર વિના શીખવનાર, કામ કામને શીખવે છે તેમ બધાંએ વાજીંત્રનો એકતાર થઇ જાય. અને ભજનો ચાલે. માનવતાની ટોચ પર ઉભા રહીને આપણા સાધુસંતો, ભક્તોનાં ભજનો આ માણસોએ ઝીલ્યાં, સંઘર્યાં, અને ઘેર ઘેર વિના દંભથી પીરસ્યાં. આ માણસોએ આપણો ભજનોનો આખોએ લોકસંગ્રહ પોતાની ગરીબાઇમાં અને તણુરાના પેટાળમાં સંગ્રહી રાખ્યો છે. (અત્યારે ઘણાએ એને કામ વગરનો વર્ગ કહે છે) ભજનોમાં પણ કાયદેસરના રીતરિવાજ છે. સંધ્યાથી માંડી પ્રભાતી સુધીનો એનો વર્ગ છે. દિવસ આથમ્યા પછી વાળુ વખતની અંદર સંધ્યા બોલાય.—આરતી ગવાય:

## સંધ્યા

ગર્વ કીયો સોઇ નર હાર્યો સીયા રામજી;
સહી ગર્વ કીયો સોઈ નર હાર્યોજી.

ગર્વ કીયો એક વનની ચણોઠીએ,
મુખ કાળો કરી ડાર્યો. સીયા. ૧

ગર્વ કીયો એક રતનાગર સાગરે.
નીર ખારો કરી ડાર્યો. સીયા ૨

## આરતી

આરતી કરૂં મારા હરીગુરૂ સંત તોડયા સરવે બંધ,
ચોરાશીના ફંદ હરી ગુરૂ દેવની આરતી.

પેલી નમણુ ગુરૂદેવને જેણે આપ્યું નીજ્ઞાન,
જ્ઞાને ગોવીંદ ઓળખ્યા રે મારૂં ટળીયું દેહનુ અભિમાન.
હરીગુરૂ દેવની આરતી.

સંધ્યા આરતીની આદે અમુક પદ પહેલી રાતે ગવાય. ખરેખર સંધ્યા જમ્યા પછી જામે. ધોનો દીવો થાય, ગુગળ કે લોબાનનો ધુપ થાય, નાની કે મોટી મઢડીમા રામધૂનનો રણકાર છવાઇ રહે અને સાખીયો ભજનો શરૂ થાય મીઠા મીઠા નાના સમુદ્રની ગર્જના માફક, તંબુરા પર ઝાંઝોના ટેરવાં એકધારાં લાગી રહ્યાં હોય, ઢોલકો પંચમ નાદ દોકારા

દેતો હોય, ઝાંઝ પખાજ ઝીણીઝીણી વાતો કરી રહ્યા હોય, એ બધાં વાજીંત્રોને માથે મેઘની વાદળી જેમ ભજનિકનો સુર ઘેરાઇ રહ્યો હોય, રાત સામી હરિ હરિ કરી હુંકારો દેતી હોય, પવન થંભી જઇ ઘડીભર ભજન મંડળી ભણી કાન માંડી રહે અને આકાશ તે મંડળી ઉપર ચંદણી બનવા તારા સહીત જાણે નીચું આવી ગયું હોય તેમ લાગે. વાતાવરણ આખુ ભજનમય નિર્મળ બની જાય.

આનંદ આનંદ છવાય જાય પછી અરધી રાત ભાંગે કે ભજનની ચાલ બદલે. દોકડ સુઇ જાય, ઝાંઝ પખાજ ટેકો લઇ જાય, મંજીરા ચુપચાપ થઇ જાય, ફક્ત રાત્રીના પંચમ નાદમાં એક જ એકતારાનો ઘેરો નાદ સમાય જાય અને ભજનિક આરાધી ભજનો ઉપાડે. રાત અને તંબુરના મીશ્ર રાગ રૂપી સાગરમાં જાણે ભજનિકના ભજનરૂપી હોડી તરતી હોય તેમ લાગે એ આરાધના ભજનોના કેટલા નમુના લખુ ને કેટલા મેની દઉ ?

કચ્છનો મહારાવ લાખો જ્યારે સંસારથી થાકી સતી લોયણને ગુરૂ બનવા અને પોતાને ઉપદેશ આપવા વિનંતી કરે છે ત્યારે લોયણ આરાધી ભજન ઉપાડે છે

> જી રે લાખા તારા મહેલોમાં અતર બેકેરે,
> એમાં ભભુતિ કયાંથી ભળશે ?
> જી રે લાખા માન મેલીને તમે આવો મેદાનમાં,
> ત્યાં મનડાના સંશય ટળશે.

દાસી જીવણ તો પરજના આરાધ ઉપાવે છે.

> હજી કેમ નાવ્યા મારો નાથ,
> આશા અમને દઇને રે.

ગીરધારી ગયા છે ગોપાળ,
અંતરની અમને કઇને રે.

સોકલડી તણો રે સંતાપ;
કહેજો મોરી સઇને રે.

અબોલે ગયા છે મારો નાથ,
આંયાં રે જોયા રઇને રે.

અદૃષ્ટ સૃષ્ટિના પ્રેરોની પણ આ ભજની વાતાવરણમાં મુક્તિ થતી હોય તો મને એમાં નવાઇ લાગતી નથી.

ગંગાસતીએ પણ આગધ ગાયો.

## મહાપુરૂપ કોણ–

મેરૂ ડગે પણ જેનાં, મનડાં ન ડગે મરને
ભાંગી પડે રે બ્રહ્માંડજી.

વીપત પડે પણ વણસે નહીં એતા,
હરીજનના પરમાણજી.

હરખને શોકની નાવી જેને હેડકી ને
શિશ કરે છે કુરબાન રે

સતગુરૂ વચનોમાં સમજ્યો સમજ્યો ખરો.
તન મન ધન અરપણ રે

એના એકેક શબ્દોની સામે ડુંગરા ડોલી પડે તો પણ એનો તોલ ન થાય. એક ભજનમાં ગાગરમાં સગર માફક આખ્ખએ ગીતા ગુંજે છે.

કબીર સાહેબે તો કદાચ તંબુરા સીવાય નહી પહાડનુંજ વાંજીત્ર બનાવી આરાધ ઉપાડયો હોય એમ લાગે છે.

જપ તપ, કિર્તન વગેરેથી થાકે છે, તૃષ્ણા નાગણી ફરરોજ પોતાને ડંખે છે, એમાથી કોઇ અરધા રાત ભાંગતે એના હૈયામાથી આર્તનાદ ઉકળે છે.

ચડાવ્યું મનને રે કોણે ચાકડે,
પ્રભુ તમે દીન રે દયાળ,
તૃષ્ણા બુઝે નઇ એને શું કરૂં,
સતગુરૂ પકડો મોરી બાંય.

બ્રાહ્મણનું સરૂપ ધરી મેં જોયું.
વાંચી લીધા ચારે વેદ જી,
આપરે બુડે ને તારે ઓરનકું,
એ તો બધા લેવા તણા ભેદજી ...ચડાવ્યું

છીપનું સરૂપ ધરી મેં જોયું,
કીધો મેં તો સાગરમાં વાસજી.
એટલે જળેરે જીવને ધરપત નાવી,
કીધી જઇ એના જળની આશજી....ચડાવ્યું

રાજાનુ સરૂપ ધરી મે જોયુ,
લુટી લીધા ચારે મેં તો ખંડજી
એટલી માયાએ જીવડાને ધરપત નાવી,
કીધા ગૌ વીપરના દંડજી . ચડાવ્યું.

સાધુનું સરૂપ ધરી મે જોયુ,
તારે કાંઇ શાત થયું શરીરજી
ગુરૂરે રામાનંદનો બાલકો,
બોલીયો દાસ કબીરજી ..ચડાવ્યું.

આખીએ ચોરાશી લક્ષ યોની જીવ ફરે છે બધે છોકરાં, સ્ત્રી, એની એજ માયા ને મમતા રાજા બને છે, પંડિત બને છે, માછલી, છીપ, બધે જીવ ફરી વળે છે એમાં ક્યાંએ એને શાતિ ન લાગી કુભારનાચાકડાની માફક પોતાની દશા ફરતી જાણી માજમ રાતે જળથળ જંપી ગયા પછી શાંત વાતાવરણમાં કોઇ જગલમા પહાડ પર કે નદીના સગમ પર એની અકળામણ આરાધભજનમાં ઉભરાઇ પડે છે

પાનાંના પાનાં હું લખું પણ ભાઇઓ આપને એ રસ એમાં ક્યાંથી આવે એ તો એવી મંડળી અને એના અધિકારી બની જુવો-સાભળો તો આપણી સંસ્કૃતિની પ્રતિમાઓ સામે હોંકારો આપશે

અત્યારે તો એવી એક મંડળી ભાવનગર તાબે જોગીદાસ ખુમાણને આંબરડી ગામે છે એ ત્રણે સમાજ-સાધુઓની ભજનમસ્તી નીરખવી એ પણ જીવનની એક ધન્ય ઘડી છે

આપણા અમૃત થાળ એણે સમાજનાં ઝેર પી પી ને પણ સંઘરી રાખેલ છે.

ખીજા ભજનો અને કાફીઓના ગંગાધર શંકર સમા આપણા નાથબાવા, મીરો, ફકીરો અને રાવણહથ્થાવાળા ટુકડા માગી માગી ઘેર ઘેર વીર રસના, કરુણતાના, ઐતિહાસીક ઘટનાના અને પ્રેમ રસના ભજનો ગીતો, એ ફરતાં અને બોલતાં પુસ્તકાલયો, કાયમ નદીઓના નીરની માફક એક ગામથી બીજે ગામ ફર્યા જ કરે છે. આવા આવા માણસોએ આપણું લોકસાહિત્ય રાખ્યું છે, રાખે છે. અને નિભાવે છે. સમાજે તેના બદલામાં તેને કેટલું આપ્યું છે અને એણે સમાજને કેટલું આપ્યું છે એ તો હવે આપણા ઘરનો ( સ્વરાજનો ) કાંટો એનો તોલ કરે ત્યારે ખરું !

લાખો પોલીસો કરતાં વધારે ગુના અટકાવનાર ભજનો. ભજનોમાં વ્હેવાર ગુંથ્યો હોય—મા, બાપ, દીકરો, બ્હેન, ભાઇ, સ્ત્રી ભત્રીજા, ભાણેજ, કુટુંબ અને પાડોશી સાથેનો આચાર વ્હેવાર કેમ રાખવો એની ચોખવટ કરી હોય છે અને એ ન પાળનારને મહાપાપ લાગે છે. એવા ધર્મમય ઉપ-દેશોને ગુંથીગુંથી ગામડાના નાના અને અભણ સમાજને એણે માણસાઇનો પાઠ આપ્યો છે. અને એ રીતથી અવળા વર્તનારનું આંગણું ગોઝારું ગણ્યું છે.

ત્યાં પગલાં માંડયાનાં બેસે પાપ રે,<br>
ગોઝારાં એનાં આંગણાં રે જી.<br>
એને આંગણીએ થએલા ઉતપાત રે,<br>
તજોને એનાં આંગણાં જી.

કુટુંબ કલેશ કીધા દાન ન દુઃખીને દીધાં,
- ભેરૂ કરીને ભરખી લીધા રે. ગોઝારાં. ૧

નોર લઈને વાણુ બોયાં,
સંતનાં છીદર ખોળ્યાં,
જોઈ રંક રે પાડોશીઓને રોળ્યાં રે. ગોઝારાં. ૨

પંચમાં પખસ તાણી વાણી ધુડધાણી,
જ્યાં દામ લઈને દીકરીઓ વેચાણી રે. ગોઝારાં. ૩
(સ્વકૃતિ)

વિશ્વાસઘાત, મોટા પુરૂષોના ગુણુને અવગુણુ કરી જોવો, ગરીબ પાડોશીઓ પર તરાપ મારી રોળી નાખવા, કુટુંબમાં વેર જગાડવાં, દુઃખીઓને મદદ ન કરવી, મિત્રતા બાંધી તેને ખાઇ જવો. પંચ બનીને પક્ષાપક્ષી કરવી, બીજાનું દિલ દુઃખાય એવું બોલવું અને પૈસા લઇ દીકરીને પરણાવવી ઇત્યાદિને ભજનો મહાપાપ ગણે છે, ઘેર ઘેર બોલે છે અને એ પાપ આચરનારને આંગણે જવાની મનાઇ ફરમાવે છે, એનો ત્યાગ કરી દેવો. (અસહકાર કરવો)

તૃષ્ણાથી બધા ઉતપાતો થાય છે. એના ત્યાગના રસ્તા ભજન કાય બોલતું રહ્યું છે. લોભના મહાપાપને વારતું રહ્યું છે. કુસંગ ન કરવે સતસંગનો મહિમા ગાયા કર્યું છે. ઉદારતા, શુરવીરતા એટલે સુધી એ પોકારી છે કે :

શુરવીર હોય તે ચાલી નીકળજો,
રામ ભજનની રીડ પડી.
સતીયા હોય એ હાલી નીકળજો;
સમરાંગણમાં ફોજ ચડી.

તૃષ્ણા કેરાં ત્રાંસાં વાગ્યાં; લખમીજીની ફોજ ચડી;
જુજવું હોય તો હાલો જુવાનો; ઘાવ જીલો જઇ એક ઘડી. ૧
સાગર જેટલાં દુધ પીધાં, માવડલીને પેટ પડી;
જણનારીની કુખું ઉજાળાં; તલવારૂંની ધારે ચડી. ૨
ગણીગણીને રૂણ ચુકાવો, લેખણ ખડગે લ્યો લડી;
જીવન મરણનો છે સરવાળો, રખે જાય નઈ ભુલ પડી. ૩
આપણા મારગ રોકીને ઉભી, આશા, તૃષ્ણા આભ અડી,
બળતી અગનમાં કુદીને પડજો, અજરા મારગ લ્યો લડી. ૪

બધો અધ્યાત્મવાદ. ભજનની રૂભે તો એ શુરવીર ચડે છે, જે કામ, ક્રોધ, લોભ, મદ, ઇર્ષા, દંભ અને આળસને જીતનાર. અને એ દુશ્મનોની સાથે રણમાં લડનારને જ રણધીર કહ્યા છે. મનનો જીતનાર જગતનો વિજયી છે અને જગતનો વિજયી મનનો ગુલામ છે. એમ એ સંબોધે છે.

ઉતરોત્તર એવું વાતાવરણ ગામડે ગામડે ગુંજી રહેતું. આપણા સૈકા પૂર્વેના સૈકા આપણે સૌ વખાણીએ છીએ. માણસોની માણસાઇ, ઉદારતા, નિષ્કપટતા, શુરવીરતા અને સાધુતાને આપણે અત્યારે સરાહીએ છીએ. આજે આપણો એ રસ સુકાઇ ગયો છે. પેટ ભરવાની જ મુશ્કેલીના મકાનમાંથી બહાર પગ માંડવાની આજે આપણને વેળા નથી. નિતિ રિતિ,

નવુ ખેળીયુ કરીને જુના પ્રાણને એમાં પુરવા તૈયાર થઈ છે જુનો પ્રણ એ ખોળીયાં જોઇને અચકાય છે, થમે છે અને કંપે છે આપણા સાધુસ તોએ વખત પડયે મોગ મોટા અખાડા સ્થાપી દેશનુ અને ધર્મનુ રક્ષણ ખરે વખતે કર્યુ છે ગામડાના કજીઆ, ટંટા, તકરારોનું ખુનખાર નીવારણ આ ભજનોના ઉપદેશે કર્યુ છે જેસલ ચોરી કરવા તોરલના ઘરમાં આવે છે. તોળીરાણીના ઉપદેશથી જેસલ સત બને છે લાખો લોયણમાં મે હીત બને છે લોયણ જેવી સતી પર ખોટી નજર નાખવાના પાપે કોઢ નીકળે છે, છેવટે લોયણ એને આત્મતાનનો ભજનોમાં ઉપદેશ કરીને અપનાવી લે છે

સ ૧૧૧૧ના સૈકામાં પીપા ભગતે પીપાવાવ વસાવ્યુ. એની સ્ત્રીનુ નામ સીતામાતા પડખે જેવાપર ગામે એક વેપારીને ત્યાંથી અનાજ લાવતા માતા સીતાએ પોતાના શરીરની સેવા વેપારીને ગીરો મડાવી, સા ધુ ને જ મા ડે છે અ ધા રી રા તે પી પો ભ ગ ત માતા સીતાને કાંધે બેસાડી, બોલ પુરો કરવા તે વેપારીને ત્યા લઇ જાય છે વરસાદ વરસતો હોવાથી વેપારી સીતામાતાના પગ કાદવ વાળા થયા હશે એમ ધારી પાણી લઇ ઓશરીએ આવે છે, પણ પગ તો એવા ને એવા જ છે, વાણીયાને ખબર પડી કે એમના ધણી સીતામાતાને લઇને આવ્યા છે તુરત એ વણીકનો મોહ પ્રેમમાં પલટાઇ ગયો, એની દુષ્ટ વાસનાએ કોમળ અધિકારીનુ ઓઢણું ઓઢી લીધુ, અ ધકારમાથી સુર્ય પ્રગટયો સ્રીરૂપ ધારેલી માતા સીતાને પગે 'મા ! મા !' એમ કરી લાકડીની માફક પડી ગયો, ચેતો અને માયાનો પરાજય કરી પ્રભુમય બની ગયો

આવા અનેક પ્રસ ગો જેને આપણે પરચા કહીએ છીએ એ આપણો આખો એ સ ત સમાજ અને ભજનનો રખવ ળ

ભજન વીધીમાં કે કોઇ શાસ્ત્રોક્ત વીધીમાં ગણેશનું પહેલું સ્મરણ પુજન થાય છે. એટલે મારાં રચેલાં ભજનોમાં પણ પ્રથમ શીવ પુત્રને હું સંભારૂં છું. વંદના કરૂં છું અને વીનવું છું કેઃ

૧

## શીવજીના છોરૂ

પેલા વેલા પાટે રે પધારો શીવજીના છોરૂ
વીનવું જી.

ભાખીને દાળદર જાય ભાગી ઉમયાના જાયા
વીનવું જી. ટેક૦

કંઠડે તમારે રૂડી ફુલડાંની માળા
પાણીમાંએ ફુલડાંની ફાંટું રે–હસોતાં જરે ફુલડાં....૧

હૈડાં હેમાળાં તારાં મુખ મરમાળાં
કદીએ કરોધ અંગમાં નાવ્યો રે–અમૃત જરતી આંખડી....૨

તાતથી તમારા વાલા માન અધકેરાં
વાલા એનો એંકાર અંગડામાં કોઈ દી નાવ્યો રે–
મોટાંના છોરૂ એ ઘટે....૩

મોટપ તમારી વાલા કેટલી વખાણું
શીવજીને માથે જે વીરાજે રે ગંગાજી તોરા પગ ધુવે....૪

સુર શરમાળા તમે દીપત દુંદાળા
ગણના નાયક છો સોંઢાળા રે–કીપાની આશા કાગને....૫

[ ગોપનાથ તા. ૨૨-૫-૪૨ ]

૨

## રામનાં રખોપાં

જેનો રામ રખવાળ છે, ભગવાન ભેરુ છે, એના શાંતીરૂપી ખેતરમા અશાંતીરૂપી નુકશાન જગતમા કોઇ પહોંચાડી શકતું નથી. પ્રહ્લાદની આગળ સર્પ ઝેર વીનાના થઇ જાય છે અગ્ની એના અંગને અડી શકતી નથી દરીઓ એને તાણીએ લઇ જઇ શકતો નથી મહાભારતની લડાઇમાં હાથીના ખોખાં આકાશમાં ઉડતા હતાં એમાં પણ ટીટોડીના ઇંડા પર હાથીનો ઘંટ પડે છે અને એ બચ્ચા એમા જન્મે છે કોઇ ઋષી એનો બળ અવાજ સાભળી ગજઘંટ ઉખેડે છે બચ્ચા બહાર નીકળે છે ઋષી પોતાના આશ્રમ લઇ એને પાળે છે મીરાંબાઇને વીષ અમૃત થઇ જાય છે, ત્યારે રાણોજી તલવાર તોળે છે. હાથ ત્યા ને ત્યા અટકી જાય છે. પણ આ બધાનો સારાંશ એટલો કે તન મન ધન જેણે રામને સોંપ્યાં હોય, એને જગતનું કોઇ વીઘન નડી શકતું નથી.

એનાં ખેતરડાં કોઇએ નો ખવાણાં રે
રખોપાં જેને રામનાં જી,
એના માંલા કોઇએથી નો ખેસવાણા
ખોડેલા સીતા રામના જી–ટેક

નાગ નીર વીખ થીયા જળે નો સંઘરીયા,
એને અંગરે આગ્યું નો અડાગ્યું રે–રખોપાં

બાણુને ટકોરે ઉડયા, હાથી અસમાનમાં,
ઈંડાની એક રજે નો બળપાણી રે-રખોપાં

દ્રુપદ સુતાના તેદી જોટયા રે પાલવડાં
એની લાજું તો કોઇએથી નો લોપાણી-રખોપાં

ચીખડાં પરથાંને શાણે તાણી તલવારૂં,
તાણી પણ માથે નો તોળાણી રે-રખોપાં

દેશું અરપેલી જેણે કાગ કીરતારને,
વાલા એને લાખું વીઘન નવ લોપે-રખોપાં

[ ગોપનાથ તા. ૧૧-૫-૪૨ ]

૪

## નુગરાનો નેડો

સોરઠમાં, નુગરો, એ શબ્દ ગાળ રૂપ છે. કોઇ માણસની નીચતા જોવામાં આવે એને નુગરો કહે છે. નુગરો એટલે ગુરૂ વીનાનો. ગુરૂ વીનાનો એટલે સત્યથી વેગળો, ખટપટી અને પ્રપંચી. એના આગળના થોડા દાખલા જેમ કે: એક મંથરા નામની દાસીની ખટપટથી મહારાજ દશરથનું મરણ, રામસીતાનો વનવાસ, કૌશલ્યાદી માતાઓનું વીધવાપણું અને આખાએ રઘુવંશની અયોધ્યાની ગાદીનું છીન્નભીન્નપણું. મહાભારતની લડાઇમાં દુર્યોધનના સહેવાસથી ભીષ્મપીતામહની બુદ્ધીમાં ભ્રમ ઉભો થયો અને એના ફળરૂપે પોતાના સંતાન એવા જે પાંડવ પુત્રો વગેરેને રણમાં હણ્યા. જુનાગઢના રાજા માંડળીકની બુધ્ધી એક નીચ એવા નાના નોકરે વણુસાડી જેથી

મોણીઆની ચારણ જોગમાયા આઇ નાગબાઇને એણે સંતાપી. એના ફળરૂપે રજપુતોની ગાદી જુનાગઢમાંથી સરી પડી. બ્રહ્મા જેવા પાસે ભણ્યો હોય અને ગણપતીનો સતસંગ કરીને હિતાહિત સમજ્યો હોય છતાં એને ખરાબ જો સોબત થઇ હોય તો બધા ગુણો ચાલ્યા જાય છે માટે એવા માણસનો સંગ કદી કરવો નહી.

બળતી અગનમાં ઓરાયે રે, નુગરાંના નેડા નો કરીએ રે,
સાગરને તળીએ સમાયે રે, નુગરાંના નેડા નો કરીએ રે.

જીવડો લીધેલો એણે રાજા દશરથનો
અજોધાનુ મુળીઆ ઉખેડયું રે,
રજળાવ્યાં સીતા રામને જી–૧

ગંગાજીના જાયા કેરી, પત પલટાણી,
ભીશમની બુધ્ધી ભરખાણી રે,
દાટે લઇ હણીઆ દીકરા જી–૨

બુધ્ધી તો બગાડી એણે રાજા માંડળીકની,
જુનાણુ આખું એ જોખમાણું રે,
હીરવાણુ ખોયુ હાથથી જી–૩

બ્રહ્માએ ભણાવ્યો હોય, ગણેશે ગણાવ્યો હોય,
કાગ કે કુસંગ જેને થાશે રે,
ચોરાશે એની શારદા–૪

(ગોપનાથ તા. ૨૨-૫ ૪૬)

૪

## માનવ સંહાર

વિશ્વયુધ્ધમાં માનવ સંહારને ત્રાસે માનવી તે ઠીક પણ પૃથ્વીના ક્ષેકણુ અને સમુદ્રનાં ટીપેટીપાં ઉકળી ઉઠ્યાં, તોપ અને બોંબના વીનાશકારી ધડાકાઓથી અને ધુંવાધારથી પવનને તાવ ચડી ગયે. કુદરતી તત્વોની ગતી પણ ડામાડોળ થઇ પડી સોરઠમાં કહેવત છે કે ફલાણાના ખેતરમાં આદુ વાવ્યું એટલે ખેતરની ખરાબમાં ખરાબ સ્થિતિ થઇ. તેમાં આ જગત રૂપી ઇશ્વરની વાડીમાં આજે આદુ વવાઇ રહ્યું છે. એ ઇશ્વર પોતાની વાડીનો વીનાશ કયારે અટકાવશે.

માનવીઓનો સંહાર મંડાણો રે, વીઠલ કયારે વાળશોજી;
આખી ધરતીમાં લાગી આગ્યું રે, ઠાકર કયારે ઠારશોજી.

ભાઇને હણે છે ભાઇ બાપને હણે છે બેટા
બધાંને હણે છે બળવાળા એ
બળને તો કયારે બાળશોજી—૧

નાગ્યું ને જંજાળ્યું કેરી જડીયું મંડાણી
માથડે ગોળાની કુટે ધાણીરે
ત્રીકમ કયારે ટાળશોજી—૨

પરણી બફાણી આખી દરીઆ ઉકળીઆ
તપ્યો છે વાહોલીઆને તાવરે
ઓસડ કયારે આપશોજી—૩

કાગ કુલડાંને માથે હળ તો હંકાણાં
વાલા તારી વાડીઉંમાં આડુ વવાણુંરે
નારાયણ ક્યારે ન્યાળશોજી—૪
(ગોપનાથ તા. ૨૨-૫-૪૨)

૫

## રૂખડાં

જેને રોપીને ઉછેરવાથી પ્રભુ પ્રસન્ન થાય છે, જેને કાપવાથી હરી-કોચવાય છે, એવાં જે એક જીભ વીનાનાં સર્વજ્ઞાની ઝાડવાં એ તો પક્ષીઓના ઘર છે વીસામો છે. એની શીતળ છાયાં પોતે તડકો સહન કરીને સહુ કોઇને આપે છે. એનો જીવન વ્યવહાર પોતાને જ માથે છે. એ કોઇને કદીએ તકલીફ આપતા નથી. ઝાડવાં એ તો મુની છે એમાં અવાજ જે આવે છે એ તો પવન પક્ષીની પાંખ એમા ભરાઈ જાય એનો સુર ગાજે છે એને કાપી નાખો તો ડાળામાથી પાણી રૂપી આંસુના બેચાર ટીપાં પડે છે. પણ બોલતાં નથી. ઝાડવા એ તો જુગજુગનાં જોગી છે. એના આસન અચળ છે. એમની ઓસરીએ તો પેઢી દર પેઢીથી વરસાદનો ઉતારો છે અને આખી પૃથ્વીનાં એ વસ્ત્ર છે. પોતાને જ કાપી નાખનાર લોઢાના કુવાડાને એ પોતાના લાકડનો હાથો આપે છે. તુરત કુવાડો એને કાપે છે છતા એ બીજાને માટે જ જીવનારા જીવો હસતાં હસતા ફરીથી કોળી ઉઠે છે.

રોપ્યેથી ગીરધારી થાય રાજીરે, રોપાવો લીલાં રૂખડાં,
એને કાપ્યેથી મુરારી કોચવાયરે કાપો માં કુણાં રૂખડાં.

પંખીઆં વીસામો એ તો શીળી એની છાંયડી,
પંડની જીવાયું પંડને માથે રે.
નડયાં નઈ કોઇને રૂખડાં-૧

જાડવે જલાણી ઓલી પાંખડી પવનની,
કાપો તો આંસુડાં એક બે આવે રે;
બોલ્યાં નઈ મુની રૂખડાં-૨

આસન ચળ્યાં નઈ એનાં જોગી જુગ જુગનાં,
એની ઓશરીએ ઘનરાજીના ઉતારા રે;
ધરતીનું ઢાંકણુ રૂખડાં જી-૩

કાગ કે કુવાડાને તો હાથો એણે આપીઓ,
કાપ્યાં તોયે ફરીથી કોળાંણા રે;
મનડાનાં મોટાં રૂખડાં જી-૪

(ગોપનાથ તા. ૧૪-૫-૪૧)

## ૬
## દીલના કટકા

પોતાની સહન શક્તીથી ઘણાં વધારે દુઃખ પડે છે. એવા કોઇ પણ પ્રકારના સંકટથી જેનું મન આ સંસાર પરથી, મીત્ર પરથી, સ્ત્રી પરથી કે કોઇ પરથી તુટી જાય છે એ તુરતાંની જ સાથે એનો કડાકો નસેનસમાં અને લોહીના કણેકણમાં વ્યાપી જાય છે. એ વ્યાપેલું ઝેર ઉતારવા ઘણા પ્રયત્નો

થાય છે છતા જીદગી ભર એ મન મુળ સ્થિતિમા આવતુ નથી જેમ કાચનો પ્યાલો ફુટીને ટુકડા થયા પછી એ ટુકડા ફરીને પ્યાલો બનતા નથી, માટીના કુંભ ભાંગીએ કે માટલું એમા ઘોબો પડેલ હોય એ માટવાને વાક કોઇ પણ સારામાં સારો કસારો ઉપાડી શકતો નથી મોતીને સરાણે ચડાવતાં સરાણીની અકળામણમા એ તુટી પડેના મોતીને કોઇ રેણ કે ગમે તે મેળવવાના પ્રયત્નથી પાછું મોતી બનતું નથી, જેનાં મુળીઆં વર્ષોથી સડી જઇ ઉખડી પડ્યાં હોય એવા સુકાયેલ ઝાડના ઠુંઠા પર બાર બાર મુશળધારા મેઘ વરસે છતા કદીએ એ લીલાં બની કોળાતાં નથી.

૮ ભાંગીને દિલડાના થયા ભુકારે, ઓસડ ન મળે એહનાંજી,  
ઘટમા પડેલા ઉંડા ઘાવ રે, ઓસડ ન મળે એહનાજી.

પગને ટકોરે ફુટયો કાચનો કટોરો  
એને મેળવવા ઘણા દી અમે મથ્યારે  
કટકા ના મળીઆ કાચનાજી—૧

ઘોબોરે પડેલા એક કુભ કેરે કાંઠડે  
એને સુધારવા કસારાને સોપ્યારે  
ફુટી ગયો ભટ ભાંગીઓજી—૨

મનડું મુંઝાણુ એનું કાળજું કપાણું  
વીંધતા મોતીડુ ભેખમાણું રે  
રેવાણું નઇ રેણુથીજી—૩

કાગ કે ખવાણું મુળ થડીઆં સુકાણું  
બારણાટ મેવલીઆ મંડાણારે  
કોળાણા નઇ રૂખડાજી—૪

(ગોપનાથ તા ૨૪-૫-૪૧)

૭

## સુદામો

સુદામાજી અને કૃષ્ણ ભગવાન લંગોટીઆ ( બાળપણના ) ભાઇબંધ. ઉજ્જૈનમાં સાંદીપની રૂષીને ત્યાં સાથે ભણેલા એકવાર ગુરૂ માટે લાકડાં લેવા જંગલમાં ગયેલ. ઓચીંતા વરસાદ મંડાણો. પાણીપાણી થઇ ગયાં. બને જણે એક ઝાડપર રાત વીતાવી. ગુરૂ ગોતણમાં નીકળી પડયા, ત્યાં ધંધણાના ભારા માથે અને ચાલ્યા આવે છે. ગુરૂની એ વખતની પ્રસન્નતાની આશીશ એ બન્નેને જીવતાં ફળી. આશીશ વીનાની વિદ્યા ભાર રૂપ બને છે અને સેવાની . વિદ્યા કલ્યાણકારી નીવડે છે.

પછી તો કેટલાય વર્ષોના ઓળા બન્ને મીત્રો પર થઇ ચાલ્યા ગયા. બને ધરડા થયા. એક તો ઇશ્વર બન્યો, દ્વારકામાં એની અપૂર્વ રાજધાની અને બીજો દારીદ્રતાની મુરતી બન્યો, એની ઝૂંપડી સુદામાપુરમાં (પોરબંદરમાં). એક વખત બે ઉપવાસ કડાકાબંધ થયા ૭ છોરૂ ભુખ્યે ટળવળવા માંડયાં. ત્યારે બ્રામણીએ કહ્યુ કે હે સ્વામીનાથ, (જદુપતીનાથ છે મીત્ર તો તંમતણા જાવ વેગે શ્રીકૃષ્ણ પાસે) તમે શ્રીકૃષ્ણને યાચવા દ્વારકાં જાવ. ઘણી રકઝક પછી સુદામાએ કહ્યુ: હે સ્ત્રી, આ જગતમાં એક બીજાની લાજ મર્યાદનો જે પડદો છે એજ જીવનનો મર્મ છે અને (માગતાં મીત્ર સું મર્મ તુટે) એ મર્મ પોતા માટે માગવા જતાં તુટી જાય છે. છતાં અન્નના સંકટથી પીડાએલ બ્રામણ દ્વારકાં આવ્યો પરોળીએ હકીકત શ્રીકૃષ્ણને પહોચાડી. સુદામાનુ નામ પડતાં છાતી ભરાઇ આવી, દોડીને સુદામાને ભેટમાં લઇ લીધો. અધેળ કરી ભોજન કરાવ્યું. પછી નાનપણની ખૂબ વાતો કરી. નિસ્વાર્થી મીત્રો મળે ત્યારે આગળની વાતો બહુ મીઠી લાગે છે. શ્રીકૃષ્ણે નજર ફેરવી તો સુદામો એક ફાટેલ ગોંધડી હાથમાંથી અળગી ન મુકે. ભગવાને એ કપડું લઇ લીધું.

ચીંથરામાં ચી થઈ અને તેમાં ચીંથરૂં, છેવટે એમાંથી ચપટી પૌંઆ નીકળ્યા. ભગવાન હસ્યા કે મારાં ભાભીએ આ ભેટ મોકલી છે પણ તમે મને આપવાના ન હતા. એમ કહીને એક ચપટી મોઢામાં મેલી, બીજી ચપટી મેલી, ત્રીજી વખત રૂક્ષ્મણીજીએ હાથ ઝાલ્યો કે મહારાજ બસ કરો. હવે ફક્ત અમોજ બાકી રહ્યા છીએ. અમને તો આપની સેવામાં રહેવા દો. બે ચપટી પાંવામાં ભગવાને પોતાની અદ્રષ્ટ સૃષ્ટીથી સુદામાને મહા વૈભવ અર્પણ કરી દીધો પણ સુદામાને એ વાતની જાણ ન થઈ. થોડા દીવસ રોકાઈ સુદામો ચાલ્યો પણ છેવટ સુધી મોઢે કરીને માગવાની હીંમત એ શુદ્ધ ભક્ત બ્રામણને ન આવી તે ન જ આવી.

એની એ ધારણા ને ધીરજને અને સ્વાભીમાનતાને કરોડો ધન્યવાદ છે. ભગવાન એવી ધીરજ ધારણાવાળા ભક્તોની ચીંતા કરે છે.

સુદામો દ્વારકામાં આવ્યો રે, દિદારે દિનાનાથનેજી.
પ્રોળીએ ખબર પોગાડયા રે, દ્વારે ઉભો દુબળોજી.

શરીર સુકાણું એનાં રૂધીર લુટાંણું
આંખડીઓનાં તેજ હરાણું રે
સુકાણું એનાં ચાંબડાંજી...૧

માથે નથી મોળીઆ ને પગે ન પગરખાં
કાણું તો પડેલો છે કછોટો રે
પેરવાને ન મળે પોતડીજી....૨

નામ સુણીને વાલો ધોડયા ગીરધારી
શ્રીકંઠે લીધો છે એને તેડીરે
આંસુડાં ખળકયાં આંખમાંજી ...૩

અંગડાં ઘસે છે એનાં આઠે પટરાણી
રેડે છે રૂખમણીજી પાણીરે
પખાળે પોતે પાવલાંજી....૪

તાંદુલ જમે ને વાલો વારે રાણી રાધકા
અમુંને ન આપો અવિનાશીરે
સેવામાં રાખો શામળાજી....૫

કાગ કે ઘણા દી વીત્યા વીદા લીધી વીપરે'
મોરારી પાસેથી કાંઈ ન માગ્યું રે
ધન ધન એની ધારણાજી....૬

(ગોપનાથ તા ૨૪-૫-૪૨)

## ૮
## એટલો જ કઠણ

શ્રીકૃષ્ણ ભગવાન પાડવો વતી વિષ્ટી લઇને હસ્તિનાપુરમાં આવ્યા. દુર્યોધને એક તસુ જમીન આપવાની સાફસાફ ના સુણાવી દીધી. ભગવાન કુંતાં ફોઇને મળવા આવે છે. પુત્ર વીયોગના તથા દુશ્મન જેવા કૌરવોની આજીવીકાથી વૃધ્ધ એવા કુંતાજી હાડકનો માળખો બની ગયાં છે ફાટ ફાટ છાતીએ અને બોરબોર જેવડા આસુની ધારા સાથે ભાણેજને કુઈ કહે છે કે કૃષ્ણ તું જેટલો દયાળુ છો એટલો જ કઠણ છો. માધવ માધવ એવી રટના કરતી જસોદા ઝુરી ઝુરીને મરી છતાં તેં એની પાછી ખબર ન લીધી. ગોપીયું'ની સાથે શુધ્ધ સ્નેહ કર્યો, તું એના જીવ સમાન બની ગયો અને

જ્યારથી ગોકુળ છોડયું ત્યારથી પાછી એ દુખીઆરી અબળાઓની તે ખબર ન કાઢી. કુમતીવાળા કૌરવોનાં રાત દીવસ મહેણાં અને અનાજ ખાવાં પડે છે, તેરતેર વરસથી દીકરાઓનું મોઢું ભાળ્યું નથી, આવી ઓશીઆળી જીંદગી વીતાવું છું છતાં તે કદી મારી ખબર પણ કાઢી? બાળ પાંડવોને મુકીને પાંડુ રાજા મરી ગયા, પુત્રો વનમાં રઝળે. આવા નિરાશાના દરીઆમાં તારી આશા રૂપી હોડીમાં હું બેઠી હતી તે પણ હોડીએ આજ દરીઆને તળીએ બેસી ગઈ હોય એમ લાગે છે.

વાલા તું તો: દયાનો ભરેલો દીનાનાથરે, કઠણુ એટલો કાનજી જી,
કેસનને કીએ છે માતા કુંતારે, કાઢી નઈ ખબરૂં કાનજી જી.

ગોપીઉં કરી ગ્યો ઘેલી હઇડાં હરી ગ્યો
આંટો ગોકુળીઆમાં ન આવ્યોરે
કાઢી નઈ ખબરૂ કાનજી—૧,

માધવ રટતી મુખે જસોદા રઈ ઝુરતી
રોઇ રોઇ લોચનીઆં રોળાણાંરે
કાઢી નઈ ખબરૂ કાનજી—૨

મેણલાં મારે છે નિત કૌરવ કુમતીઆ
અનડાં જમું છું ઓશીઆળા રે
કાઢી નઈ ખબરૂ કાનજી—૩

પાંડવ વસેલા વને પતી પરલોકમાં
કાગ કે હતી તારી એક આશા
તેં કાઢી નઈ ખબરૂ કાનજી—૪

(સોમનાથ તા. ૨૪-૫-૪૨)

૯

# સમજણ એને શું કરે

✓ જેનુ મન સદેહવાળુ બની ગયુ હોય જે નાસ્તીક અને આસ્તીકની સરહદ પર ઉભો હોય, ધજાની પુછડી જેમ જેનું મન સ્થીર ન હોય, એવા સલીલ મનુષ્યોને સમજણથી કશુ થતુ નથી ગુરુ એને માટે નાલાયક નિવડે છે ચમારના કડમાં ચાંબડાના બોળા સાથે પડેની આવળ દુર્ગંધમય બની ગઇ હોય એને મોથવાણી સુગધી પણી રેડવાથી એની દુર્ગંધ નથી જતી, સરપો ચદનને ઝાડવે વર્ષો સુધી લટકયા કરે છે પણ સુખડની શીતળતા અને સુગધ એનુ ઝેર હરી શકતા નથી રોગ અસાધ્ય બની જાય દસે વાયુ કોપી ઉઠે જીવનની શકતી ચાલી નીકળે, આખ કાન વગેરેના દેવતા ચાલ્યા જાય અને છેવટને શ્વાસે સારામા સારી દવા આપો છતાં એ દવા એને કઇ અસર કરતી નથી જે કપડાંનો કસ ચાલ્યો ગયો હોય ઠેકઠેકાણે કાણાં પડી ગયાં હોય, દોરાની સીવણને પણ જે ખમી શકતુ ન હોય એવા લુગડાંને સારામાં સારો દરજી પણ સાંધી શકતો નથી જેનાં અગે અગ હાડ લોહી ચામડું અને આત્મા સ્વાર્થ રૂપ બની ગયો હોય એના માનવીને ઓળખાણ, નાતો અને સબધ કોઇ પણ જાતની અસર કરી શકતાં નથી બગલો માનસરોવરને કાઠે બેઠો હોય ચોમેર મોતી પડયા હોય છતા એને તો ખાવામા માછલી જ ગમે છે, એટલે મોતાની એના પર શુ અસર પડે

✓ જેનાં ચીતડા ચડેલા ચકડોળરે, સમજણ એને શુ કરે જી,
જેના હૈડા માયામા હાલકલોળરે, ગુરૂજી એને શુ કરે જી.

આવળ સમાણી ગધ વહરી વરતાણી,
એ તો કેવાણુ ચમાર કંડના પાણી રે,
મોથવાણી એને શુ કરેજી ૧

ઘરનાં તમારે વાલા સુખ નોતાં સામળા
એની એંધાણી દરીઆને તીરે રે
રાણી રૂખમણીનાં રૂસણાંજી...૧
મણીરે જાદવ કેરી ચોરી ગયો રીંછડો
વાલા તુને નાતે રે કરેલો નાત બારોરે
કળંક કુડાં નાખીયાંજી...૨
કુળમાં તમારૂં કોઇ કહ્યું નોતું માનતું
વાલા તમે વારતાં પિધેલો વારૂણીરે
બાપે લઇ હણીઆ બેટડાજી...૩
કુટમ કપાણું આખું નજરે નિહાળ્યું
વાલા તમે દ્વારકાંના જાડવા ન જોયારે
વનરામાં પોઢયો વીઠલાજી...૪
રૂદે રોવરાવે મને પ્રાચી કેરો પીપળો
કાગની ધીરજને ધ્રુજાવે રે
ભલકારે બોલ્યા ભીલનાંજી...૫
(તા ૩૦-૫-૧૨)

૧૯
## છેતરે છેતર્યાં

ગીતામાં ભગવાને કહ્યું કે પાંડવોના ધનંજય-પાંડવોમાં અર્જુન હું છું. મહારાજ યુધિષ્ઠીર આખી જીંદગીમાં ખોટું ન બોલ્યા ત્યાં હું યુધિષ્ઠીર

છું એમ ન કહ્યું. પચાસ પચાસ વર્ષની આત્મીયતા, અનંત ઉપકારો, ખોળીયું અર્જુન અને જીવ શ્રીકૃષ્ણ, એવો સંબંધ હોવા છતાં શ્રીકૃષ્ણે સ્વધામ જવા વખતે અર્જુનને હાજર ન રહેવા દીધો એ તો દ્વારીકામા હતો આખાએ યુદુકુળનુ પ્રભાસક્ષેત્રમાં નીકંદન નીકળી ગયું, પારાધીના બાણના નિમિત્તથી ભગવાને અવતારલીલા સંકેલી લીધી, એ ખબર અર્જુનને પડયા ત્યારે એટલોજ શબ્દ મોઢામાથી નીકળ્યો કે હે શ્રીકૃષ્ણ તમારે કોઇને છેતરી લેવાની નાનપણની ટેવ હતી એટલે છેવટ અમને છેતર્યા, પાંડવોની કયે કયે વખતે અને કેવી રીતે રક્ષા કરી એ સભારી સભારી અર્જુન વિલાપ કરે છે કે હે શ્રી કૃષ્ણ ભીમને હળાહળ ઝેરમાથી બચાવ્યો, દ્રુપદકુમારીની કૌરવોની સભામાં લાજ રાખી લાખાગૃહમાં બળી જવાને વખતે હે નાથ અમોને તમે બહાર કાઢયા, પવનને પણ ચાલવાની મુંઝવણ આવે એવા જે કુરૂક્ષેત્રમાં પ્રલય કાળ સમા ભીષ્મના બાણમાથી અમારૂ રક્ષણ કર્યું, કુવાડવ કરતો અને સમગ્ર દેશને ગળી જવા તૈયાર થએલો એવો જે કૌરવરૂપી દાવાનળનો સમુદ્ર એમાથી અમોને તારી લીધા, એ તો બધું ઠીક પણ હે નાથ આપ મારા ચાકર બન્યા, મહાભારતની લડાઇમા હે જગતનિયંતા તમે મારા ઘોડાની લગામ હાથમાં રાખી સારથી બન્યા ક્ષણે ક્ષણે મારો હુકમ તમે ઉઠાવતા હતા, પાંખોવાળા સર્પ જેવાં ભીષ્મનાં ભયંકર બાણો આપે મારી આડા ઝીલેલાં, છેવટે હે નાથ હું કામાં એગણુ જ કે વનમાં છુપા વેશમા રઝળી રઝળી અમારૂ બળ, બુધ્ધી અને ક્ષાત્રતેજ નાશ પામ્યુ હતુ, ઠેકાણે ઠેકાણે અમો ભટકતા હતા. એને માથે સાર્વભોમ છત્રના ધરાવનાર એવા હે કૃષ્ણ છેવટે અમને છેતર્યા

અર્જુન કીયે અવિનાશી રે છેવટ અમને છેતર્યા જી
વસમી વેળાના વિસામા રે કૃષ્ણ હાલ્યા કયા ગયા જી

ફુળ કાળીનાગ કેરા ચંદને વીંટાણાં,
એના પડનાં વીખ નો પલટાણા રે,
સુખડ એને શું કરેજી .. ૨

અંગ અકળાણાં જેના દેવતા મુંજાણા,
જમના તેડામાં જે ઝડપાણા રે;
ઓસડ એને શું કરેજી .. ૩

કસ કરમાણા જેમાં કોરી એક કાંણાં,
વસતરના ધાગા સૌ વીખાણા રે,
સાધનારા એને શું કરેજી . ૪

સ્વારથનું નાણું જેનું સ્વારથમાં ભાણું,
જેનું સ્વારથમાં મનડું મુંજાણું રે,
ઓળખાણું એને શું કરેજી ..૫

કાગ બગલો જઇ બેઠો માનસર કાંઠે,
એનું હૈડું માછલીએ હરખાણું રે,
મોતીડાં એને શું કરેજી ..૬

(ગોપનાથ તા ૨૪-૫-૪૨)

## ૧૦
## દ્વારીકાંને દેવળે

સં. ૧૯૯૮ના શ્રાવણ માસમાં પાંચ મહીનાનું અનશન લીધું

હતું. તે મૌન દ્વારકાં જઈ છોડ્યું. દ્વારકાં ફરી ફરી જોયું. ઠેઠ કીનારે પ્રભાસ પાટણ સુધી નજર નાખી. એમાં ભગવાનનું એકે સુખ મને ન સાંભર્યું કારણ કે જ્યાં જુવો ત્યાં રાધાકૃષ્ણની મુરતી આખા હીંદુસ્તાનને મંદીરે મંદીરમાં બીરાજે છે અને પોતાના ધામમાં ભગવાન એકલા બીરાજે છે. દુર દુર દરીઆ કાંઠે રૂક્ષ્મણીજીનું મંદીર છે. લોકોને પુછતાં એમ કહ્યું કે ભગવાનથી રીસાઈને રૂક્ષમણીજી જુદાં બેઠાં છે. એ વાત એવું સીધ્ધ કરી આપે છે કે હે શ્રીકૃષ્ણ તમારે ઘરબારનું બરાબર સુખ નહતું. કારણકે જો સુખસંપ હોત તો બન્ને સાથે હોત. સત્રાજીત યાદવની મણી કોઈ ચોરી ગયેલું. યાદવોના સારા માણસોની પંચાત મળી અને એમ નકી થયું કે શ્રીકૃષ્ણ મણી ચોરી ગયા છે અને જ્યાં સુધી મણી ન આપે ત્યાં સુધી તે નાત બારા છે. અને યાદવ તો તેને પાટુ મારવા પણ તૈયાર થએલો. એટલે કુટુંબનું પણ સુખ નહતું. એટલુ જ નહી પણ હે ભગવાન કુટુંબમાં તમારૂં કહેવું પણ કોઈ કરતું નહી હોય. નહી તો પ્રભાસક્ષેત્રમા દારૂ પી અને આખાએ કુટુંબનો નાશ ન કરત.આખા કુળનો નાશ તમે તમારી આંખે જોયો. બાપ, દીકરા, દીકરાના દીકરાનો સર્વ નાશ નિહાળ્યા પછી દ્વારકાંમાં જવાની આપની ઇચ્છા ન થઈ અને જે પીપળા નીચે આપ પોઢ્યા તે પોઢ્યાજ રહ્યા એ મને રોવરાવે છે. અને મારી ધીરજને પણ એ ભીનુ બાણુ મુંઝવી દે છે. દ્વારકાને દેવળે મને ફક્ત તમારાં દર્શન વખતે એટલુંજ યાદ આવ્યું કે હે નાથ આ મનુષ્યના કલ્યાણ કરવા ધરેલો અવતાર જે યદુકુળમાં થયો તે સુખ લેવા કે સંતાપ ?

એટલું હૈડામાં તે દી આવ્યું રે હવારિકાંને દેવળેજી,
વાલા તમે સુખડાં લીધેલાં કે સંતાપ રે
જનમીને જદુકુળમાંજી....ટેક

એરથી ઉગાર્યાં તે દી સભામાં સભાર્યાં
બળતાથી કાઢયા તમે બારા રે
છેવટ અમને છેતર્યાંજી ..૧

ભારત રોપાણા તે દી તમે થયા સારથી
વાલા મારાં દાસોપા કરેલા દીનાનાથ રે
છેવટ અમને છેતર્યાં ..૨

બાણુ રે ભીશમ કેરા દરીઆ ઉલટીઆ
આડા રે ઝીલેલા તમે અગડાયા રે
છેવટ અમને છેતર્યાં ૩

કામ કે રઝળતાને અન નોતા મળતા
માથે છત્તર કીધા ઢળતા
છેવટ અમને છેતર્યાં ૪

(મજાદર તા ૪-૬-૪૨)

## ૧૨

## ગોજારાં આંગણાં

ભજનોમાં કેવળ ભક્તિભાવનું વર્ણન હોય છે એમ નથી તેમા નીતિ વ્યવહાર પણ ગુંથ્યો હોય છે. ગામડાંના માણસો વીદુરનીતિ, મનુનીતિ કે શુક્રનીતિ ક્યાં વાંચવા જાય અને કેમ શ્લોકોમાં બોલે તો એ પુરાં ઉચ્ચ ભાષામાં સમજી પણ ન શકે ભજનો તો ગામેગામ ઘરોઘર બોલાય અને એની અસર સરસ રીતે સમાજ પર પડે છે. નીચે કહેલા આચરણવાળાનો

ત્યાગ કરવો, એની સાથે અસહકાર કરવો, જેથી આગલાનું મન ખરાબ વર્તનમાંથી પાછું ફરે, એવા એવા માનવીના આંગણામાં જવાની પણ નીતિ ના પાડે છે. કારણ કે જેને ત્યાં આવા ઉત્પાતો થયા હોય તેનો તો તુરત જ ત્યાગ કરવો. ભાડું લઈ અને તે જ વહાણ ખારવો દરીઆમાં બોળે, વિશ્વાસઘાત કરે, મહાપુરૂષોની ખામી-ખોટ ગોત્યા કરે, ગરીબ પાડોશીઓને જે સત્તાથી, પૈસાથી, અગર પશુબળથી હેરાન કરે, એનાં આંગણાં ગોઝારાં. જરૂરીઆત કરતાં ઘણું વધારે હોય છતાં દુઃખીને જે મદદ કરતો નથી, કુટુંબમાં કે ગામમાં કે સમુહમાં જેનો કલેશ કરાવવાનો જ ધંધો હોય, જે મિત્રો કરીને તેને ખાઈ જતો હોય. એનાં આંગણાં ગોઝારાં. પંચમાં પક્ષ તાણતો હોય, જેની વાણી બીભત્સ અને હલકી હોય, કે જેનાથી ઘણાં મનદુઃખો થવા સંભવ છે, જે પૈસા લઈ અને ઢોરની માફક દીકરીને વેચતો હોય એનાં આંગણાં ગોઝારાં. પોતાનો વિશ્વાસ કરીને કોઈ આવે અને એનું ખરાબ થાય એવી જે સલાહ આપતો હોય અને સૌથી વધારે તો દાન દઈને જે પડાવી લેવાની ઇચ્છા કરનારો હોય, એને ઘેર તો જવાનો સંકલ્પ પણ કરવાથી ભ્રષ્ટ થવાય છે.

જેને આંગણીએ થએલા ઉતપાત રે ગોઝારાં એનાં આંગણાંજી
તીઆં પગલાં માંડયાના બેસે પાપ રે તરછોડા એનાં આંગણાંજી

નોર લઇને વાણ બોળ્યાં સંતનાં છીદર ખોળ્યાં
જેણે રંક રે પાડોશીઓને રોળ્યાં રે
ગોઝારાં એનાં આંગણાંજી....૧

દાન નો દુખીને દીધાં – કુટુંબ કલેશ કીધા
જેણે ભેરૂ રે કરીને ભરખી લીધા રે
ગોઝારાં એનાં આંગણાંજી....૨

પંચમાં પક્ષ તાણી વાણી ધુડધાણી
છીઆં દામ લઇને દીકરીઉં વેચાણી રે.
ગોબરાં એનાં આંગણાંજી....૩

કામ વીસરવાસે આવ્યાં અવળાં ચડાવ્યાં
દાન દઇને પાછાં પડાવ્યાં રે
ગોબરાં એનાં આંગણાંજી....૪

(ગબ્બર તા ૪-૬-૪૨)

## ૬૩

## માછલી ને મઘર

સૌ સૌની જ્ઞાતિમાં કે સમુદમાં પોતાથી જે મોટાં હોય તે નાનાને અગમ લાગેલું જ્ઞાન મોટાં જાણતાં હશે એવો નાનાને ભ્રમ થાય છે કારણ કે દરરોજ સાથે વસવા છતાં મહાન તત્વોનાં કે મહાન મહાપુરૂષોનાં તાગ કોઈ જોઈ શકતું નથી. દરીઆમાં વસનારી નાની માછલીએ એવા જ ભ્રમથી પોતાની નાતમાં મોટામાં મોટી મઘરને પુછ્યું કે હે બ્હેન દરીઆનું પાણી કેટલું હશે ? પક્ષીઓ અથવા પાખુંવાળાંમાં નાનું મચ્છર એવા જ ભ્રમથી ગરૂડ પાસે જઇને પુછવા લાગ્યું કે આકાશ કેટલું ઉંચું હશે ! સ્થાવરમાં નાની ધરો નામનું ખડ હોય છે તેણે મોટા વાલાને પુછ્યું કે ધરતીનું તળીઉં કેટલું ઉંડું છે. ટેકરા ડુંગરાઓની નાતમાં સૌથી નાનો એવો જે રાફડો તેણે મેરૂ પર્વતને પૂછ્યું કે તમો જોઇ શકતા હશો કે પવનનું ઘર કેટલું દૂર અને ક્યાં છે ! ચીચારા અભણ માણસે એવા જ ભ્રમથી પોથાં થોથાં

વાંચનાર વિદ્વાનને પૂછ્યું કે ઇશ્વર આપણાથી કેટલો દૂર છે ? ઉપર લખેલી બધી વસ્તુમાં નાનું અને મોટું એક જ બની જાય છે કારણ કે કોઈ થોડું આગળ ચાલે પણ જે વસ્તુની શોધખોળ કરવી છે એનાથી તો નાનું અને મોટું સૌ અનંત દૂર છે.

માછલીએ મઘરને જઈ પુછયું બેન દરીઆનાં પાણી કેટલાં જી
ભેળાં વસનારાં સૌ ભરમાણાં રે મોટાંનાં તળીઆં નો મળ્યાં જી

પંખીઆં મળીને હાલ્યાં મોર હાલ્યું મચ્છરૂં
મચ્છરે ગરૂડજીને પુછયું રે
વાદળના છેડા કેટલે જી....૧

પાણીએ પોગાણું પછી આઘું ન હલાણું
ધરોએ વડલાને જઇને પુછયું કે
ધરણીનાં તળીઆં કેટલે જી....૨

આભથી ઉંચેરો મેરૂ લાંબી એની નજરૂં
રાફડે મેરૂને જઇને પુછયું કે
વાવડાનાં ઘર કેટલે જી....૩

કાગ કે અભણ ભુલ્યા ભણ્યાને ભરૂંસે
અભણે ભણેલને જઇ પુછયું કે
પ્રભુ છે છેટો કેટલે જી....૪

(તળાજાથી ભાવનગર ટ્રેનમાં તા. ૪-૬-૪૨)

૧૪

## ભરૂંસે રયા ભગવાન

આર્તનાદે ભક્ત હૃદય ઇશ્વરને સંબોધીને કહે છે કે હે નાથ, કૃપાનિધાન શ્રીકૃષ્ણ, જે બધા પાપ અને ખટપટ તજી તારે જ ભરૂંસે રહેના છે એને જ મનુષ્ય જન્મનો ફેરો સાર્થક થયો છે એવા શ્રધ્ધાવાન અને જેણે સર્વસ્વ તારે શરણે અર્પણ કર્યું છે, જેને કોઇની કદીએ આશા નથી, તારા જ્ઞાન અને વિશ્વાસરૂપી યજ્ઞકુંડમા જેણે સારા નરસાં જાણે કે અજાણે થતાં બધા કર્મો હોમી દીધા છે એવા તારા અંગ સમાન અનન્ય ભક્તોના કામ કરવા તમે ક્યારે નથી આવ્યા, પાંડવોનો જ એક દાખલો લઇએ તો હે નાથ, ભીમને ઝેર, વળી લાખના ઘરમાથી બળી જતા તમે જ એને બચાવી લીધા હતા મહાભારતના રણમેદાનમાં અર્જુન કાયર થઇ ગએલો એને મોહે ઘેરી લીધો હતો તેને હે નાથ તમે ગીતાનો ઉપદેશ લોકસંગ્રહ માટે આપી એના મોહની આંધી મીટાવી દીધી હતી ભીષ્મનો કોપ જ્યારે કુરૂક્ષેત્રના રણ પર ફરી વળ્યો, અર્જુનને મારી નાખવા એ વૃધ્ધ પુરૂષ યમરાજ સમાન ક્રોધ કરી દેડ્યો ત્યારે તમે તમારી ટેક્ને છોડી દીધી વાછરૂને બચાવવા જેમ ગાય આડી પડે તેમ સામી છાતીએ ભીષ્મનાં રૂવાડે રૂવાડે તમેં બાણ ઝીલ્યા હતાં અને અર્જુનને બચાવી લીધો હતો એ મહાસાગરરૂપી કૌરવ સેનાના દરીઆમા પાંડવોની હોડી હે નાથ તમે કર્ણધાર ટંડેલ બનીને સામે કાંઠે પહોંચાડી દીધી હતી, હે કૃપાળુ શ્રીકૃષ્ણ અમારી પણ એક અરજી છે કે તારા શરણમાં તન મન ધનથી પ્રીતી થાય અને તારો વિશ્વાસ આવે આ અરજીમા સહી કરવી કે ન કરવી એની તો મુખત્યારી તમારી છે.

(હરીને ભજતાં હજુ કોઇ લાજ = જતાં નથી જાણી રે એ રાહ)

વાલા તારે ભરૂસે રયા ભગવાન ફેરા એને ફાવ્યા રે
હરી એનાં કરવા વિપની વખતે કામ નારાયણ કયારે નાવ્યા રે....

કૌરવે કરેલાં કપટ રે જુગતીથી જમાડયો રે
તે દી ભીમને ઉગાર્યો ભગવાન ઝેર દીધેલને જીવાડયો રે...૧

લાખાગૃહમાં આગ્યું લગાડી છળ કરી સળગાવ્યા રે
તે'દી કુંતાજી સહીત કિરતાર બળતાંને બચાવ્યા રે....૨

ભીષમને રણમાં ભાળ્યા અરજુન ગયો ત્રાસી રે
એને દીધા રે ગીતાના ઉપદેશ અળસાવ્યો ઉદાસી રે...૩

ભીષમને કોપ ભેંકાર નજરેથી તમે નિહાળ્યો રે
ત્યારે તજી રે પોતાની ટેક સેવકને સંભાળ્યો રે...૪

કૌરવના સાગરીઆ મોઝાર હોડીને હંકારી રે
ત્રીકમજી થએલા ટંડેલ તેમાંથી લીધી તારી રે....૫

ભરી રે સભામાં ભયભીત અબળાને જે દી આણી રે
કૌરવ ગયા સઘળા કાય લાજું ને લોપાણી રે...૬

કાગ કે કૃપાના તમે ધામ અરજી છે અમારી રે
એમાં ધ્યાન રે દેવાની ગીરધારી ત્રીકમ અરજી તારી રે....૭

(ભાવનગર તા. ૫-૬-૪૨)

૧૫

# જુગતી ન જાણી

આપણે અંતઃકરણથી વિચાર કરીએ તો પ્રભુનું પ્રભુત્વ કેટલું વિશાળ છે અને માનવી કેટલો નાનો છે એવું ભાન થાય છે. મનથી કલ્પી શકાય અને નજરેથી જોઈ શકાય એ બધા પદાર્થોનું છેવટ કોઈને સમજવામાં આવતું નથી. તેના થોડા દાખલા લઈએ. જીવ ઈશ્વરને પુછે કે હે નાથ નીચેના પ્રશ્નોમાં બુદ્ધિ અટકી જાય છે. જેમકે પહેલા ઈશ્વર કે માયા, પહેલી માતા કે સ્ત્રી, પહેલા કર્મ કે જીવ, પહેલા વૃક્ષો કે બીજ, પહેલી વાણી કે વેદ, પહેલો પિતા કે પુત્ર, એ બધાનો મનમાં ઘા બેસે એવો ઉત્તર કોઈ વિદ્વાનો આપતા નથી વળી પ્રલયકાળ વખતે એક તું જ એકનો રહે છે, બીજી કોઈ વસ્તુ હોતી નથી સ્વર્ગ, નર્ક, આકાશ વગેરે કંઈ જ હોતું નથી તો પુણ્યવાળા જીવો તો તારામાં સમાઈને રહેતા હશે પણ પાપી જીવોને એ કાળમાં રહેવાનું કયું ઠેકાણું છે આત્માને સુખદુઃખ નથી થતું, અનાત્મ બધી વસ્તુ જડ છે, જડને પણ સુખદુઃખ નથી થતું તો પછી કોણ હસે છે અને કોણ રોવે છે એનો હૈયે બેસે એવો ઉત્તર કોઈ આપતું નથી, જગતને સળગાવનારાઓને સત્તાવાને સુખ હોય છે અને ઈશ્વરના અનન્ય દાસો દુઃખમાં ડચકાં ખાતા હોય છે આવી અકળ સંસારની લીલા જોઈ હે નાથ મારી મતિ મુંઝાઈ જાય છે તો કોઈ વખત સુકર્મનો યોગ થાય અને એને પાત્ર થઈએ ત્યારે ઊપતી વાતની ચોખવટ કરી આપવા જરૂર કૃપા કરશો

વાલા મારા નેતીરે પોકારે વેદ જુગતી તો કોઈએ જાણી રે
અટકળે કરેલાં અનુમાન કળા નો કળાણી રે .

પેલી માયા કે પેલા આપ ગ્રહણી કે પેલી જનેતા રે
વીગત ભરેલી વાત ડાયા રે નથી કોઇ કેતા રે....૧

પેલાં રે કરમ કે જીવ વડલો કે પેલા ટેટા રે
પેલી રે વાણી કે વેદ બાપુ કે પેલા બેટા રે....૨

પ્રલયમાં સઘળા રે જગના જીવ છેવટ તું'માં સમાણા રે
પાપીને રહેવાનાં પરીશ્રમ ઠાકર કયાં ઠેકાણાં રે....૩

આતમને નથી સુખ ને દુઃખ દેયું ને નથી કાંઇ થાતું રે
કોણ રે હસે ને રોવે કોણ સામળાજી નથી સમજાતું રે....૪

પાપીને સઘળી વાતે સુખ હરી નો સમજું હેતુ રે
ભગત દુઃખી ભગવાન કારણ કોઇ નથી કહેતું રે....૫

કાગનું મનડું મુંજાણું દીદાર અમને દેજો રે
આનો સાચો રે ઉતર ઘનશામ દયાળુ કોઇ દીન દેજો રે...૬

(૭-૬-૪૨ મજાદર ખારાને ખેતર)

## ૬૬

## ઈંડાને ઉગારો

ઘણા લાંબા વખતથી આ કથા ભજનોના રૂપમાં ગવાય છે અને તેમાં ટીટોડીનાં છોરાંની વાત આવે છે જો કે ટીટોડી ઇંડા વૈશાખ મહીનામાં મુકે છે અને મહાભારતની લડાઇ કારતીક માસમાં થઇ છે. બીજી કોઇ પુરાણીકથામાં

બીજી લડાઇની વાત પણ આવે છે પણ આ તો એક ભક્તિભાવની પરાકાષ્ટા છે. જેમ કાચબો અને કાચબી, જેમ હાથી, જેમ ગીધ પક્ષી એમ આ પ્રસંગ આબેહૂબ આલેખાયો છે એમાં એટલી વાત ચોક્કસ છે કે એ લડાઇમાં ગજઘંટ ઈંડાં પર તુટીને પડી ગયો અને એની અંદર ઈંડાં પાક્યાં અંદરથી બચ્ચાં નીકળ્યા અને કોઇ ઋષી બચ્ચાંનો અવાજ સાંભળી અંદરથી બહાર કાઢી પોતાના આશ્રમમાં લઇ જાય તેને ઉછેરી મોટાં કરે છે પણ અહીં જુની લોકકથાની પરંપરા પ્રમાણે મહાભારતનાં બન્ને દળો સામસામાં મળ્યાં ત્યારે પોતાના ઈંડાની શી દશા થશે એ ચિંતાથી ટીટોડી શ્રી હરીને સંભારીને કહે છે કે હે નાથ ફરીને ચાલવાની જગ્યા નથી, પવનને વહેવાનો માર્ગ નથી, એવાં આ બન્ને દળો એકઠાં થયાં છે જે ઠેકાણે મારાં ઈંડાં છે આ અઢાર અક્ષૌહિણી સેનાના ભારથી પૃથ્વી પણ કડાકા કરવા માંડી છે એ જોઇ મારી હિંમત ચાલી ગઇ છે, વળી ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ, વીકર્ણ, જયદ્રથ વગેરે મહારથીઓના બાણથી આકાશ ઢંકાઇ જાય છે, ભીમે તો હાથીઓનાં ખોખાં પવનમંડળમાં ફેંકી દીધાં છે, આ નિર્દય ભૂમિ કુરુક્ષેત્રમાં સગાંભાઇએ ભાઇનાં માથાં કાપવા તૈયાર થએલા એવા કૌરવો અને પાંડવો એને બીજા જીવની દયા ક્યાંથી હોય, એ નાથ અત્યારે તારા શીવાય બીજા કેના દરબારમાં ધા નાખું! હે કૃપાળુ માવતરને છોરૂ કેવાં વહાલાં હોય એ શબ્દ ટીટોડીના મોઢામાંથી જ્યાં નીકળ્યો ત્યાં શ્રીકૃષ્ણને નાનપણું સાંભર્યું દેવકી માતનું કેદખાનું દેખાવા લાગ્યું. કંસનો ભાણાવધ નજરે તરવરવા લાગ્યો. ભગવાન ઘડીક તો યમુનાજીના કાંઠે બસી બજાવતા હોય એવો ભાસ આવી ગયો, હતાંય મહાભારત અને રાજખટપટ ઘડીક એને તાવ જેવાં લાગ્યાં. તુરત જ એક હાથીને ગળેથી મોટો ઘંટ એ ઈંડાં પર પડ્યો. ઈંડાને બચવાને રક્ષણ આપ્યું. અઢાર દીવસના ઘોર સંગ્રામમાં પણ એ ઘંટ એક તસુ આઘો અવળો ન ખસ્યો. રામનાં એને રખવાળાં હતાં.

(શાહ ધારાનો)

મારા ઈંડાને ઉગારો રે સામળીયાજી છત્રધારી
મારાં બચળાં બચાવો રે મોતમાંથી મોરારી....

કુરૂખેતરે કૌરવવાળા હૈયાં હૈયાં દળાય
ફીડી તણા કેડા રૂંધાણા માળો એ થળ માંય
જળહળ ભાલાં ઝળકયાં રે હયદળ જોઈને ગઈ હું હારી ...૧

ભારતમાં રણ ભેટો કરવા ઉભાં ખોયણ અઢાર
ધરણી કેરી ધરીયું તુટે કડાકા થાય કિરતાર
નજરૂં કીયા નાખું રે તારી વીના અવતારી...૨

ભેંકારી ભીષમનાં ભાલાં તેથી પ્રગટયો ત્રાસ
ભીમે લઈ હાથીનાં ખોખા ઉડાડયાં આકાશ
ધારણા નોતી ધારી રે આવી પડી અણધારી....૩

આ ભયાનાં કાપે માથાં એને દયા દીલમાં નોય
જીવ બચાવી પગલાં માંડેઃ એવુ હૈડે કયાંથી હોય
ત્રીકમ તારી વિના રે બીજી એકે ન મળે બારી....૪

છોરૂનાં કેવાં હોય વાલાં માતાજીને સુખ
કાગ કહે સાંભરીયાં હરિને દેવકીજીનાં દુખ
ગજઘંટ માથે મેલ્યો રે ટીટોડી ને લીધી તારી...૫

(મજાદર ખારાને ખેતર તા. ૭-૬-૪૨)

## ૧૭

## મુરખના ધોખા શું !

મુરખ અથવા અજ્ઞાનીના સારા કે ખરાબ કામ પ્રત્યે હર્ષ અને દુઃખ બેઉ ન ધરવા. જેમ કિનારાના ખેતરમાં કોઇ વખત પાણી ભરીને નદી ફાયદો કરે છે અને કોઇ વખત જમીનનો બધો કસ ધોઇ નાખી ખરાબ બનાવી દે છે એમાં નદીનો કોઇ ઇરાદો હોતો નથી તેમ મુરખ પગે પણ પડે અને મારી નાખવા પણ તૈયાર થાય. એને સારૂં કે નરસું એવી કોઇ ગણતરી જ નથી હોતી કારણ કે વિધાતારૂપી કુંભારે એનો એવો જ ઘાટ ઘડયો હોય છે અને એનો આત્મા પાપના કાદવથી ઘેરાઇ ગએલો હોય છે માટે એના ધોખા શું. સાધુ પુરૂષો, મહાપુરૂષો એટલે માનવી એકલો જ નહી પણ ચંદન વૃક્ષ, સોનું, ધરતી વગેરે મહાતત્વો છે, સજ્જન છે ઉચ્ચ કોટીના છે, ઝુરો સાપ ચંદનને વર્ષો સુધી લપટી રહે છે છતા એનું ઝેર જતું નથી તેમ હળાહળ વિખવાળા સર્પને ચંદન તરછોડતું પણ નથી છતાં એ સાપના કોઇ ગુણ ચંદનમાં આવતા નથી સોના પર એરણના ઘા પડે છે એને અગ્નિમાં નાખવામાં આવે, ધમણ પણ એના પર ધખાય છે, એવા કઇંક સંકટમાથી પસાર થયા પછી એ હેમનો રંગ વધારે ઉજળો અને તેજસ્વી બને છે અને પોતાનો મેલ ધોનાર અગ્નિ, ધમણ અને ઘણનો એ કદી દ્વેષ કરતું નથી દુધના ઉત્તમ શરીરને એક છાશનું ટીપું પડી એને અભડાવે છે એનું સ્વરૂપ ફેરવી નાખે છે રૂપ ફેર થયા પછી પણ એ ગોરસ પોતાપણું વીસરતું નથી. એને મંથન કરવામા આવે છે પછી માખણને સુને ચડાવી ઉનું કરવામાં આવે છે એટલા દુઃખ પછી પણ એ ખરાબ બની જતું નથી અને બધી આકરી કસોટીમાંથી નીકળી એ તો છેવટે નારાયણ રૂપ બની જાય છે. માણસ પૃથ્વીને ખેડે છે, ચીરે છે છતા એનો રોષ કર્યા સીવાય ધરતી મનુષ્યને જીવાડવા પોતાથી અન્ન

ઉત્પન કરી જગતને આપે છે આવા સ્વભાવના મહાપુરૂષોને મારા નમસ્કાર હજો.

(જતુની જ્વો ગોપીચંદની એ રાહ)

મુરખના ધોખા રે સાધુ નવ ધરે જી
વીધીએ ઘડેલો એવો ઘાટજી
પાપે રે ઘેરાણો એનો આતમો
આઠે પોર અંગડે ઉચાટજી...

ચંદને તરછોડયા નહીં સાપને
રાખ્યા એને રૂદીઆ મોઝારજી
નાગના વિખડાં રે એને નવ નડયા રે
ચડયાં એ તો હરીને કપાળજી....૧

એરણું ઝીલેને ઘણના ઘા પડેજી
હૈયે એનો નવ રાખ્યો દાવજી
આગ્યુંમાં ઓરાણા કુંદન નિતનવાં રે
એવો એના કુળનો સ્વભાવજી....૨

અંગડાં અસડાવ્યાં છાશે દુધનાંજી
મથ્યા એની દેયું કેરા શ્રમજી
ચુલે જ્યાં ચડયાં ત્યાં છાશું કોરે ખસી
પંડ એના થયાં પરીબ્રમજી ...૩

માનવીએ વેધ્યાં રે ધરણી માતને
તોય એને ક્ષમા ન કરી ત્યાગજી
અનડાં આંપ્યાં રે પ્રાણીને પોષવા
કઈ એને નમણું હું કાગજી

(ભાવનગર ટ્રેનમાં તા, ૪-૮-૪૨)

## પાપે ઘેરાએલ

બધી ધાતુ કરતાં સોનામાં અને કથીરમાં વજન વધારે શું કરવા છે એની જલદી ખબર પડે તેમ નથી પણ વધારે તોલ છે એમ તો અનુભવથી કહી શકાય છે, તેમજ પાપી માણસોમાં આપણને ખબર ન પડે એમ પાપનું વજન વધી જાય છે અને એનો પૃથ્વીને ભાર લાગે છે એવા પાપાત્મા પુરૂષો કેવા હોય. એમનો ખ્યાલ આપવામાં આવેલ છે. જે ખટપટી હોય, મોઢેથી મીઠું બોલે અને હૈયામાં કોઇને કાપી નાખવાની છરી સંઘરી રાખી હોય, વળી જેનું બે બાજુનું જીવન હોય. ને મિત્રોને કલેશ કરાવતો હોય. બે દુશ્મનોની દુશ્મનાવટ વધારતો હોય, બે પક્ષ હોય તેમાં પણ જે પક્ષે બેઠો હોય તેનીજ હામાં હા ભણતો હોય, એની એવી આસુરી બુદ્ધી હોય કે ભોળાં માનવી એજ એનો ખોરાક બની રહે છે, રાજા હોવા છતાં એટલી ધરતી, એટલો ખજાનો, એટલી હકુમત એનાથી પણ તૃપ્તી ન થતાં વેપારનો ધંધો કરે છે, કોઇની અરજ કે દાદ સાંભળવા એને વખત મળતો નથી, વાઘ વરૂ જેવો નીચેનો અમલદાર વર્ગ પ્રજાને ફાડી ખાતો હોય છતાં કોઇ ફરીયાદ કરે તો ફરીયાદીજ લુચ્ચો છે એમ કરી દેખાડે છે, પ્રજા ત્રાહ ત્રાહ પોકારે એવા કાયદા કાનુન અમલમાં મુકી દીધા હોય. કેટલા શ્વાસ લેવા તેના પણ કાયદા અને એ બધો હાહાકારનો સુર આકાશ મંડળને પુરી રહે છે, દીકરાઓ બાપને વેચી લે

છે, પિતાને ખાવાના કપડાંના ભાગ પાડી તે પ્રમાણે જેમ ગરીબને દાન કરતા હોય તેજ રીતે પિતાને ચીજ રકમ અને રોટલો આપે છે, છેવટે એ વૃધ્ધના મરણ વખતે બાળવાના લાકડા પણ ભાઇઓ ભાગે આવે એટલાં જ આપે છે, એનું ખાપણ પણ ભાગ પ્રમાણે આપે છે, સગાભાઇની કાંઇ લૌકીક સગોબાઇ કરતો નથી, માનવી એટલે સ્વારથનું પુતળું બની ગયો આ બધાં કળીયુગના લક્ષણ છે. પિતાપુત્ર, માતા, ને દીકરા, પતિ અને સ્ત્રી, ધણી અને નોકર, નાતો અને સંબંધ કરેલા ઉપકાર વગેરેના સબંધો અવળી રીતે ફેરવાઇ ગયા, માણુસ પશુ પત્થર કરતાં પણ દુષ્ટ બન્યો-રાક્ષસ બન્યો ક્યાંયે સત્યનો દીવડો દેખાતો નથી જ્યાં જુઓ ત્યાં પાપની ખટપટ ક્ષુદ્ર સ્વાર્થના કલેશ, હીનતા, લુચ્ચાઇ, લોભ, ઇર્શા અને નિર્દયનાં અંધારાં ઉતરી પડયા છે. હે ભગવાન આવા સમયમાં આપણી ફક્ત માનવતા રહે એટલી વિનંતી છે.

પાપે ઘેરાણા એવા નર તણો
ભોમકા કેમ ઝીલે ભારજી
ધરણી ધ્રુજે ને બ્રેમંડ ખળભળે
ઘર ઘર વરસે અંગારજી

ભીંતર કાળા ને ઉપર ઉજળા
ભરીઆ કોટીક દિલમાં ભેદજી
ભોળાંને ભરમાવે લખમી લુંટવા
વાંચે એ તો રૂડે રાગે વેદજી ...૧

વેપારે રૂંધાણા મોટા રાજવી
દીધાં એણે ફડીઆનાં દ્વારજી

પ્રજા પોકારે એવા અમલ કાળા
હૈડામાં ઉઠયો હાહાકારજી ...૨

પુતર પીતાની કરે ન્હેચણી
ભાગે દીએ લાકડા મસાણજી
ખાપણ ખેચાણા સગા ભાઈનાં
કરે નઈ માજણયા કાંણજી....૩

સ્વારથની સગાયુ કળજુગ આવીઓ
આઠે દિશામા અધકારજી
દાવાનળ લાગ્યો રે વાલા ડુંગરે
કાગને ઉગારો કીરતારજી ..૪

(વડીઆ જતા ટ્રેનમા તા ૧૧-૮-૪૪)

## દીલડાં ન ડગે

પરીક્ષામા પાસ થયા પછી છોકરો ઉંચા ધોરણમા આવે છે. શરતના મેદાનમા આગળ નીકળનાર ઘોડો ઇનામ મેળવે છે. એમ જગતનીયતાની કૃપાના પાત્ર થતા પહેલા એમની કૃપાના અધિકારી બનવુ જોઇએ અને એ અધિકાર મેળવતા જગતના કઇક સંકટના પાસનામાંથી હસતા હસતાં બહાર નિકળવુ જોઇએ એવા અધિકારી ભક્તજન-સંતજન પર આફત પડે કે દરીઆ ફરે છતા એનો દ્રઢ કરેલો નિર્ણય કદી ફરતો નથી પણ વધારે મજબુત બનતો જાય છે. દાખલા તરીકે બળી રાજાને ભગવાને વામન રૂપ લઇ છેતર્યો ત્રણ ડગલામાં સર્વસ્વ લઇ લીધું અર્ધા ડગલા માટે બળીના શરીર પર પગ મુકી પાતળમા પહોચડી દીધો ત્યાં ભમરના પગને તળીએ સુવાળું

સુંવાળું લાગવા માંડયું. નીચે જોઇ બળીને પુછ્યું કે " મારા પગને તળીએ શું વસ્તુ ફરે છે જેથી મને સુંવાળું લાગે છે ? " બળી કહે કે " હે દયાળુ, મારા દૈત્ય શરીરનાં હાડકાં બહુ કઠણ હોય અને આપના કોમળ પગમાં લાગ્યાં હોય એટલે તેની પીડા ઓછી કરવા મારી જીભ આપને તળીએ ફેરવું છું. " કસોટી રૂપાના રૂપમાં ફરી ગઇ. બળીને પાતાળનું રાજ આપ્યું અને ત્રણે દેવને ચાર ચાર મહીના તેમની પાસે રહેવા વચન મળ્યું. બાળક પ્રહ્લાદને પિતા તરફથી છેવટમાં છેલ્લી હદનાં દુઃખો આપવામાં આવ્યાં. છેવટે બ્રહ્માની સૃષ્ટિનો ત્યાગ કરી ભગવાનને સ્તંભમાં પ્રકટ થવું પડયું. રાજા હરિશ્ચંદ્રની કથા તો કુંવારી કથા છે. એના જેટલી આકરી કસોટી આ જગતના ઇતિહાસમાં કયાયે સાંભળી નથી. રાજ છોડયું એ તો સાધારણ બાબત છે. ચંડાળને ત્યાં નોકરી લીધી એ પણ ઠીક. છેવટે એ ભયંકર મસાણમા રોહીદાસ કુમારનું શબ પડ્યું છે, મહાસતી તારામતી તેને અગ્નિદાહ આપવા બધી સામગ્રી તૈયાર કરે છે. એમાં એ કાળુ મસાણ. કાળી રાતમા કાળો અવાજ આવ્યો: " ખબરદાર, દાણુ આપ્યા સિવાય મુડદાને અગ્નિદાહ કોઇ ન આપશો. " ઉઘાડું ખડગ હાથમાં, ઉઘાડું શરીર, એ ચંડાળ સેવક નજીક આવે છે ત્યાં તો કાળી રાતમાં નાની બત્તી આંખમાં પ્રગટી હોય તેમ ઓળખાણ પડી. મહારાણી —કુમાર રોહીદાસ. હું કોણ છું ? ખડગ ઉંચું જ થંભી ગયું. ભગવાન પણ વૈકુંઠની સુખશૈયામાથી જાગી ગયા. " ભાગ, ભાગ ' " દેવો અને દેવોનો દેવ કહેવા લાગ્યો સુદામો દ્વારકામાં ગયો. બહુ દિવસ રોકાઇ રજા લીધી. ઘેર તો છોકરાને ભુખ્યાં મેલીને આવ્યો હતો. છતાં માગી શકયો નથી. ભકત ન માગે તે ન જ માગે. અને માગે તે ભગત નહિ. એક પછી એક કેટલી કથા લખું ? સગાળશા વાણીયે તો ક્ષત્રિય ભકતોને શરમાવે એવું કર્યું પણ શેઠાણી ચંગાવતીને તો તારામતીની સાથે ઉભાં રાખું કે

એથીએ આગળ એક ડગલું વધું ? અઘોરી બેડો બેય અલેક અલેક કરે છે. દીકરાને કાપીને તેના કટકા એક વાસણમાં પડયા છે. બાવો માથું ખાંડવાનું કહે છે અને માથે હાલરડું ગાવાનું કહે છે કારણ કે ખુશી થઈને જમાડો તો જ જમુ. એ રાણીઓની કથા કેવા રૂપમાં લખું ? એ કોઈએ સુજતું નથી એ તો હરીધેના સાચા વૈષ્ણવ. સર્વસ્વ જેણે નાથને અર્પેલ છે અને એવા પ્રેમ ગો ઉનરીને જે હસતો હોય તેનું નામ મુર્તમાન બર્મો–વિશ્રામ.

દિલડાં ડગે નઈ દુનિયા દાસનાં,
ભાંગી મર પડે બ્રહ્માંડ જી,
ચીતડા ચળે નઈ સાચા સંતનાં,
સાગરીયા સલે હદ છાંડ જી.

બળીને તાવ્યો બહુ નામીએ,
ચોચાડી દીધેલો પતાળ જી,
પગ ત્યાં ચાંપ્યા પરીબ્રહ્મના,
રામને કરી લીધા રખવાળ જી.. ૧

પ્રહલાદને પિતાએ સંતાપીઓ,
ઘુમ્યો એને માથે મહાકાળ જી,
બ્રહ્મા ભરમાણા આને કોણે ઘડયો,
વાલોજી થએલા વિકરાળ જી.. ૨

રાજરાણી ને રોહીદાસનો,
હરીચંદે છોડી દીધો સાથ જી,

મસાણુ જગાડયાં વસમી રાતના,
ધન ધન અલેધાના નાથ જી.. ૩

ભુખે ભરડાણું એના બાળુડાં,
સુદામો ગયો પ્રભુની પાસ જી,
ભગત ભીખે તો હરી ભોંઠા પડે,
માગ્યાવિણ વળીઓ નિરાશ જી . ૪

વેદ્યો બાપુડો કુણો વાણીએ,
જનેતાએ રૂડો કાઢયો રાગ જી,
અઘોરી જમાડયો મન ઉજળા,
કેવાય બરૂમો એને કાગ જી....૫

( વડીઆ તા. ૧૨-૮-૪૪ )

૨૦

## તૃષ્ણાને જોબન આવ્યાં

ઘણા માણસોને એવી ઇચ્છા હોય છે કે જુવાનીમાં ઘરબાર, પૈસો-ટકો, દીકરા વગેરે મેળવી પછી ઘડપણમા હરિસ્મરણ કરશુ, આત્મ કલ્યાણનો રસ્તો લેશુ એ વિચાર તો બરાબર છે. પણ પચાસ વર્ષ સુધી જે વસ્તુ જોઇ ન હોય, જેનો વિચાર પણ કર્યો ન હોય, સત્સંગ કર્યો ન હોય, એવી જે ભક્તિ એ એકદમ વૃધ્ધ થયા પછી થઇ શક્તી નથી. આખો અવતાર હાયવોય, જંજાળ, ખટપટ, વેપાર, ખેડ, રાજનીતિ

કે મજુરીનાં તત્વો રૂંવાડે રૂંવાડે વ્યાપી ગયાં હોય, લોહીના અણુ અણુંમાં માયાનો અમલ ફરી વળ્યો હોય. એવા માણસો ઘરડા થયા પછી હરિભક્તિ કરી નથી શકતા. આગળની ટેવો એની એ જ હોય, ફક્ત શરીર ખખડી ગયું હોય એટલે ઉધમી તૃષ્ણાને એ વખતે જુવાની આવે છે. કારણ માણસ પચીસ વરસનો થાય ત્યારે તૃષ્ણાનો જન્મ થાય છે એટલે પચાસ સાઠ વરસે તો જન્મમરણનો ફેરો આપનારી અને રૌરવ નર્કની માતા એવી જે તૃષ્ણા એને જુવાની આવે છે. ડોસો ઇચ્છા ઘણી કરે પણ છેવટે તૃષ્ણા એ વૃધ્ધ પર પોતાનો અમલ જમાવી દે છે.

ગપ ની પથારી સમાન લાગે છે. કારણ કે કોઇ દિવસ નાનપણમાં પ્રભુના સ્મરણની, સતસંગની કે ઉદારતાની જેણે ટેવ પાડી નથી એવા આત્મઘાતી માનવીનો રામ છેવટે મૂંઝાઇ જાય છે.

જુની થઇ દેયુ ને તૃષ્ણાને જોબન આવ્યાં,
ચીતડામાં સળગ્યા સંતાપ જી;
અંગડાં ઢુકયાં ને મનડાનો વેગ વધ્યો,
તનડામાં ત્રીવીધીના તાપ જી.

પગડા ખોડા ને ડુંગર માપવા,
જીભ જુઠી ને દેવા શ્રાપ જી;
કંઠડા ઈધાણા ને દરીઆનાં પાણી પીવાં,
પંડનાં લગાડયાં પંડને પાપ જી. ૧

હાથ વિનાનાં હેમર હાંકવાં,
પાંખુ વિણ ઉડવું આકાશ જી;
આંખ્યુ વિનાનુ વનરામાં ઘુમવુ,
આત્માને એવી જાગી ગઇ આશ જી. ૨

જીવને જકડો રે સો સો સાંકળે,
સુજે નઈ સાર કે અસાર જી;
ધમણું ધમે ને ઘણના ઘા પડે,
ઘટમાં લાખું થયા લુવાર જી. ૩

વાણી બગડી ને વ્યાધી ઘેરી વળી,
કાગ ન સુજે કાં સવળાં કામ જી;
ઝેરકડી લાગે રે એને આપની,
રિસાઈ ગયો છે જેનો રામ જી. ૪

(વડીઆ તા. ૧૨-૪-૪૮)

## ૨૧

## ગોકુલ આશ્રમના અંધારામાં

એક નાટક કંપનીની વાત છે. નવાબ રસુલખાનજીનો વખત હતો. વાઘજી આશારામની એ કંપની. પોતે જ રાં'ખેંગારનો પાટ પહેરેલો. નવાબ સાહેબે પ્રસન્ન થઇ દસ હજાર કોરી ઇનામ ધરી. વાઘજીભાઇએ ના પાડી. નવાબ સાહેબ ઘણા નારાજ થઇ ગયા; ઉત્તરે વાઘજીભાઇએ ખુલાસો કર્યો કે હજુર અત્યારે દાન લઉં તો રાં'ખેંગાર લાજે, આખું જુનાગઢનું રાજ આપે તોયે હું નાટકનો રાં'ખેંગાર છતાં ન લઉં. સવારે હુકમ કરશો તે શીર ધરીશ. હું બ્રાહ્મણ છું. લેવા યોગ્ય છું. આપ જુનાગઢના બાદશાહ તરીકે દેવા યોગ્ય છો. આ તો એક દાખલો છે કે નાટક કરવું તે પણ બરાબર કરવું જોઇએ એમ ભગવાનના અવતારો એ પણ એક મનુષ્યલીલા છે. એમાં ઇશ્વરત્વ ન અનાવાય: રામાયણમાં પણ એમ કહેલ છે કે (મેં કહ્યું કરત મનુજ નરલીલા) જેમ માણસની વાણી, વર્તન, પ્રસન્નતા કે રોષ પ્રસંગને અવલંબે છે તેમ ઇશ્વરી અવતારની પણ દેહધારીરૂપી એ વખતના સમૂહો, ગણો, બળો અને આખા સમાજના

વર્તન પર આધાર રાખે છે. બધા અવતારોમાં ભગવાન કૃષ્ણનો અવતાર ઘણો દુર્ઘટ; અકલ્પનીય અને અગાધ છે. બીજી વાત એ સાબીત કરી આપે છે કે રાજા કંસે મરણની બીકથી સગાં બેન બનેવીને કેદખાનામાં રાખ્યાં, દરેક છોકરાને મારી નાખ્યાં: આઠમો બાળક :એ કંસનો કાળ થશે એમ જ્યોતિષીઓના કહેવાથી એ બનો બંદોબસ્ત કરેલો છતાં જ્યારે કાળ આવે છે ત્યારે કોઇ રક્ષણ કરી શકતું નથી એ વાત લોકસંગ્રહમાં કૃષ્ણાવતારે બતાવી: માતા દેવકીજી અને વસુદેવ વર્ષોના બંદીખાનાથી મલીન, દુર્બળ અને નિરાશાને કિનારે પહોંચી ગયાં હતાં. એ ગોકુળ આઠમનાં અંધારાં હબસીના મોઢાં જેવાં જગતમાં ઉતરી પડયાં હતાં. અર્ધી રાત હજુ ભાંગી ન હતી. પ્રાણી માત્ર નિદ્રામાતાના ખોળામાં પડી ગયાં હતાં. કેદખાનાના રખેવાળ નાકોડાં ઘરકતા હતા. એ વખતે દુ:ખનાં દરીઆમાં ડબકાં ખાતાં આ બે માણસ જાગતાં હતાં. માતા દેવકીને એ વખતે એક જ વિચાર આવતો હતો કે " અરે રે હું અભાગણી વસુદેવના ઘરમાં આવીને એનો વંશ ખોયો. સાત સાત બાળકને કંસે હણી નાખ્યાં અને આ આઠમા બાળકની પણ એજ દશા થશે. હજુ તો એ વિચાર પુરો ન થયો હતો ત્યાં હજારો સુર્યના જેવાં પ્રતિબિંબ પોતાના શરીરમાં ભાસવા લાગ્યા. દિશાઓ નિર્મળ થઇ ગઇ, આકાશમાં દેવતાઓનાં નગારાં વાગવા લાગ્યાં, બ્રહ્માંડ આખું તેજોમય થઇ રહ્યું, ભરનિદ્રામાં કંસની છાતી માથે કાળનું દબાણ થયું, આખે શરીરે કંપ વછુટયો, કેદખાનાને દીધેલાં મોટા મોટા રાફડા જેવડાં તાળાં કડાક કડાક તુટી પડયાં, દરવાજા ખુલ્લા થયા, માતાને બાળક કેમ જન્મ્યું એના કાંઇએ ખબર જ ન પડયા, ચતુર્ભુજ હતો, કાળી રાતને પી ગયો હોય એવો ઘનશામ વર્ણ, અનંત કોટી બ્રહ્માંડનો આત્મા, અને ભક્તોને જેનો વિશ્વાસ છે એવો કૃષ્ણ, બીલકુલ રોયા વિના, ચુપચાપ માએ પોતાના પડખામાં દીઠે. ભારત-

વર્ષમાં પાંચ પાંચ હજાર વર્ષની એ અંધારી આઠમના અંધારાને પી જનારા શ્રીકૃષ્ણ ગુજરાતને નગરે, ગામડે, ઝૂંપડે અને એકેએક માનવ મંદિરમાં એના એટલા વિવર્તોના જમાના ગયા પછી પણ અજવાળાં કરતો ગીતાની વાણી ગજાવી રહેલ છે.

અંધારાં ઊતર્યાં રે ગોકુળ આઠમનાં,
મથુરા નગર મોઝાર જી,
અરધી રાતે અંજવાળાં થયાં,
પ્રગટ્યા ગોવિંદ ગોપાળ જી.

હજારો દૈત્યો જે ફરતા હુકમે,
તાણીને ઉઘાડી તલવાર જી,
દીન થઈ ગયેલાં વસુદેવ દેવકી,
માથડે કંસ કેરો માર જી...૧

કઠણ કેદખાનાં ગજબ કંસનાં,
માતાજીના રૂદીઆમાં ફાળ જી,
સાત સાત બાળકને સંહારીયા,
કરશે આઠમાનો કાળ જી...૨

વશ મેં ખોયો વાસુદેવનો,
અભાગણી આવી એને ઘેર જી,
કોણ રે બચાવે મારાં બાળને,
કંસ કરે છે કાળો કેર જી...૩

કંસ તો ફફડયો રે કાળી રાતમાં,
પંડ પર ઝુકયા જાણી પહાડ જી;
જંજાતી તુટયાં ને ભોગળ ખળભળ્યાં,
ઉઘડયાં ભીડેલાં કમાડ જી....૪

ચોઘડીઆં ગડીઆં રે સુરલોકમાં,
ઘેનમાં ઘેરાણા રખવાળ જી;
કાગ કે ભરૂંસો મને કૃષ્ણનો,
જન્મ્યો કંસ કેરો કાળ જી....૫

( વડીઆ જન્માષ્ટમી )

૨૨

## રૂપૈયે સહુને ભરમાવ્યા

ઇશ્વરનું પ્રતિક ૐ છે – તેમ માયાનું પ્રતિક એ રૂપૈયો છે. મુર્તિમંત માયા–એ લક્ષ્મી છે. જ્ઞાની, તપસ્વી, શુરવીર, ભક્ત, સંત, મહંત, સ્નેહી, મિત્રો, ભાઇઓ, પિતા, પુત્ર, કવિઓ અને પંડિતો વગેરેને જુદી જુદી રીતે પૈસો કેવી રીતે નચાવી રહ્યો છે તેનો ખ્યાલ અને આ ભજન નીચેના પ્રસંગમાંથી જન્મેલું છે. સાધારણ રીતે હું રાજદરબાર-માંથી કે ગૃહસ્થોમાંથી કવિતાને નિમીત્તે કદી યાચના કરતો નથી અને સ્વીકારતો પણ નથી. એક સ્નેહી રાજા યુક્તિ કરી મજાદર પધાર્યા, મારે ત્યાં રોટલા જમી છોકરાના હાથમાં અમુક રકમ ભેટ આપી. આ તો બહુ

જુની રીત છે કે મેમાન જમ્યા પછી નાના છોકરાંને કંઈ આપે અને તે માગે ખ્વીઝારતુ પડશુ. પણ મને વિચાર આ થયો કે આ રૂપૈયે તો મને છેતરવા બીજો વેશ ધારણ કર્યો છે. બાળ તો જે છે તે જ છે. (કાગ કે બીજો વેશ પેરીને અચાર્યોને અભડાવ્યા.)

રૂપૈયે લોકને ભરમાવ્યા છ,
જોગ ને આધા આરા ને અવળા, સૌને નાચ નચાવ્યા.

થોડે કાગળીએ હાળ બાધીને, સમજુને ચુકાવ્યા છ,
ઓછાયાથી આભડતા એવા, વૈષ્ણવોને વટલાવ્યા ૧

એકલા મેલ્યા સાથે ન હાલ્યો, રાજાને રજળાવ્યા છ,
જોગધરને કાને ઝાલ્યા, સાધુને ભપડાવ્યા. ૨

ત્રણ તાળીને તાલ બજાવી, કવિઓને કુદાવ્યા છ,
પાસે બેસાડી કીધા પોતાના, પંડીતને પપડાવ્યા. ૩

કાનમા ઝીણી વાત કરી એણે, મહંતને મલકાવ્યા છ,
હરી વીણ જેના હોઠ ન હલતા, ઇ હરિજનોને હમાવ્યા ૪

ભાઈ ભાઈમાં ભ્રાત પડાવી, કુણાં માથાં કપાવ્યા છ,
હાથ અડાડયો હાંકલ દીધી, સુઘડને શરમાવ્યા. ૫

કાગ કે પહેલો પગે પડીને, ધર્મગુરૂને ધધડાવ્યા છ,
પછે બીજો વેશ પેરીને, અજાચીને અભડાવ્યા. ૬

(મનહર આપવા કેનમા તા. ૧૩-૮-૪૪)

૨૩

## વાદળ જેમ વિખાણી

લક્ષ્મીનું સ્વરૂપ ત્રણ જગ્યાએ વિશેષ દેખાય છે – શરીરમાં – નાહવું, ધોવું, તેલ, અત્તર, અલંકાર, વસ્ત્ર અને જમણામાં – એ ત્રણેમાં મુરખને મળેલી લક્ષ્મી દેખાતી નથી. ફક્ત એવા અભાગીઆને મળેલું ધન તો એને હાયઓય કરાવી અને સ્વપ્ન જેમ ચાલ્યું જાય છે. લક્ષ્મી સૌને સાંપડે છે પણ નાદાનને જ્યારે તે મળે છે ત્યારે બહુ ખુશી થાય છે અને તેની વાણીમાં તોફાન વસી જાય છે પેટી, પટારામાં કે તીજોરીમાં રાખી અને આડા ગોટા તાળા વાસી દે છે છતાં એ ક્યારે ચાલી જાય છે તેની ખબર રહેતી નથી નીચ માણસ ઘણી લક્ષ્મી મળવા છતાં કદી સારા કામો કરી શકતો નથી – જગતમાં વર્ષો સુધી રહે એવા કોઇ લોકોપયોગી કામો એ કરી શકતો નથી. પરોપકારમાં કે ખવડાવવામાં વિવેકથી વપરાણા સિવાય ચાલી જાય છે. – ધનવાન બુઢ્ઢો થતાં છેલ્લી અવસ્થા આવે, પગ એક ડગલું ન માંડી શકે એવી દશામાં પણ કોઇ કુટુંબીજનને પૈસા પર હાથ દેવા દેતો નથી અને ગતદિવસ ચોકી ભરતા છતાં છેવટે ચાલી જાય છે.

અંત કાળે એ પૈસાનો માયાવી જીવડો મંદવાડમાં ગળાતોળ દુઃખમાં ડૂબી જાય છે. એના તરંગી વિચારો પર વ્યાધિની ઘાણી ફરી વળે છે. કપાળે હાથ મેલી હરિસ્મરણ વિનાનો એ મોતને પ્રાપ્ત થાય છે છતાં એક પાઇ પણ વાપરી શકતો નથી. શરદઋતુના વાદળાની માફક ગઇ એ ગઇ એટલી વારમાં એ માયા ચાલી જાય છે.

મુરખને કામ ન આવી કમાણી જી,
જાતી રહી છે જોતાં જોતાં વાદળ જેમ વીખાણી. મુરખને;

પંડમાં પુંગતુમાં પાલવરામાં કયારે નવ કળાણી છે,
કુડાને કદંપાત કરાવી એળે એળે અળપાણી. ૧

હાથ આવી ત્યારે મુરખ હસીઓ વીફરી બેઠો વાણી,
તીજોરીને તાળાં મારયાં જાતાં કોઇએ ન જાણી. ૨

કદીએ કૂડાં કામ ન કીધાં ન કરી કોઇ નીશાણી;
પરમારથમાં ખાધા પીધામાં વિગતે નો વપરાણી. ૩

શીર પર ધોળા રંગ ચડી ગ્યા પગમાં પડી ગ્યાં પાણી;
લાગે કોઇને લેવા ન દીધી લીધાં વીનાની લુંટાણી. ૪

કાગ કે લોભી લોઢે લેવાણો ઘરમાં ફરી ગઇ લાણી,
હાથ કપાળે મેલીને હાલ્યો એની ધારણા થઇ ધુડધાણી. ૫

( મજાદર તા. ૧૪-૮-૪૪ )

## ૨૪

## ઉડી જાવ પંખી

વનમાં આગ લાગી છે. એક વડલા પર પોપટ પોપટીનું જોડકું ઘણા વર્ષોથી વસતું હતું. તેને વડલો કહે છે કે " હે પક્ષીઓ, તમો ઉડી જાવ: કારણ કે, આ જંગલમાં લાગેલો દાવાનળ મને હમણાં બાળી મુકશે. મારે તો પાંખો નથી. મારે બળી જાઇશ, તમે ઉડી જાવ. " વડલો કહે છે કે " હે પક્ષીઓ ઘણા વર્ષો સુધી તમારાં સુંદર ગાયનો સાંભળ્યાં તે હૈયામાં

વરી ગએલ છે. જેથી અહીં મારી રાખ પર આવી કોક એકાદ ટોકો કરી જાશે. વળી હે પક્ષીઓ, આપણે આ સંસારરૂપી વનમાં પાછા કદીએ નહિ મળી શકીએ અને મળશું તો ઓળખાણ નહિ પડે કારણ કે મરણ પછી માયાનો પડદો એવો પડી જાય છે કે ગયો જન્મ યાદ રહેતો નથી." ત્યારે બંને પક્ષી બોલે છે કે "હે વડરાજ, તારા આશરે અમે કેટલાએ બચ્ચાં ઉત્પન્ન કર્યાં, ઘણા વર્ષો આનંદથી રહ્યાં, તારાં મીઠાં ફળો ખાધાં અને આજે મરણ વખતે અમે તારો સાથ છોડી દઇએ તો તો અમારા મોઢાં કાળાં થાય. હવે તો આપણે સાથે જ મરશું; સાથે જ જન્મશું અને તારે માથે તું મોટો થઇશ ત્યારે માળો બાંધશું. અત્યારે તો ભેળા બળી મરશું અને જીવરૂપી ઉચાળો આપણે ત્રણે સાથે જ ભરશું." આ તો લોકકલ્પનાની જુની વાત છે. એનો એક દોહો છે કે.

"પાત્ર બીગાડે ફળ ડસે બેઠે શીતળ છાંય,
તમ જલો અમ ઉડીએ જીવનકા ફલ નાય."

ઉડી જાવ પંખી પાંખુંવાળા જી,
વડલો કહે છે વનરા સળગી મુકી દયો જુના માળા—ઉડી જાવ;

આભે અડીઆં સેન અગનનાં ઘખીઆં આ દશ ઢાળાં,
આ ઘડીએં ~~અતુ દેહ~~ અમુને જડપી લેશે જ્વાળા. ૧

બોલ તમારા હૈડામા બેઠા રૂડા ને રસવાળા જી,
કોક દિ આવી ટોકી જાજો મારી રાખ ઉપર રૂપાળા. ૨

પ્રેમી પંખીડાં પાછાં નઈ મળીએ આ વનમાં વિગતાળાં,
પડદા આડા મોતના પડીઆ તે પર જડીઆં તાળાં. ૩

બેઠો. હોડીને અવળી દિશામાં લઇ જવા એ વાયુનું તોફાન વધી ગયું અને એમાં નબળાઇરૂપી કાળી રાત પડી, એથી કોઇ દિશા સુજતી નથી. શ્રધ્ધારૂપી પીવાનું પાણી પણ ઘણા દિવસ થવાથી ખુટી ગયું. ગ્રહણશક્તિરૂપી શઢનુ કાપડ તુટી ગયું. આ બધા તોફાનમા સ્થિરતારૂપી નાંગળ નાખ્યું હતુ તે પણ ઉખડી ગયું. આવી કલ્પના પણ નકોની કરી તેવુ બની ગયુ છે. આ મહાસાગર લોભના તોફાન, મારગનું અજાણપણું, હોડીનો હાંકનાર સાથે નહિ, ખાવાપીવાની તાણ, જુનાં પાટીયા, જોઇએ એના કરતા વધારે બોજો, પવનનુ તોફાન અને એ ઉપર શઢનું તુટી જવુ અને અધારી રાત—આ બધા અવળા સજોગોમા હે નાથ, હોડી તારવાની કોઇની શક્તિ નથી. હવે તો નારાયણમાથી કૃષ્ણ રૂપે બનેના એવા હે ગોવિંદ આ નાવડીને તું તારી લે તો જ તરે.

નિવેડી સાગરમાં નોધારી રે છી.
માલમી ન મળે ટંડેલ ન મળે તોય મેં હોડી હંકારી.
ઉચું ને ઠેઠું નજરે આવે, વાદળ ને બીજું વારી,
લોઢ તણા હિલોળા લાગ્યા, ગઇ હિંમત ગીરધારી. ૧
સામળીઆજી કેડી ન સુજે, માજળ ખેડી મુરારી;
ખેડી ઘણા દી નીર ન ખુટે, હોડી વિન્યા ગયો હારી. ૨
જુનાં પાટીઆં જુગોજુગનાં, ભાર ભર્યો છે ભારી;
વાહોલીઆ વિફરીને બેઠા, આડી છે રાત અંધારી. ૩
પીવા કેરાં પાણીડાં ખૂટયાં, શઢ તૂટયા છત્રધારી;
નાંગળને ઉખેડી નાખ્યાં, આવી બની અણધારી. ૪

શીવજી થાવું પણ મારે મસાણુંના વાંધા,
નાગથી ડર્યાં ને કોઠે ઝેર નો ઝર્યા રે. મારાં.–૨

રાવણ થાવું પણ મારે તપસ્યાના વાંધા,
હરવી સીતા ને રણમાં રામથી ડર્યાં રે. મારાં.–૩

મીરાંબાઇ થાવું પણ મારે લાજું કેરા વાંધા,
જીવવું જાજુ ને મનડા વીખથી ડર્યો રે. મારાં.–૪

ગાધીડો થાવું પણ સાચું બોલવાના વાંધા,
અહિંસક થાવું ને જીભે ઝેર તો ભર્યાં. મારાં.–૫

હંસલો થાવુ પણ દુધ ને પાણીડાંના વાંધા,
હંસ તો ન થયાં ને પોતે કાગ નર્યાં રે. મારાં.–૬

(મનહર તા. ૧૫-૮-૪૪

૨૭

## રામ ભજનની રીડ પડી

ભક્તિ છે તે શુરવીરતાની છેલ્લી સીમા છે, વેવનાઈ નથી મહા ફોજનો પરાજય કરીને ઇશ્વર પાસે પહોચવાનુ છે. જગતના ચોકમાં એવા ભક્ત હરિજનોને પડકાર કરતી રણભેરી વાગે છે, સામે તૃષ્ણા, લક્ષ્મી અને મમતા એ રણચંડીની ફોજ ચડી છે. એનો એક પણ ઘા જીતી લેતા એ શુરવીર અને ભક્ત પુરૂષ છે.

હરીજન હોય તે હાલી નિકળજો, રામભજનની રીડ પડી;
સાચા હોય તે ચાલી નિકળજો; રામભજનની રીડ પડી...

તૃષ્ણા કેરાં ત્રાંસાં વાગ્યાં, લક્ષ્મીજીની ફોજ ચડી;
જુજવું હોય તો હાલો જુવાનો, ઘાવ ઝીલો જઈ એક ઘડી....૧

સાગર જેટલાં ધાવણ ધાવ્યા, જણનારીને પેટ પડી;
માતાજીની કુખું ઉજાળો, તલવારૂંની ધારે ચડી....૨

ગણી ગણીને રૂણ ચૂકાવો, લેખણ ખડગે લ્યો લડી;
જીવન મરણનો છે સરવાળો, રખે જાય નઈ ભુલ પડી....૩

આપણા મારગ રોકીને ઉભી, આશા, તૃષ્ણા, વ્યોમ અડી;
બળતી આગ્યુંમાં કુદી પડજો, અજરા મારગ લ્યો લડી....૪

કાંઈ ફીકર નઈ કેતા કહે ભલે, માથા રણમાં જાય પડી;
તું જીતી ગ્યો ત્રણે ભુવનમાં, ધડ લડે જો એક ઘડી....૫

(ભાવનગરથી ટ્રેનમાં તા. ૧૬-૨-૪૫)

૨૮

## હૈડે હેમાળા

મહા પુરૂષનાં લક્ષણનું વર્ણન કરવામાં આવેલ છેઃ સમુદ્રના પાણી જેમ જેની ધીરજ ખૂટતી નથી; જેના હિમાલય રૂપી હૃદયમાં દુઃખ રૂપી અગ્નિ સ્પર્શ કરી શક્તો નથી; અમે તેની પવનની ઝડી કે તોફાન દોતા

છતાં પર્વતો ઉખડી પડતા નથી, પૃથ્વી સમાન જેની ધારણા છે અને જે નીતિનીજ મુર્તિ બની ગએલ છે, એની પાસે અનીતિ આવી જ શકતી નથી; દુઃખનું બ્રહ્માંડ તૂટી પડે છતાં એ અસત્યને મારગે કદી ચાલતા નથી; ક્ષણિક જ્ઞાની માનવીઓ તો સૂર્ય, ચંદ્ર અને બીજા તારા માફક છે. ઘડીકમાં ઉદય પામી હસે છે, ઘડીકમાં અસ્ત થતી વખતે રૂવે છે, પણ જેની દાંડી પર બધા ગ્રહો ફરે છે એવો ધ્રુવનો તારો અચળ છે. પોતાની આસપાસના તારાઓનુ મંડળ ફરવા છતાં એનું આસન કદી ફરતું નથી. જગતના અનુભવરૂપી ખારાખારા સમુદ્રનુ મંથન કરીને એમાંથી નીકળેલું અમૃત જગતને જે આપે છે. અને ઝેરને જે પોતાના જ પેટમાં પચાવી દે છે એવા મહાદેવરૂપી મહાપુરૂષોને અમારા નમન હજો. એ તો આત્માના ઉપાસક છે, સંકટના તો એ મિત્ર છે, દુખથી કદી ડરીને દૂર ભાગતા નથી, જેના અંગમાં ઇશ્વર ઉપાસનાનો મદ છે, એ મહાપુરૂષો તો વિપત્તિના સમોવડીઆ. અનંત દુઃખમા વમવા છતા એના મોઢા પર દુઃખની રેખા કદી ઉપડતી નથી, એવા દુખના ભેરૂ મહાત્મા અમોને કોઈ શોધી આપે તો એ શોધી આપનારને અમારા હજારો નમસ્કાર હજો.

( આતમનો ઢંઢાપો રે કોને બાપુ કોને કયે રે એ-રાગ )

જેનાં મનડાં મુકામી રે દુખડાંથી નહીં ડગે રે,
જેનાં હૈડાં હેમાળા રે જ્વાળાથી નહીં જગે રે.

જોખમની ઝડીએ રે ડગે નહીં ડુંગરા રે,
અહીંઆં જેણે ધરણી ધીરજનાં જ્ઞાન;
નીતીનાં નિવેડલ રે અનીતી ન આદરે,
માથે ભલે ભાંગી પડે આસમાંન ...૧

ઘડીકમાં ઉગે રે ઘડીકમાં આથમે રે;
ઘડીકમાં તડકા ને ઘડીકમાં શીત;
અચળ આસનીઆં રે ધ્રુવજીનાં નો ચળ્યાં રે,
ચળીઆં નહીં એકરંગાનાં ચીત્ત....૨

સાગરીઆ વલોયા રે જેણે ખારા દુનિયાં તણા રે,
અમીરસ દીધાં અવરને ઘેર;
મહાદેવ મોટા રે વિખડાં વધાવી લીધાં રે,
જીરવીઆં કોઠે હળાહળ ઝેર....૩

આતમના ઉપાસી રે ભીડયુંથી ન ઓસરે રે,
સુખડામાં લાગ્યો ન એને સંવાદ;
રૂદીઆ રંગાણા રે સંકટની સોણતે રે,
અંગે જેને ભજન તણા ઉનમાદ....૪

વીપતીના વડીઆ રે વીપતીથી વણસે નહી રે,
પડયા નહીં દેયે વીપતીના દાગ;
સંકટના સ્નેહી રે હરીજન કોઇ ગોતી દીયો રે,
કરે એને તનમન અરપણ ફાગ....૫

(ભાવનગરથી ટ્રેનમાં તા ૨૦-૧-૪૫)

૨૯

## ચિતડાં ચળેલાં

ઈશ્વરના જાણ્યા સિવાયના ખળ નાસ્તિક અને તેનું જ્ઞાન

સંશયમય બની ગયું છે એવા દુર્જનોને જેમ કોઇ માણસ વહાણમાં બેઠાં હોય એને કિનારાનાં વૃક્ષો દોડતાં દેખાય છે તેમ સારું એ નઠારું લાગે છે. ફેરફુદડી ફરેલા છોકરાંઓને ઘર ફરતાં દેખાય છે તેમ. હરિવિમુખને અસત્ય સંસાર સાચો લાગે છે. એવા માણસોના દરેક પુરુષાર્થ 'નિષ્ફળ હોય છે. નદીઓનાં પાણીએ રાત દિવસ દોડવાનો પુરુષાર્થ કર્યો પછી હાંસલમાં તો તેને દરીઓ મળ્યો. એની મોટાઈ; નામ, મીઠાશ અને સ્વતંત્રતા એ તો સાગરમાં સમાઇ ગયાં. પછી પસ્તાવાના નિસાસા દરરોજ ભરતી અને ઓટરૂપે ભર્યા કરે છે. એવા લોભી માણસોની લક્ષ્મીની આશા એ તો ધુમાડાના બાચકા સમાન હોય છે. એવા હલકા માનવીનાં હૈયાની વાત અને ઈશ્વરની ઇચ્છા એને તો બ્રહ્મા પણ જાણી નથી શકતા. જે કુંભારને ચાકડે માટીનો પીંડો ચડાવ્યો હોય એમાં કયો ઘાટ બનશે એ તો કુંભાર જ જાણે તેમ કુડકપટવાળા માણસોના હૈયામાંથી કયારે કેવો વિચાર નીકળશે એ કોઇપણ યુક્તિથી જાણી શકાતુ નથી. એવા સલીલ માણસોની સારી આશા રાખવી એ તો પોતાનો પડછાયો પકડવા જેવી વાત છે. ઉપર લખેલા એવા જેના દરરોજના ધધા છે કારણ કે કોઇ રોગ જેમ હાડમાં બેસે ત્યારે અસાધ્ય ગણાય છે તેમ એવા માણસને કંઈપણ ઉપદેશ દેવો એ નકામો છે. હલકાઇ જેના હાડમાં વસી ગઇ છે. એનુ મન દરરોજનુ મુસાફર બની ગયું હોય છે. આઠે પહોર એ ભટકયા કરે છે અને ઘડીએ ઘડીએ નિશ્ચય બદલ્યા કરે છે.

જેનાં મનડાં મુસાફર રે આઠે પોર આથડે રે,
જેના ચીતડાં ચળેલાં રે ઘડી ઘડી ઘાટ ઘડે રે.
હોડીમાં જે બેઠા રે એને કાંઠો લાગે હાલતો રે,
લાગી એને સાગરીઆ કેરી લેર.

કૂદડીયું ફરેલા રે ઘર ફરતા જુવે રે,
થઈ ગયો એને ફરવાનો માથાફેર...૧

નીર નદીઓનાં રે પ્રોડીને શું મેળવ્યું રે,
દેશું એની ગઈ સાગરમાં સમાય,
નાખે નીસાસા રે ભરતી ને ઓટના રે,
ન રહી એની મીઠપ ને મોટાઈ...૨

ધુંવાની ધીરવણી રે લખમી જે લોભી તણી રે,
લીધાં એ તો કોઈ થકી ન લેવાય;
હલકાંનાં હૈયાં રે મરજી મહારાજની રે,
જાણી એ તો પ્રભુ થકી ન જણાય....૩

ચાકડે કુંભારને રે પીંડા જે ચડાવીઓ રે,
કેમ કરી ઘાટ તણું કહેવાય,
કુડીઆં કુમતીઆં રે કયારે કેવું બોલશે રે,
જુગતીથી એનું ન જાણ્યું જાય....૪

ઓછાયાની વાંસે રે ઘોડે કોઈ આદમી રે,
પકડાયા કેમ કરી પકડાય;
કાગ વિફરેલાં રે એવા ધંધા આદરે રે
દાડે એને બેસી ગઈ હડકાય...૫

(ભાવનગરથી ટ્રેનમાં તા ૨૦-૨-૪૫)

## ૩૦

## ભજન

ભજનમા વર્ણવેલ વિરોધી વસ્તુઓને હજાર વાતેય મેળ મળતો નથી આગળે પણ કયા કે પુરાણોમા સાભળ્યુ નથી ગર્વ અને ગરીબ, લક્ષ્મીવાન અને સાદાઇ, માગણ અને માન, મુસાફર અને જુવાની, અમીર અને નિરોગીતા, દારૂડીઓ અને શુધ્ધ બુધ્ધિ, સન્યાસી અને સોનુ, તપસ્વી અને પનગ—(વૈભવ), બકરી અને વરસાદ, માળી અને બકરુ, બ્રહ્મચારી અને સ્ત્રી, અપાશરો અને દીવો, લોભી અને મહેમાન, પતિવ્રતા અને હલકાઇ, હરણ અને ખરેરો (લોઢાના હાથનાથી ઘોડાને શરીર સાફ કરવામા આવે છે તે), ગોપી અને વેદાત, કૌરવો અને શ્રીકૃષ્ણ, મહેનતુ અને ભીખ, પારધી અને દયા, સાદુઓ સિહ અને બધન, કાળી નાગ અને અહિસા, દાતાર અને લક્ષ્મી, ચોર સત્ય, ક્રોધી પુરૂષ અને શાતિ, મસીદ અને ચોરી, દનાન અને દીવાળુ, સ્મશાન અને લગ્નગીત, ભક્ત અને ભમ, જુગારી માનવી અને કીર્તિ, કાગ અને કોમળતા—એ વસ્તુઓ કદી એક થઈ શકતી નથી કદાપી બે વસ્તુ સાથે લાગતી હોય પણ છેવટે એ ટકી શકતી નથી.

હોય નઇ હજારે રે મેળ એને કયાથી મળે રે,
સુણી નથી કોઈ દી રે એવી વાતુ આગળે રે,
ગરવ ગરીબને રે શ્રીમતો ને સાદગુ રે,
મળવા હાલ્યું માગણજનને રે માન,
પ્રવાસી ને જોબન રે અમીર ને આરોગ્યતા રે,
ભળીયા આએ દારૂડીયાં નેરે ભાન ...૧

સન્યાસી ને સોનું રે તપસી ને ઢોલીઆ રે,
અણીઆ માથે વરસે એકલધાર;
માળી ઘેર ચાળી રે નારી બ્રહ્મચારીને રે;
દિવડીઆ ના અપાશરે રે દિદાર....૨

જ્ઞાન ગોપીઓને રે કૌરવો ને કૃષ્ણજી રે,
ઉદ્યમીઓને ભીખ તણા એ ભંડાર;
પરાધીને દયા રે લોભી ઘરે પ્રોણલા રે,
જઈને ઉભો પતીવ્રતાને ઘેર જાર...૩

હરણને ખરેરા રે સાદુળાને સાંકળું રે,
કાળોતરાને અહિંસા તણો ઉપદેશ;
દાતારો ને લખમી રે સંતપણાં ચોરને રે;
ક્રોધીલાને જડતો નથી રે કલેશ....૪

અમીતોમાં ચોરી રે દિવાળાં હલાલને રે,
ગાયા જઈને કુડા મસાણમાં રાગ;
ભકતોને ભ્રમણા રે કુડીઆ ને કીરતી રે,
મળીઓ જઈ કેમળતાને રે કાગ...૫

[ મજાદર તા ૨૨-૩-૪૫ ]

## ૩૧

## પુરવના પાપી

પૂરં જન્મના કે પૂરં દિનોના મહા પાપી જુડા ભાગ્યવાળા

સારે મારગ નથી ચડતા. એટલે એને અંતર સુખ મળતું નથી. નીતિ-શાસ્ત્રોમાં ૧૮ મહાપાપ લખેલ છેઃ ૧. વિશ્વાસઘાત ૨. ગરીબોને પીડા. ૩ સાધુ પુરૂષને દુઃખ. ૪ માતાનું અપમાન. ૫ હરામખોરને મદદ. ૬ મિત્રઘાત. ૭ આબરૂદારની લાજહાની. ૮ ગુરૂને ગાળ. ૯ જીવનદાતાનો દ્રોહ. ૧૦ સતી-કલંક. ૧૧ અન્નદાતાનું વેર. ૧૨ બંડ જગાડવા ૧૩ આશ્રીત ત્યાગ. ૧૪ કલેશ ઉપદેશ. ૧૫ લડાઈમાં સાથીનો ત્યાગ. ૧૬ કોઈનું સભા અપમાન. ૧૭ ગુપ્ત વાતો પ્રગટ કરવી. ૧૮ દાન આપી પાછું લેવું. એ અઢાર મહા-પાપનો ભોકતા જે હોય એને શાંતિ કયાંથી ?

( રામ હપરનો )

પુરવના પાપી રે એને સુખ કયાંથી સાંપડે રે,
આગુના અભાગી રે સુમારગ નહીં ચડે રે.
વિશ્વાસ વેચી રે અવનીમાં આવીઆ રે,
લીધી જેણે લાખું ગરીબુંની હાય,
સંતને સંતાપ્યા રે માતાજીનાં માન હર્યાં રે.
દિધી જેણે કુકરમીને સહાય....૧
ભેરૂને ભોળવીઆ રે લાજળીને લોપીઆ રે,
દીધી મુખે જેણે ગુરૂજીને ગાળ,
મરતાં મુકાવ્યા રે એના દ્રોહ આદર્યા રેઃ
સતી માથે કુડાં ઓઢાડેલ આળ....૨
(જેની) જીવાયુંથી જીવ્યા રે એની સામા આખડયા રે,
સંપીલાંને વેર કરાવ્યો કલેશ,

આશરે જે આવ્યા રે એને ના ઉગારીઆં રેઃ
દીધા જેણે કુસંપ તણા ઉપદેશ...૩

સંગાથીને છોડી રે લડતાં જે ભાગીઆ રે,
સભા મધ કીધાં અંતરનાં અપમાન.
સાંતેલી જે વાતુ રે ચોરે જઇને બોલીઆ રે.
લીધાં જેણે પાછાં દીધેલાં દાન...૪

કમાણીના કુડા રે જીવડાને જંપ નહી રે,
જડે એને ગોત્યા વિનાની જંઝાળ,
કાગ કે કીપાણુ રે એમાંથી ઓધારજો રેઃ
બાલા તમે દીન તણા એ દયાળ...૫

[ તા. ૬-૧૦-૨૭ ]

## ૩૨

## ભજન

પાટલીપુત્રની ગાદી પર નવ નંદરાજા થયા. છેલ્લા નંદની આ વાત છે. એને પૈસાનો ઘણો મોહ. આખાએ રાજ્યમાંથી ધાતુ માત્ર લઈ લીધી. છેવટે "એક દમડાનો એક ઉંટ," એમ ગામોગામ સાંઢીયા ફેરવ્યા કે કોઇના ઘરમાં હવે એકેય પૈસો છે કે નહીં. એક ડોશીને એકનો એક દીકરો. તેણે ઉંટ લઈ આપવા માટે કજીઓ કર્યો અને ઉંટ ન લઈ દે તો આપઘાત કરું એવું વેન લીધું. એટલે એ વૃધ્ધ ડોશી મુંઝાઇ ગઇ. રાતે વિચાર કર્યો કે પોતાના ધણીને ડાટયો ત્યારે મોંઢામાં દંપાનાણું મેલ્યું છે. એની કબર

ખોદી એ રૂપાનાણું લેઇ આવી. એનો સાંઢીયો દીકરાને લઇ આપ્યો. રાજાને ખબર પડી કે આખા રાજ્યમાં એક ડોશી પાસે પૈસા છે. ડોશીને બોલાવી બધી હકીકત સાંભળી. એટલે રાજા નંદને તો નવી રીત હાથમાં આવી. આખા રાજ્યનાં કબ્રસ્તાન અને સમાધિઓ ખોદાવી નાખી. રાજ્યમાં ચામડાના નાણાનું ચલણ કર્યું. પણ પોતાને રાત દિવસ ઉંઘ ન આવે કે આ લક્ષ્મી કોઈ લુંટી જશે. એક વખત શિકારે રાજા ગયો. એક હરણી આગળ ભાગી. ચોમાસાનો વખત, બે કાંઠે નદીના પુરમાં હરણી પડી—પાણીના બે ભાગ થઈ ગયા. ઘોડો પાછળ દોડાવી હરણીને મારી. રાજાના આચાર્ય ગુરૂને વાત કરી કે આજે આમ હકીકત બની. આચાર્યે કહ્યું કે એ હરણીના ડાબા નેત્રના હાડકામાં એવો ગુણ છે કે પાણી એને સ્પર્શ ન કરી શકે. પછી એ હાડકાની કટકી લઇ માદળીયું બનાવ્યું અને પોતાને ગળે બાંધ્યું. છેવટે બંગાળાના ઉપસાગરમા પોતે ઉતરી તમામ લક્ષ્મી મોટી મોટી ત્રાંબાની પેટીની અંદર ભરી સમુદ્રમાં મુકી દીધી. એક દિવસ અણમાનેતી રાણીને મહેલે નંદરાજા જઈ ચડયો. કર્મયોગે રાણીનો સ્વભાવ અને રૂપ પોતાને બહુજ ગમ્યાં એટલે બે ચાર દિવસ ત્યાં રોકાણો. એટલા અરસામાં કોઇ સાધુ સંતને રાણીએ પુછ્યુ કે હવે રાજા મારે ઘેરથી બીજે ઘેર ન જાય એવો માર્ગ બતાવો. તેણે કહ્યું કે રાજાના ગળામા જે માદળીયું છે તેની અંદરની ચીજ રાજાને ખવરાવી દે તો રાજા તારે વશ થઇ જાય. રાજા બહુ પ્રસન્ન થયો હતો. રાણીને માગી લેવાનું કહ્યુ એટલે રાણીએ પેલુ માદળીયું એક દિવસ પહેરવા આપો એટલુ જ માગ્યુ. રાજાએ બહુ ખુશીથી આપી દીધુ, તુરત રસોડામા જઈ અંદરથી સડી ગએલુ હાડકું કાઢી ખીરામાં નાખી દીધું. જમતાં જમતાં દાઢે સ્હેજ કચકચાટ થયો. રાજાની આંખ બદલી: " દગો " રાણી થરથર ધ્રુજવા માંડી. " સ્વામીનાથ

દેગો નથી " એમ કહી બધી વાત કરી એજ વખતે " હાય માયા હાય લક્ષ્મી " એમ બે વખત બોલ્યો ત્યા ગજાનંદના પ્રાણ ચાલ્યા ગયા.

( ' કમાઈ કરતાલ બજાવે કોણ છે મારાજ઼ મરાત ' એ રાગ )

છેવટે રાજા નદનું નાણું નોંખમાણું જળમાંય;
કબરું ખોદીને હેઠકડા કાઢયા મુડદાના મુખમાંય.
સોનલાં લીધાં ને રૂપલાં લીધા ત્રાણીએ કીધા ત્રાય,
દમડો રહેવા એક ન દીધો દૈયતના ઘરમાંય. ૧
ચાંબડા ચુથ્યાં ને માંસ વલોયા ઉંડી ઘરોઘર હાય,
લોહી નીચાવ્યાં ને હાડકા હોમ્યાં તૃપ્તી તોય ન થાય. ૨
ભીકળે જેના ઘરમા નાણું એને શુળીની સજા થાય,
દમડે દેવા સાંઢીઆ દોર્યો નાણુ કોના ઘરમાય. ૩
હરણી ઠેરી હાડકી ગોતી પાણીમાં કેડા થાય,
એને ભરૂમો દરીએ ચોરી લક્ષ્મી નો લુંટાય ૪
રાણીએ રાંધીને ખ તથી ખાધી આપ ઉઠયો અકળાય,
હાય પુકારીને પ્રાણ હાલ્યો ગયો કાગ જુનો કઠણાય ૫

૩૩

## પછી ઈશ્વર બની જાજે

[ ગઝલ ]

મહે તડકા પ્રથમ પોતે, અવરને છાયડી દેવા,
ન કરતા વૃક્ષ બકવાદો, જીવન ઉપદેશ છે જેનો

અવરને બાંધનારાઓ, પ્રથમ બિસ્તર બની જાજો,
તમારાં એજ બંધનમાં, જગત આવીને બંધાશે.
પ્રથમ મોઢે જડી તાળાં, પટારાઓ પછી કે'જો,
તમારા પેટમાં વસ્તુ, જગત આવી મુકી જાશે.
પ્રકાશો આપતાં પહેલાં, સળગવાનું નકી કરજો,
(પછી)તુજ સ્પર્શથી[1] દુનિયા,સળગશે ને બળી મરશે.
પ્રથમ નિજ અંગ ખોદાવે, બગીચા રાખવા લીલા,
ન દિલમાં પુષ્પની આશા, કુવાઓનાં જીવન કેવાં.
કપાવી શીશ કોમળને, તજી માતાપિતા ઘરને,
સુગંધી આપવા પહેલાં, સુમન[2] શૂલે ચડી જાજે.
ચડી છાતી પરે ઘડશે હથોડા અંગ પર પડશે,
બધું સહીને ભલા પાણા, પછી ઈશ્વર બની જાજે.

૩૪

## કાળા બજાર

વાણીઆ એટલે જાત નહિ, ગમે તે કોમનો વેપારી તે વાણીઓ. હિંદુ, મુસલમાન, ચારણ, બ્રાહ્મણ કે કોઈ કોમનો હોય; વેપારી તે વાણીઓ. બે વરસ અગાઉ કાળા બજાર અંગે પૂજ્ય ગાંધીજીએ ઉપવાસ પર ઉતરવાનું કર્યું હતું. અમો ચારણ બોર્ડીંગ માટે ફાળો માગવા મુંબઇ ગયા હતા, તે વખતે વાત સાંભળેલી. કંટ્રોલની કારમી કથા તો

૧, લ્વાગ. ૨, ફુલ

સમિતિએ સમિતિમાં, ગામડે ગામડે, શહેરે અને પાટણે, નાનાં અને મોટાં તમામની છે. મંદવાડમાં જેમ ખોટી ભૂખ લાગે તેમ વેપારીઓની ભૂખ ઉઘડી. સંગ્રહ, સંગ્રહ, બીજી વાત નહિ. મારા અનુભવની તો એવી અનેક વાતો છે. અમુક અમુક વેપારીનું નામ તો ખાપણીઆ પડી ગયું છે. ફક્ત કાળે બજારે ખાપણ જ વેચે. લાખો અને કરોડોને હિસાબે કાળા બજાર થઇ રહ્યા છે. સત્તાવાળાઓમાં પણ એજ વાપરો. મોરસ, ગ્યાસ, કાપડ અને અનાજ એ તો વેપારીઓનું શિકારખાતું બની ગયું છે. એક ગામડાની સમિતિનો બનાવ મેં નજરે જોયો છે. એક હજાર મણ અનાજમાં સો મણ જેટલી સ્મશાનની રાખ લાવીને ભેળી દીધી. ગાડે ગાડે રાખ લાવ્યા હતા. ગરીબોના રેશન કાર્ડ લઇને મોટા માણસો હજારો વાર કાપડ, અનાજ લાવે અને કાળે બજારે વેચે. એ નફાના પૈસામાંથી કીર્તિ લેવા થોડું ઘણું દાન આપે. બીજા તો ઠીક પણ કેટલાક ખાદીધારીના આવા આવા પ્રસંગો સાંભળી . પૂજ્ય ગાંધીજીને પણ હાહાકાર થઇ ગએલો, એમ સાંભળ્યું છે. તુરતના ઉપરી અમલદાર સાથે મેળ રાખી સમિતિઓમાં એવા કાળા કામો થઇ રહ્યા છે કે એનું વર્ણન ન થાય. બધા સેવા કરીએ છીએ એમ બોલતા જાય અને ગરીબોનું લોહી પીતા જાય. છેવટે પારાધી શિકારી પણ શરમાઇ જાય એવા શિકાર વેપારીઓ આજે ખેલી રહ્યા છે. નાહી ધોઇ પૂજાપાઠ કરી સારું મજાનું તિલક બનાવી પછી શિકાર પર ઉતરે.

## ૩૫

(રાગ દયરનો)

લાણીઆં તીલક ખોટનાં કાળા વાણીઆના વેપાર,
અંગ શેવાનાં ઓઢણાં ઓઢ્યાં કાળજામાં કટાર....

એરણું ચોરી ને ઢાંકવા એને સોય આપે બે ચાર,
ત્રાંબીએ સોનામોર લીધી તોય તૃપ્તી નઈ તલભાર.......૧
મુ'દાં માથે લાડવા ખાતા હોય એવા હકદાર,
સમશાણે જઇ મુડદાં ચીર્યાં ગોસ કાચાં ગળનાર...૨
ખેડુઓના કણ ખોળીને લીધા દીધા વેપારીને દ્વાર,
રાત આખી એમાં રાખ ભેળી અને શેઠ બેઠા શાહુકાર...૩
'એવડી રાખું શેઠ કાં આપો કોઇ બોલે લેનાર,
હાથ ઝાલી હડસેલી કાઢે એને બાવડું ઝાલીને બાર....૪
ખાદીતણા ધરનારના આવા સાંભળ્યા સમાચાર,
અંગ ગાંધીજીને આગ ઉડી એને હૈડે હાહાકાર....૫
કાગ કે યારી એમની જુડી એ માયાના યાર,
જોઈ પારાધી કાન જાશે એવા શેઠ ખેલે શીકાર....૬

[ મુંબઈ ૧૨-૭-૪૫ ]

૩૬

## ભરૂંસે રહેવાય

નીચે ગણાવેલી વ્યકિતના વિશ્વાસથી જ કામ લેવું જોઇએ. ખરો મિત્ર હોય એની આગળ આપણા દુ:ખની વાતો ન કરવી કારણ કે સાચો મિત્ર તો આપણી સ્થિતિ પરખેથી જ જાણી લઇ એના ઉપાયો કરતો જ હોય છે. ગુરુજને કહેલું તે આચરણમાં જ મુકવું કેમ કહ્યું અને

શુ કરવા એવો સ શય ન કરવો ગ ગાજળમા શુ છે કે નાવાથી પાપ બળી જાય છે—એવી વૃત્તિ ગ ગામા સ્નાન કરનારે ન કરવી પ્રભુ જેવા પ્રભુ પુર્ણ અવતાર શ્રીકૃષ્ણ ભગવાન એક ભીલના બાણથી કેમ મૃત્યુ પામે એ વાત બુધ્ધિથી નથી સમજાતી એને સમજવા શ્રદ્ધા જોઇએ રોગીએ કઈ દવા આપી અને કેવી આપી એ જાણવા કરતા વૈદ્યે બનાવેલ દવાના સેવનથી જ રોગ નાશે છે

એને ભરૂ'સે રહેવાયજી ભરૂ સે રહેવાય
પરતુ ડહાપણુ નો ડોળાય એને

પડ વિપતીની વસમી વાતુ ભેરૂને ને ભણાય જી,
હેતુ હોય એ હૈયા કેરા જોખમ જાણી જાય ...૧

આચરીએ ને અગે ધરીએ જે ગુરૂજી ગાયજી,
કેમ કયુ અને શુ કરવા એવો સશય મનમા ન થાય...૨

ગગાજળમા શુ છે એવુ પાપ સઘળા જાય જી,
એમ કહીએ ઉર ન આણે જે ગગામા નાય...૩

ભીલ તણા ભાલાથી વનમા વીઠલ કેમ વીધાય જી,
બુધ્ધીથી એ વાતુ' ભારી શ્રધ્ધાથી સમજાય...૪

ફાગ સઘળા રોગ નાશે કીધુ એમ ખવાયજી,
વૈદ્યવરના વાટેલા તે ઔષધ કેમ ઓળખાય .૫

( મનહર તા· ૨૫–૮–૪૫ )

૩૫

## અવળા ઘાટ

જેને હાલના જમાનામાં પોલીટીક્સ–મુત્સદ્દીપણું અથવા કપટીપણુ કહે છે–આત્માની છેતરપીંડી, મનમાં અને મુખમાં જુદું એનું નામ પાપ અને એ નાના પાપનો એક તણખો પણ આખા પર્વત જેવડાં ચારિત્રને બાળી દે છે. પાપ વામન લાગતું હોય પણ જોતજોતામાં વૈરાટ બની જાય છે. ક્ષણીક આનંદ એ આનંદ નથી. એ તો પાપનો સન્નીપાત છે. પાપના કામનો ગુપ્ત આનંદ મળે છે પણ પ્રગટ થતાં મૃત્યુરૂપ ભાસે છે. પુર્વના સદ્દકર્મનો સુંદર ભોગવટો એનો પણ પાપ નાશ કરી દે છે. એ તો વાદી કરંડીયાના ટુકડા ખાવા જેવી વાત છે. ( અંદર સર્પ હોય છે. ) પાપ રૂપી વૃક્ષો બે દિવસ ઉગતા કોમળ અને લીલા લાગે છે પણ છેવટે એ મહાકઠોર અને ઘોર નર્કની નીસરણી બને છે. પાપના જે કમાટો પેટી પટારા એને તો તાળું વાસીને બીડયાં હોય એમાંજ શોભા છે અને ઉઘાડતાં અંદરથી ફક્ત ઉત્પાતજ નીકળે છે.

( રાગ કપરનો )

મન એવા ઘડીશ માં તું ઘાટજી,
ઘડીશ માં એવા ઘાટ એમાં હોય હાંસલનાં ભલે હાટ....

નાનો તણખો વાળી દેશે ડુંગર માથે દાટ જી,
ઘાટ અવળા વામન હોય પણ વધીને થાશે વીરાટ...૧

હૈડું હરખ્યું સાચું કે ખોટું એની બે ઘડી જોજે વાટજી,
અંધારામાં આનંદ મળશે અંજવાળે ઉચાટ....૨

આખર સવળા ફેરવી અવળા લખશે તારે લીલાટ જી,
વાદી ફૂંડના ટાઢા ટુકડા ખાવામાં નહીં ખાંટ....૩

લાગે એ દી ફુણું ને લીલાં છેવટ થાશે કાટજી,
લાભ એ દી લાગશે પણ વીઘન વાળી વાટ....૪

કાગ અવળા કામના જે બીડેલા કપાટજી,
દીધેલા એ સુંદર છે એને ઉઘાડયે ઉતપાત....૫

(મલાડ તા. ૨૫-૮-૪૫)

## ૩૬

## છાનાં કામ

ખાનગી એટલે નવાણું ટકા પાપ. એવાં છાનાં કામ કરનારનો રામ રૂઠી જાય છે. છુપું એટલે કપટ. એક ગુનાવાળું કામ ઢાંકવા માટે હજારો પ્રપંચ કરવા પડે છે છતાં આખરે પાપ છે એ પીપળે ચડીને બોલે છે. પછી માન, મોભો, મર્યાદા, મનનો આનંદ, શરીરની તાજગી અને ઇશ્વરનો રાજીપો એટલાં તો રાજીનામું દઇને ચાલ્યાં જાય છે. મૃત્યુ આવતું નથી, જીવનનો સ્વાદ રહેતો નથી, જીવન અને મૃત્યુની સંધી જેવી અવસ્થા ભોગવવી પડે છે. મોઢું કાળું બની જાય છે; આ લોક અને પરલોક બન્નેમાં એને બેસવાની જગ્યા રહેતી નથી; સુતાં નિદ્રા આવતી નથી, મનને વીસામો મળતો નથી, કાળાં કામ કરીને મેળવેલ લક્ષ્મી આખરે દુઃખમાં પરીણમી તેને ખાવા દાંત કચકચાવતી સામી દોડે છે. આઠેપહોર એનો આત્મા ફફડયા કરે છે. પાપનાં ચાર ફળ છે. ભય રોગ

શોક અને વિયોગ. એ બધાં સાથે મળી જાય છે. પૃથ્વીમાં ઉંડાં ઉંડાં ડાટેલાં પાપનાં કૃત્યો અંતે હાઉક કરી હોંકારો દે છે અને એ વખતે ફક્ત એ પાપી કપટીનો આત્મા રૂદન કરે છે.

જે કોઇ કરશે છાંના કામ જી કરશે છાના કામ
એનો રૂઠયો ફરશે રામ...જે કોઇ

એક હશે પણ આકરૂં પડશે ઢાંકવું કપટનું કામ જી,
લાખું બીજા કરવા પડશે છળ તણા સંગ્રામ....૧

માન રહે નઇ મોટપ રહે નઇ રહે ન ઉર આરામ જી,
દેહ એની તાજી રહે નઇ રાજી રહે નઇ રામ....૨

જીવન રહે નહીં કાળ આવે નહીં–છાંયાં મોઢે શામ જી,
દેવ અને દુનીઆંમાં રહે નહિ ઠરવા ઠેરાં ઠામ...૩

નેણે મીઠી નીંદર નાવે પાવે ન મન વિશ્રામ જી,
ધ્રુતેલ માયા ખાવા ધોડે જોખમ આઠે જામ...૪

ડાટયાં ત્યાંથી ડોકીઆં કરશે જે કપટનાં કામ જી,
કાગ અંતે ઉઘાડાં પડશે રોશે આતમ રામ....૫

( મજાદર તા ૨૮-૫-૪૫ )

૩૭

## પોતે પોતાને ખાય

પોતે જ પોતાનો મિત્ર છે અને પોતે જ પોતાનો શત્રુ છે. પોતે જ

પોતાનો રક્ષક છે અને પોતે જ પોતાનો ભક્ષક છે. માણસના નાશના ચાર મોટા મારગ છે. એક તો ખાય તેનું મોઢે બીજે પણ વીના માન રાખ-વાજે અકલનું અડાણું અને ચોથો બીજાની પરીક્ષા કર્યા કરે એટલે આખા જગતનો તોલ કરવા પોતે જુદો ઊભો રહે જગતથી જુદો પડતાં જગતનો તોલ તો એક બાજુ રહ્યો પણ પોતાનું જ પાતાળ સુધી પતન થાય છે. અંધારાનો ઘડીક નાશ કરતા દીવો હસે છે પણ આખરે તો દીવો અંધારી રાતના કાળા ખોળામાં સુઈ જાય છે. કપડું ધોણે ધોળે ઉજળું થતું જાય છે પણ ખરી રીતે તો એ દર વખતે બરીમા પડવાથી ખરી જતું હોય છે. ગાડી બહુ મારગ કાપે છે, એમ સૌ કોઈ કહે છે પણ મારગને કોઈ કાપી શકયું નથી. મારગ કાપવાનું અભિમાન કરના પૈ । જ ઉતરી જઈ ઘસાતા જાય છે. આખા જગતનો ગોટાળો ગણીત અને અજ્ઞાનીએ કર્યો છે. જેમ કે બાળક મોટું થાય છે, જન્મગાંઠ ઉજવાય છે પણ એ તો મોતને રસ્તે ચાલવા માંડ્યું કે એમાં જન્મ દિવસની ઉજવણી શું? ગયું વર્ષ ઓછું થયું. છતાં એ મોહમાં જગત ચાલી રહેલ છે. મરવું છે એ સાચું પણ સમજણા નથી.

(રાગ રૂપકનો)

જીવડો પડે પંડને ખાયજી પડે પંડને ખાય
એને બધું છેવટમાં ગમજાય....
જગત આખાને જોખવા પોતે જગથી જુદાં થાય જી,
ઠસો રેવા આરો ન મળે પાતાળે પટકાય...૧
અંધારાને ટાળતો ઓટ્યો દીપક મન મલકાય જી,
અંતે દીવડો અંધારાના ખોળામાં સુઈ જાય...૨

ધોણે ધોણે ધોળું કાપડ અધિક ઉજળું થાય જી,
ઉપરથી એ ધોળું લાગે પણ ભીંતર સળગી જાય....૩

મારગ કાપે ગાડીનાં પૈંડાં સૌને એમ સમજાયજી;
પંથને પૈ કાપતાં એનાં અગડાં ઉતરી જાય...૪

ગણતરીઆએ કર્યો ગોટાળો બાળક મોટું થાય જી,
કાગ દીવસ રાત ખાતું કાળને પોંચી જાય...૫

( મનહર તા ૨૫–૮–૪૯ )

## ૩૮

## એકલો

પરોપકાર કહેવો ઘણો જ મોઘો શબ્દ છે પણ પરોપકારી થવું એટલું જ દોહલું છે. કોઈપણ પ્રાણીને પોતાના નિમિત્તે સુખ મળતું હોય અને પોતાને દુ:ખ ભોગવવું પડતું હોય તો સુખેથી ભોગવવું. એનો આપણા પુરાણનો એકાદ દાખલો લઈએ. મહારાજા રંતીદેવનું રાજપાટ છૂટી ગયું. વનમા હતા. એકવીસ ઉપવાસ થયા. રાજપુત્રો પુત્રીઓ અને રાણીને ફેફાડે ફેફાડે અન્ન અન્નના ધીમા અને મૃત્યુએ મુઝવેલા સૂર નિકળતા હતા. એટલામા એક મોટો થાળ સુંદર ભોજન ભરેલો મહારાજા રંતીદેવ આગળ હાજર થયો. માયાની જાતે જેમ ઉપાધીઓ ઘેરી વળે તેમ માતે જીવો એ થાળને અધમેરાં ઘેરી વળ્યાં. એટલામા એક ચંડાળ આવે છે. મહારાજ રંતીદેવનો અતિથી

બને છે અરધુ અન્ન તેને આપે છે અડધા થાળમા જમવાની તૈયારી કરે છે ત્યા તો બીજા બે અતિથી ઉભા રહી ખાવાનુ માગે છે તમામ અન્ન તેને આપી દે છે ફક્ત પાણી વધે છે પીવાની તૈયારી વખતે કોઈ "પાણી પાણી !" કરતુ આવીને ઉભુ રહે છે, તેને આપી દે છે પુત્ર, પુત્રીઓ, રાણી અને રાજા બેભાન થઇ પડી જાય છે મહારાજ રતીદેવની એટલી કસોટી પછી દેવતાઓ પ્રસન્ન થાય છે અને પ્રગટ થાય છે "માગ, માગ, મહારાજ રતીદેવ ! અમો પ્રસન્ન થયા છીએ ! રતીદેવ બોલ્યા કે "આપને ત્યા નર્ક કેટલા છે?" "અઠાવીસ" "હુ એટલુ માગુ છુ કે એમા સજા ભોગવતા બધા જીવોને છોડી મુકો અને એની સજાના જેટલા વર્ષો થાય એટલા એકલો ભોગવુ છે કોઈ આવા માગનાર? એવા એવા જગતને ખૂણે અને ચોકમા કંઇક પરોપકારી થઇ ગયા છે પણ એના વધારે દાખલા તો હિંદુસ્તાનના ઇતિહાસમા મળી રહે છે જેમ મહારાજ રતીદેવ તેમજ શીબી રાજા, દધીચી મુનિ જેણે દેવતાઓનુ ભલુ કરવા પોતાના બરડાઓનુ હાડકુ કાઢી આપ્યુ જેનુ ઈંદ્રે વજ્ર બનાવ્યુ આપણા પુરાણોમા તો એવી અનેક કથાઓ છે જેને મત અથવા મોટા માણસ કહેવામા આવે છે તેને પોતાના દુખની ફરીયાદ કરવાની અખત મનાઇ છે એણે તો એ ભોગવતા ભોગવતા પણ પોતાની કોઇ શક્તિથી બીજાને શાંતિ આપવી હે મહાપુરૂષ, કુટુંબને, ગામને, દેશને કે એક પણ માણસને તુ તારી શક્તિથી શાંતિ આપી તારા દુ ખ એકલો ભોગવ છે કોઈ પણ કાર્યરૂપી દરીઓ તરવા સાથે લીધેલા મિત્રોને પાર પહોચ્યા તા જરૂર પડે તો તુ એકલો જ મરી મટજે તારી સુન્દર કિર્તીમા સહુને ભાગીદાર કરજે અને એમા અપયશ મળી જાય તો તુ એકલો ઓઢી લેજે કુમકુમાવતીનો વરસાદ તારા પર વરસે તેમા મેનિકોને ભાગ આપજે પણ મુશ્કેલીરૂપી ઘણના ઘાવ તું એકલો જ ઝીલી લેજે

નીચના પ્રપંચથી અથવા રક્ષણ ખાતાની ખટપટથી કોઇ નિર્દોશી માનવીને ફાંસીને માંચડેથી ઉતારી લઇ તું એકલો તે માંચડે ચડી જાજે. વૈકુંઠનું વિમાન તને લેવા આવે તો એમાં સૌ સાથીઓને સાથે લઇને જજે. રસ્તે ચાલતાં નર્કમાં જવાનો હુકમ મળે તો મિત્રોને વૈકુંઠ તરફ રવાના કરી તું એકલો દોજખમાં ચાલ્યો જજે. મળેલું ધન વ્યવસ્થીત રીતે વ્હેંચી આપીને ગરીબી તારે ભાગે એકલો લઇ લેજે.

તારા વસ્ત્રોની વહેંચણી બધાં ઉઘાડાંને કરી આપજે અને એમાં એક કાછડી ભર રહેવું પડે તો તું એકલો જ ઉઘાડો રહેજે. પ્રસન્નતાનો થાળ તારી આગળ આવે એમાં ભાગ લેવા બધાંને નોતરું આપજે. પણ દુઃખની મીસારૂપી ઉનો નિસાસો તો તું એકલો જ ભરી લેજે. જગતરૂપી સમુદ્રમાંથી મહેનતે પ્રાપ્ત થએલાં ચૌદ રત્નો એટલે વૈભવ, વિલાસ, મહત્વકાંક્ષા; સત્તા; ધન, સુખ, વગેરે વિષ્ણુ આદી બધા દેવોને આપી દઇ અને એ બધા મળેલું સુખેથી ભોગવે એટલા માટે છેવટે દરીઆમાંથી નિકળેલું હળાહળ વિષ પીવા તું જગતરૂપી સાગરને કાંઠે મહાદેવ બનજે. ( એ વિષ એટલે કુટુંબ કલેશ, અનીચ્છનીય મરણો, ખોટા આક્ષેપો મિત્રોની દગલબાજી, સારૂં કરો તે ગળું કાપવા ઉભો થાય. વિશ્વાસંઘાતકો અને રાજાની મૈત્રી એટલાં સંસારનાં વિષ રહ્યાં છે, મરવું જ નથીઃ ઇશ્વર જેવી કોઇ વસ્તુ નથી. એવા વિચારકો અને પશુબળવાળાઓને રાવણના જેમ હિરણ્યકશપુના જેમ; કૌરવોના જેમ; ઔરંગઝેબોના જેમ અને છેવટે ચર્ચીલ; હીટલર; અને રૂઝવેલ્ટના જેમ આખી ધરતી હજારો વર્ષ ભોગવવા દેજે અને શાંતિથી તારા જીવન બ્હેવાર માટે એક ઘુડનું ઘર એકલો બનાવી લેજે. પોતાનું ધાર્યું ન થાય. એજ દુઃખ એજ ક્રોધ, અને એજ કલેશ. બધું જ પોતાનું ધાર્યું સફળ થશે એવા ખોટા વિચારકોને હારે ત્યારે સુખેથી રોવા દઇને તું તારી હાર હસતાં હસતાં કબુલી

લઈ એને સુધારવા એકલો પ્રયાસ કરજે.

બુધ્ધી છુપાવવી અને પોતાની ભૂલ કબુલવી એ મહાપુરૂષનાં લક્ષણ છે. સૌ કોઈ તારા કરતાં ડાહ્યા છે, ચતુર છે, અને હુશિયાર છે એમ મુર્ખને પણ માનવા દેજે. અને એ માન્યતાથી આગલા તને છેતરવા આવે તો સમજી ગયા છતાં તું એકલો છેતરાઈ અને છેતરનારને રાજી થવા દેજે. અનંત રીતે માણસ માણસનું ખૂન કરી રહ્યો છે. કોઈ કલમથી, કોઈ આંખથી, કોઈ માત્ર વિચારથી, કોઈ નજરારથી, તો કોઈ ખોટો અપયશ ફેલાવીને, જે તારું લોહી પીવા તરસ્યા હોય તેની હામ ખુશીથી તું એકલો પુરી થવા દેજે. હે કાગ તું તો પક્ષીઓમાં બહુ ઉત્તમ પ્રાણી નથી પણ તારા હંસ જેવા મિત્રો હોય, તેના સદ્‌વાસમાં તારા મિત્રોને મોકલી દેજે અને તારા દુર્ગુણને તું એકલો અનુભવતો રહેજે. હે કાગ તું ભક્ત કહેવાયો શો માટે છેવટે તારું ધન; માલ અને વ્યવહારીક કિંમતી લાગતી વસ્તુઓ રૂપી સુંદર બધાં વાછંત્રો કોઈને પણ આપી દઈ. ભક્તોને શોભે એવો તંબુર તું એકલો લઈને હરિસ્મરણ કરજે.

તારી શીતળ છાંયલડીમાં સૌને સુવરાવી,
તું તપજે તારા સંતાપ એકલો;
જળ તરવા સાગરનાં સૌને સાથે લેજે,
 બુડી જાજે આશા બધી તું એકલો...૧

તારી ફોરમમાં ફોરમ સૌ કોઈની ભેળવજે,
તું થાજે બદબોનો ધણી એકલો;
કુલફુલના ઘાવોમાં સાથીને આરા દેજે,
તું સહજે ઘણાના ઘાવ એકલો...૨

કોઇ નિર્દોશી ફાંસી લટકેલને જીવાડી,
ચડી જાજે શુળી પર તું એકલો,
તારી વસ્ત્રોની પાંખે સૌને ઢાંકી દેજે,
બસ રેજે ઉઘાડો તું એકલો...૩

ધન છોળ્યું રેલવજે સૌને બ્હેંચી દેજે,
લઇ લેજે ગરીબી ભાગ એકલો;
તારે વૈકુંઠને કેડે જગને તેડાં કરજે,
બસ જાજે દોજખમાં તું એકલો...૪

ખુશખુશના મેવાને સહુ આગળ ધરી દેજે,
ભરી લેજે ઉનો નિસાસો એકલો;
ચૌદ રત્નો મંથનનાં વિષ્ણુને દઇ દેજે,
શીવ થાજે સાગર કીનારે એકલો...૫

ચીરંજીવીઓને ધરણીના છેડા દઇ દેજે,
કરી લેજે કાચી મહુલી એકલો;
રણ લડતા લડથડતા ક્ષુદ્રોને રોવા દેજે,
તું હસજે હારીને હૈયે એકલો ..૬

હુશીઆરીની ગાંસડીઓ સૌને બંધવજે,
છેતરાજે સમજ્યા છતાં તું એકલો;

કોઈ રક્તોના તરસ્યાની તૃષ્ણા ઓલવવા,
તુ પાજે તારાં રૂધીર એકલો...૭

તારા હંસોના ટોળાંમાં સૌને હેળવજે,
પણ રેજે તું તારે કાગ એકલો;
તારાં સુંદર વાજીંત્રો મિત્રોને દઈ દેજે,
લઈ લેજે તારો તંબુર એકલો . ૮

( સોઢવદરીની નદીએ તા. ૨૦-૯-૪૫ )

## ૧

## વાણીઓ

ગીનનું નામ વાણીઓ રાખ્યું છે. એ તો નાનીશી હૃદયની જાતી ભાવના છે. ક્યાં ગાંધીજી અને ક્યાં હુ ગામડીઓ બીનઅનુભવી કહેવાતો કવિ! છતાં પણ હૈયાના ભાવને કોણ રોકી શકે? જગતના ઉંઘેલા લ ગોરબંધ વિરાટને ફક્ત ત્રીશજ વર્ષમાં જેણે ઢંઢોળી જગાડયો. નવી મૃષ્ટિ સરજી. સમ્રાટોના સમ્રાટની ભૂલ બે કાન પકડાવી કબુલ કરાવી. સારાએ લોકસમુહનું, એક અંગ બનાવી તેના પર અમૃત છાંટયું. આ રહ્યાં નીચે એ તપસ્વી સંતના અમૃત બોલઃ ફક્ત ૧૨૪—

૧ સત્યઃ

૧ સત્ય એજ પરમેશ્વર છે. ૨ સત્ય સ્વયં પ્રકાશ અને સ્વયં સિધ્ધ છે. ૩ સત્ય જગતના જેટલું જ પુરાતન છે. ૪ જગતમાં આકરામાં આકરૂ વ્રત સત્યનું છે. ૫ સત્યનું આચરણ એજ આપણું મુક્તિનું દ્વાર છે. ૬ સત્યનો જ જય છે એવું ઇશ્વર વચન છે. ૭ એવા સત્યના આગ્રહી આપણે થોડેઘણે અંશે થઇએ તો સ્વરાજ મેળવીએ.

## ૨ અહિંસા:

૧ અહિંસાનો અર્થ વિશ્વવ્યાપી પ્રેમ ૨ અહિંસા એ તો શુધ્ધિકારક આત્મબળ છે ૩ અહિંસા એ સર્વવ્યાપક અચલિત નિયમ છે. ૪ બીજાનું માથુ કાપવા કરતા પોતાનું જ માથુ ફગાવી દેવુ જોઇએ ૫ મારવાની હિંમત કરતા મરવાની હિંમત વધારે સારી છે ૬ પ્રજાને મારીને પૂણ્યવાન પણ ન બનાવાય ૭ અસભ્યતા એક પ્રકારની હિંસા છે ૮ કુવિચાર માત્ર હિંસા છે. ૯ અહિંસા વિના સત્યની શોધ અસભવીત છે. ૧૦ સત્ય અને અહિંસા કરતા વધારે મોટી શકિત જગતમા નથી. ૧૧ હિંદુસ્તાનનુ તારણ શાંતિ વીના અશકય છે.

## ૩ બ્રહ્મચર્ય:

૧ બ્રહ્મચર્યનો પુરો ને બરાબર અર્થ બ્રહ્મની શોધ ૨ બ્રહ્મ સૌમાં વસે છે. ૩ જીતેંદ્રિય એટલે જેની ઇંદ્રિયો કાબુમા છે તે. ૪ બ્રહ્મચર્યનું ખંડન કરનાર પુરૂષ છેવટે નપુંસક બને છે ૫ રોગીને પ્રજા ઉપજ્યે કોને લાભ? ૬ ક્ષયથી પીડાતો પ્રજોત્પત્તિ કરે તો કેટનો અત્યાચાર. ૭ શાંતિ એ પણ એક સુક્ષ્મ વીર્ય છે ૮ શાંતિનો સચય કરનાર પ્રૌઢ બ્રહ્મચારી બને છે ૯ આધ્યાત્મીક બ્રહ્મચર્યની પણ આવશ્યકતા છે. ૧૦ જે પુરણબ્રહ્મચારી છે તેને માટે આ સંસારમા કશું અસાધ્ય નથી

## ૪ પ્રેમ:

૧ આકર્ષણ શકિતનુ નામ પ્રેમ છે. ૨ પ્રેમ વીના જગત ન જીવે. ૩ આખા જગત પ્રત્યે પ્રેમ રાખતાં શીખવુ તેમાં ઇશ્વરની

ઓળખ છે. ૪ જ્યાં પ્રેમ છે ત્યાં ક્ષેમ છે. ૫ પ્રેમ તો પારસમણી છે. ૬ પ્રેમબીજનુ ફળ અગણીત પ્રેમફળ જ હોય.

૫ ઇશ્વર:

હુ ઇશ્વરને સર્વશક્તિમાન ગણુ છું. ૨ ઇશ્વર ચાહે તે કરી શકે છે. ૩ ઇશ્વરની પૃથ્વીની ધરી ઘસાતી નથી. ૪ ઇશ્વરનો જીવાડયો હું જીવુ છું. ૫ નિર્ગળને જ બળ રામ આપે છે. ૬ ઇશ્વર નોંધારાનો આધાર છે. ૭ ઇશ્વર સારાનો ભુખ્યો નથી. ૮ સ્વાતન્ત્ર્યમાં આપણો પ્રવેશ પ્રાર્થનાભર્યો હોય. ૯ પ્રાર્થના સારૂ ઇશ્વરમાં જીવંતશ્રદ્ધાની જરૂર છે. ૧૦ ઇશ્વર સર્વ સ્થળે વસે છે. ૧૧ સૃષ્ટિમાં એક અણુ એવું નથી કે જેમાં ઇશ્વરનો વાસ નથી. ૧૨ ભગવાન અદૃશ્ય છે, અદૃષ્ટ છે. ૧૩ હું છેક ગરીબ હિંદના જીવન સાથે મારા જીવનનું અનુંસંધાન કરવા માગું છું. ૧૪ ઇશ્વરનાં દર્શન મને તો બીજી રીતે ન જ થાય.

૬ યજ્ઞ:

૧ ખરેખરી ઉન્નતિ સારૂ પ્રાણાર્પણુ કરવા તૈયાર રહેવું એ યજ્ઞનો સામાન્ય એવો અર્થ છે. ૨ તમારી પાસેથી હું શુધ્ધમાં શુધ્ધ યજ્ઞ ઇચ્છું છું. ૩ ઇશ્વરના દરબારમાં શુદ્ધ બલિદાન જ સ્વીકારાય છે. ૪ યજ્ઞ વીના પૃથ્વી એક ઘડી પણ નભી ન શકે. ૫ આહુતિ વિશુદ્ધ વસ્તુની જ અપાય. ૬ હિંદુસ્તાનના રોગીની દવા નિર્દોષનુ બલિદાન છે.

૭ સ્વદેશ:

૧ સ્વદેશી એટલે આર્થિક સ્વતંત્રતા. ૨ સ્વદેશી એટલે સ્વરાજ પણ કહેવાય. ૩ ખરી સ્વદેશીની વ્યાખ્યા એજ કે જેમાં ૩ ઉપરની બધી

ક્રિયા તે તે ગામ કે તાલુકામા થએલી હોય ૪ ગામનુ સ્વદેશી એટલે ગામમા જ બનેલુ. ૬ સ્વદેશીમા ધર્મનુ સુગ છે. ૭ સ્વદેશી અમારી ધર્મનિર્મિત ફરજ છે એ તીલકગીતાનો ઉત્તરાર્ધ છે ૮ સ્વદેશી એ તો શાશ્વત છે ૯ સ્વદેશીમા સ્ત્રીઓના શિયળની રક્ષા છે ૧૦ સ્વદેશીમા ઇશ્વરભક્તિ છે ૧૧ સ્વદેશીમા હિંદુસ્તાનનો શુધ્ધ છુટકારો છે ૧૨ રેંટીઓ એ પણ એક પૂજનીય ગાય છે ૧૩ રેંટીઆની રક્ષા એ પણ ગૌરક્ષા છે ૧૪ ખાદીમા હું બાહુએ જતો જોઉ છુ ૧૫ ખાદીમા સૌંદર્ય રહેલુ છે ૧૬ ખાદીમા આત્મા રહેલો છે

૮ કેળવણી.

૧ આપણે મનુષ્ય બનવુ એ પ્રથમ ભણતર છે ૨ અક્ષર જ્ઞાનથી મનુષ્યત્વ નથી આવતું ૩ વિદ્યાના મોહને હુ વખોડતો નથી ૪ જે વિદ્યાથી ધર્મને સાચવી શકીએ તે જ વિદ્યા ૫ એ જ વિદ્યા જે ત્રિવિધ આર્થિક, સામાજીક, અને આધ્યાત્મિક મુક્તિ અપાવે. ૬ જે વિદ્યાથી આપણી મુક્તિ દૂર થાય છે તે વિદ્યા ત્યાજ્ય છે ૭ હિંદુસ્તાનનુ દરેક ઘર વિદ્યાપીઠ છે—મહા વિદ્યાલય છે માતાપિતાઓ આચાર્યો છે ૮ હુ બાળકો પાસે પાઠ્ય પુસ્તકો મૂકવા ઇચ્છતો નથી ૯ શિક્ષકોને પોતાના પાઠ્ય પુસ્તકો વાચવા હોય તો ભલે વાચે ૧૦ મારુ ચાલે તો હુ બે અને ચાર પૈસામા પુસ્તક કાઢુ ૧૧ રાષ્ટ્રને મારુ મરતા શીખીએ રાષ્ટ્રને સારુ દાઝ કેળવીએ એમા જ રાષ્ટ્રિય શિક્ષણ રહેલુ છે

૯ અસ્પૃશ્યતા:

૧ મારી દૃઢ માન્યતા છે કે અસ્પૃશ્યતા એ અધર્મ છે ૨ ગીતાજીમા પણ વર્ણ બધ્ધા નથી ૩ અસ્પૃશ્યતા એ હિંદુ ધર્મનુ દુષણ છે ૪

અસ્પૃશ્યતા એ બુધ્ધિ ગ્રહણ કરી શકતી નથી. ૫ આપણે ઉંચા ને બીજા નીચા એ વિચાર જ નીચ છે. ૬ હું કાંઇ પાણી, રોટી કે બેટી-વ્યહારની હિમાયત નથી કરી રહ્યો. ૭ હું તો કહું છું કે કોઇ પણ મનુષ્યને અડતાં આપણે પાપ કરીએ છીએ એ ભાવના જ પાપરૂપ છે. ૮ અસ્પૃશ્યતા ન જાય તો સ્વરાજ તો ન જ મળે.

૧૦ ગ્રામ્યલોક:

૧ હિંદુસ્તાન કંગાલ છે. ૨ હિંદુસ્તાનમાં લાખો માણસોને એકજ ટંક ખાવાનુ મળે છે. ૩ હિંદુસ્તાનમાં લાખો નાગા ફરે ત્યારે મારે શું કરવું? ૪ છવટે સવા માસ કચ્છબર રહી અનુભવ તો લઉં. ૫ હિંદના કરોડો ખેડૂતોનો પોષાક ખરેખર કચ્છ છે. ૬ હિંદુસ્તાન તેના શહેરોમાં નથી. ૭ હિંદુસ્તાન તેના ગામડાંમાં વસે છે. ૮ હિંદુસ્તાનરૂપી વિરાટના પગ સુકાવા લાગ્યા છે. ૯ હિંદુસ્તાનના કરોડો હાડપીંજર કરૂણાની મુર્તિઓ છે. ૧૦ જો આપણે ગામડીઆ જીવનમાં સુધારો-વિકાસ કરી શકીએ તો બીજુ બધુ એની મેળે સુધરી જશે.

૧૧ સ્ત્રી:

૧ અબળા એ વિશેષણ આત્માને વિષે લાગુ ન જ પડે. ૨ આત્મબળ આગળ બુદ્ધિબળ અને શરીરબળ તૃણવત્ થઇ જાય છે. ૩ સ્ત્રીને અબળા કહેવામાં અજ્ઞાન રહેલું છે. ૪ ધર્મ સાચવવો એ તો સ્ત્રીઓના જ હાથમાં છે. ૫ સમાજનો પાયો ઘર છે અને ધર્મ ઘરમાં કેળવવાનો છે. ૬ ઘરની સુવાસ આખા સમાજમાં ફેલાશે. ૭ સ્ત્રીઓ ધર્મ તજશે તે દિવસે આપણો ધર્મ નષ્ટ થશે. ૮ જ્યારે હિંદુસ્તાનની બ્હેનો જાગ્રત થાય ત્યારે સ્વરાજને રોકનાર કોણ છે?

૧૨ અસહકાર:

૧ અસહકાર એ સોનાં જેવું શસ્ત્ર છે. ૨ અસહકાર એ દ્વેષ કે વેર-નથી. એ તો ધર્મનું આચરણ છે. ૩ દાવાનળથી દુર નાસો તેમ અસત્યથી અન્યાયથી નાસજો. ૪ નાસવું એટલે અસહકાર. ૫ સર્વ ધર્મનું શિક્ષણ છે કે પાપની સાથે અસહકાર કરવો એ પરમ ધર્મ છે. ૬ જે અસહકારમાં પ્રેમ નથી તે રાક્ષસી છે. જેમાં પ્રેમ છે તે ઈશ્વરી છે. ૭ પ્રેમ વડી ચાવી છે. એટલુંજ નહીં પણ એજ એક ચાવી છે. ૮ હિંદુસ્તાનની ઉન્નતિ શાંત અસહકારથી જ થવાની છે.

૧૩ દેશીરાજ્ય:

૧ સ્વરાજનું કાર્ય એ આખા ભારતવર્ષનું છે. દેશીરાજ્યોનો સ્વાર્થ, કંઈ થોડો નથી. ૨ આ ચળવળ રાજાનો સત્તાનો કે ધનનો નાશ કરવાની નથી પણ તેને સ્વચ્છ કરવાની છે. ૩ જેટલે અંગે પાખંડ ઘટે એટલે અંગે સ્વરાજની શીશીનો પારો ઉંચે ચડે.

૧૪ સ્વરાજ:

૧ આપણે તો રામરાજ્યનો અર્થ સ્વરાજ–ધર્મરાજ–પ્રજારાજ કરીએ છીએ. ૨ પ્રજાનાં સત્યમાં, પ્રજાની દ્રઢતામાં, અને પ્રજાની સહનશિલતામાં સ્વરાજ રહેલું છે. ૩ સ્વરાજ એટલે પોતા પર પોતાનું રાજ, મન પર આત્માનું રાજ. ૪ સ્વરાજનો મોટામાં મોટો અર્થ એ છે કે નબળાનું રક્ષણ કરવું. બળીઆથી ન ડરવું. ૫ સ્વરાજ્ય એટલે સ્વાશ્રય. ૬ સ્વરાજ એ મનોદશા છે.

સત્ય—અહિંસા—સ્વરાજ

આ અમૃતના પ્રભાવે એણે મુડદામાં ચેતન મુક્યું અને એ અમૃત-

પ્રયોગ જ્યાંસુધી એમના પંથીઓ કે અનુસરનારાઓ અને હિંદીઓ કે કોઇ માનવી અનુસરશે ત્યાં સુધી અમર જ છે. એ તપસ્વીનાં અમૃતબિંદુ તો જુઓ (અસભ્યતા એ પણ હિંસા છે.) મને એક પ્રસંગ યાદ આવે છે રાજકોટનો. છેવટે એ સંતે ભાખેલું કે આ લડતમાં મને હિંસાની ગંધ દેખાય છે. દરબાર વીરાવાળાપર મોરીસ ગ્વાયરના ફેંસલાની લટકતી તલવાર તોળી રાખી અને એનો હૃદયપલટયો ઇચ્છયો એ પણ હિંસાજ છે. (તું હસજે હારીને હૈયે એકલો.)

આ ગીતમાં પહેલેથી અત્યાર સુધીના કુલ આઠ પ્રસંગો લખેલા છે. દેશવ્યાપી સમગ્ર અંધકારની જનેતા એવી બ્રીટાનીઆના હૃદયમાં એ દીવારૂપે વસ્યો. હિમાલયથી રામેશ્વર; દ્વારિકાથી કલકતાના વિરાટ હિંદમાં એ દેશદાઝનો અગ્નિ બન્યો. કંગાલ, અધમ; નિર્બળ—એવાં પરાધીન હિંદીઓરૂપી મુડદામાં એ આત્મા બની બેઠો. હરિજનોની નાવડીમાં એ ટંડેલ (નાવિક) બન્યો. ભાંભરતાં ઢોર સાફક જે સમ્રાટોની સત્તાએ રાજા મહારાજાઓને હાંક્યા. (ફેડરેશન) પણ એ સત્તાની લાકડીથી એક કુબળો વશ ન થયો. જે ત્રાજવે જર્મની, અમેરીકા, આફ્રીકા, જેવા મહાન દેશોના તોલ કરી લીધા એ ત્રાજવે (બ્રીટનની શક્તિ) એક મુઠી હાડકાંનો માનવી ન તોળાયો. બે વાર ખાદી પહેરી હાથમાં લાકડી લઇ, અર્ધનગ્ન તપસ્વી ગોળમેજી પરિષદ વખતે સમ્રાટને એના મ્હેલમાં ગાજ્યો, ત્યાં પોત્તાના જ—હિંદીઓના કજીઆથી થાકેલો એવો ડોસો ડ્ધીરને આંસુએ રોઈ રોઈ આંસુ લુછી ખડખડ હસ્યો, ઘણો લાંબો વિચાર કરીને (ગોળમેજી વખતે આંબેડકર સામે પડેલો) કઠોરતાની જનેતા સમાન ઝીણાને સત્તર દિવસ મળવા ગયો, ફુણો માખણ બનીને. ખરેખર એ તો યમરાજને પણ હાકલે એવાં હજારો વજ્ર સમાન કઠોર છે-વાણીઓ. લોકાપવાદ, સત્તાની કરડી નજર, સમ્રાટ અને સામા પક્ષોની હજારો ધારા

ચીછરતી ગંગાને શિવસમાન પોતાના માથામાં ઝીલી લીધી પણ એમાંથી એક ટીપું પણ હેઠું ન પડયું એવો એ અઘોર છે વાણીઓ. એરણ અને ઘણ વચ્ચે સિધ્ધાંતવિહોણો ગમે તેટલા ઘાવથી લાંબો પહોળો ન થયો પણ ઘાયેં ઘાયે' ખખડયો (હસ્યો). યમને રામરામ કરવા મળવા જતાં યમરાજ સંતાઈ ગયા. એવો એ છે વાણીઓ. એ ખોખડધજ એક જ વખત ખખડી ગયો. મહાદેવભાઈ અને કસ્તુરબાને પોતે બાળ્યાં ત્યારે. કાળા નાગ જ્યાં કુફાડાં મારે છે એવી સમ્રાટની સત્તા અને રાજસ્થાનોની કાલિંદીમાં પડવા સૌ કોઈએ ના પાડેલી પણ એ તો સત્ય રૂપી કદંબ વૃક્ષ પર ચડી અને વિખના ધરામાં ત્રાટકયો. વિષ તો એને ન ચડયું પણ એ ફણિધર મણિધરના વિષને હરીને અહિંસાના તાલથી એ સર્પોના માથા પર નાચ નાચ્યો એવો છે એ વાણીઓ. આજે તો કોઈએ દઢ કરેલ સિધ્ધાંત ફકત બીજે જ દિવસે બદલી નાખવો પડે એવો કાળ ચાલે છે. અણુંબૉંબ જેવા વિનાશશકિતને ત્યાં પુત્રો જન્મ લે છે, ભાઈભાઈનાં લોહી પીવા મોઢાં ફાડે છે, ત્યાં સત્ય અહિંસા અને ચરખો એ ફકત ગાંડાઈ લાગે. છતાં પણ લડતા મરતા લડવા સજ્જ થતા, લડીને વિજયી બનતા, સૌ કોઈ માનવીના હૈયાને તળીએ હાશ...એ શબ્દની શોધ થઇ રહી છે અને એનું નામ શાંતિ. વિનાશકશક્તિ ગમે તેટલી વધે, ફુલે, ફાલે પણ હોળી છે. મરતાં મરતાં રાવણે પણ કહ્યું કે દેવ, દાનવ, બધાને ચાકર બનાવ્યા પણ શાંતિ ન મળી. છેલ્લે છેલ્લે વનમાં ધૃતરાષ્ટ્રે કુંતાની આગળ એકરાર કર્યો કે હિંસા અને કપટથી કોઈને સુખ મળ્યું નથી. અરે શાહબુદીનને પુછો કે દિલ્હીની ગાદીનું સુખ કેવું છે ? મોગલ; તઘલખ; લોદી અને પઠાણો કયાં છે ? મહાભારતમાં બાણશય્યા પર પડેલા ભીષ્મપિતામહે કરણને બોલાવેલો. બધાને ખસેડી કરણના કાનમાં કહ્યું કે હે કરણ તું મને તારો સમોવડીએ મનમાં ગણતો અને મારાથી તારો તેજોવધ થાય છે એમ તને લાગતા

કરતું. હુ તો જાઉં છું. હવે તું અને દુર્યોધન એ જ રહ્યા અને દુર્યોધન તારૂં કહેવું કરે છે તો કોઇ રીતે લડાઇ અટકાવજે એ મારી છેલ્લી ભલામણ છે. કારણ કે લડીને લીધેલું છેવટ દુ:ખમાં પરિણમે છે. એ મંત્રની મુર્તિ આજે જગત આખામાં કોઇ હોય તો પૂજ્ય પિતા ગાંધી. પણ એનું અમૃત આજના ક્ષણીક આવેશોઓને કદાચ બહુ ગમતું નહીં હોય છતા સત્ય સત્ય અને સત્યને અખાડે એવે છે એ વાણીઓ. એને ભરખી જવા વિશ્વાસઘાતની, કપટની; ભયની; લોભની, માનની અને હિંસાની ભુતાવળો દોડી પણ અનાયાસે એ વાણીઆના વિરાટ મુખમાં પેસતા જ એ બધી ભુતાવળો અહિંસા અને સત્યના રૂપમાં ફેરવાઇ ગઈ. જય હો ગાંધી મહારાજ.

> ઘોરઘટમ અંધારાની માતાના મનમાં
> એક દિવડો સળગાવી બેઠો વાણીઓ.
> દધી સાતેને તળીએ હિમાલયને હવે
> હુતાશન સળગાવી બેઠો વાણીઓ........
>
> સ્મશાને મુડદાઓને કાને કંઈ કીધું
> કઇ મુડદાં જગાડી બેઠો વાણીઓ;
> હરિજનની નાવડલી નોધારીને તારી
> હંકારી નાવીક બનેલ વાણીઓ....૧
>
> મઈ સત્તાને જડીએ બાલરતાને ઘોળ્યાં
> ઘોળ્યો હાટયો ન એક વાણીઓ.
> જે ત્રાજવડે પૃથ્વી પાતાળોને તોળ્યાં
> તોળ્યો તોળાયો નઈ વાણીઓ...૨

અધઢાંકયો ઉભો જઇ સમ્રાટોને મ્હેલે
પગ રોપી અંગદ સમાન વાણીઓ.
નિજ જનને કંકાસેથી કાયો દીલ રોયો
મુખ હસીઓ આધું વિચારી વાણીઓ.—૩

નિશ્ઠુરતાની માતાને સામે મળવા ગ્યો
ત્યાં માખણ થઇને મળેલ વાણીઓ.
નવ હાથે કોમળતા ચમદુતોને મળતાં
શત વજ્રો જેવો કઠોર વાણીઓ—૪

સત ધારા ચીઢરતી ગંગાજીને ઝીલવા
ધરી મસ્તક ઉભો અડોલ વાણીઓ.
જટજુટમાં ભરમાણી વીશ્નુપદી મુંજાણી
અંકળાણી એવો અઘોર વાણીઓ—૫

ખખડયો ન ઘણુ ઘાવે એરણ પર ખડખડતો
ચમદારો ખખડાવી બેઠો વાણીઓ;
સુત મહાદેવ કસ્તુરબાને જ્યારે સળગાવ્યાં
ખખડી ગ્યો એ ખોખડધજ વાણીઓ—૬

કાલીંદીને કી ના રે યમુનાંજીને આ રે
સહુવારે કુદી પડેલ વાણીઓ;
વિષધરનાં વિષ હરીઆં મણીધરની
ફણિફણિપર નાચ્યો નિઠુર વાણીઓ—૭

કાગ હિંસાને ગોળે જગ ઢોળે જળ રક્તો ત્યાં
અણહિંસક ખેલે અખાડે વાણીઓ;
ગણુ ભુતોના ભભકયા ઉતાવળથી ભ્રખવા
ત્યાં-ભરખી ગ્યો ભુતાવળને વાણીઓ—૮

( મલાર ખારાને એતર ૨૫-૯-૪૫ )

૨

## ગાંધી વરખડી

કપાસની સાથે ગાંધીજીના જીવનની સરખામણી છે. કપાસનું ઝીંડવું કોઇ લાલચી પોપટોને નિરસ લાગે છે. એ ઉપરથી ભીંતર સુધી એકરંગું અને ઉજળું છે. એ ચરખે પીલાય છે છતા એનો ધર્મ છોડતું નથી. પછી એને મોટા વધને સુડે છે ત્યારે વધારે ઉજળું અને કુણું બને છે. પછી એની પુણીઓ બનાવે છે. અને રેંટીએ એનું શરીર વણી નાખે છે છતાં ઉજળું ને ઉજળુ. ખૂબ વળ ચડાવી એનાં અંગ ભેદી નાખે છે છતા એનુ મો કાળું બનતું નથી—હસ્યા કરે છે. અને રેંટીઆમા રામ રણુંકા જ ગજવી રહે છે. પછી એને શાળમાં બાંધે છે ટાઢ તડકા સહન કરવા પડે છે. એમાંથી એ કાપડ બને છે. દરજી એને કાપી અને કપડું બનાવે છે પછી એને અંગે અંગે સોય કરે છે દોરાથી એને સીવી લે છે છતા એ માનવી માત્રના શરીરનુ ઢાંકણુ બને છે અને એનો ધર્મ એ કદી લાવતું નથી. કેટલીયે વાર એને ગાદનામાં ભરવામાં આવે છે તો પણુ એ પોતાના શરીર પર સૌને સુવરાવી આનંદ માને છે. કદી કોઇને રૂ નડતુ નથી. એનાં હાડકાં રૂપી જે એની સાંઠી ( વરખડી ) તે ગરીબોને

અર્પણ કરી દે છે અને રંકની ઝુંપડી પર ચડે છે (ગરીબ માણસ વાંસડાને બદલે વરખડીનો ગુથીને ડો બનાવી ઘર પર પાથરે છે.)

(જી રે વાલા તારા મ્હેલોમાં અત્તર બેક રે-એ રાગ)

જી રે બાપુ જીવન તમારાં એ તો વણની વરખડી રે,
સુકલાને નીરસ ચાંચે.
જી રે બાપુ ઉજળું પંડયે ને એની કુણ્યું અનોખી રે,
એ તો ભીતર પણ ઉજળું ભાસે.

ચરખે પીલાણું તોય એની ધીરજ ન છાંડયું રે,
એ તો સોટાને ઘાયે સુકાણું.
જી રે બાપુ અંગડાં નીચોવી એની પુણીયું બનાવી રે,
એ તો રેંટુડાની ત્રાકે કંતાણું......... ૧

જી રે બાપુ વળ રે ચડાવી એનાં દીલડાં વલોયા રે,
એને દુઃખતો પડેલું અણ તોલ્યું,
જી રે બાપુ સંકટની શયામાં એનું હસવું ન છાંડયું રે,
એ તો રામનો રણકાર બોલ્યુ........ ૨

જી રે બાપુ શાળુમાં બંધાણું ટાઢ તડકાને સહીઆરે,
કાપડ બન્યું અંગડાં કપાવી,
જી રે બાપુ સોયે રે વીંધાણું પરનાં છીદરોને ઢાંકયાં રે,
તોય એના અંગડામાં ખોટપ નાવી........ ૩

છ રે બાપુ સાધરે પડ્યું ને સૌને ઉપર સુવાડયાં રે,
એ તો કાગ ન કોઇને નડીઅું,
છ રે બાપુ હાડકાં પોતાનાં લઇને ગરીબોને સોંપ્યાં રે,
છેવટે રંકની ઝુંપડીએ ચડીઅું....... ૪

[મલદર, સંવત ૧૯૮૯ માગશર વદ ૧૪]

૩

## રોતી જનેતા

હિંદમાતાને દરીઆ વચ્ચેના ભયંકર કિલ્લામાં પારાધીઓએ પુરી દીધી. એના હોઠ સીવી લીધા–( વાણી ). આંખ્યું પણ સીવી લીધી–( જોએલુ ન કહેવાય ). પછી એના અંગમાંથી લોહી કાઢી એ લોહી-તરસ્યાઓની પંગત લોહી પીવા બેઠી. માતાના દીકરાઓએ લોહી પીરસવાનાં વાસણો હાથમા લીધાં–( દેશદ્રોહી ). એમાથી એક જ દીકરો ( ગાંધી ) ઉભો થયો. બધા ભાઇઓને સમજણ પાડી કે માનું લોહી ન વહેંચાય. એના ગોઝારા લોહીભીના હાથ પકડી બેસારી દીધા. પણ આ કૃત્યને જોઇ બધા જ દેશોની માતાઓ કંપી ઉઠી. ફક્ત ભુરીઆં લટુરીઆં-વાળી જળરાણી, ધોળા મોઢાવાળી ( ગોરા ) એક જ હસી–ખીદાનીઆ.

જનેતા ઝુસકે રોતી જાયાની વાટડી જોતી.
વાયાં જુગ જુગમાં વ્હાણાં રે વાયાં દેશદેશનાં વ્હાણાં રે;
‹ બંધીવાન એક અભાગણી માતનું · વાયું ન સુખનું વ્હાણું રે...૧

પરાધીએ કેદમાં પુરી રે, બેટા મારી હાલત બુરી રે,
ઝુરી ઝુરી જાય છે વેરણ રાત, નેણમાં નિદ્રા નાવેરે....૨

કિલ્લા માથે દોયલા કોઠા રે, જંજીરના મોરચા મોટા રે,
બેંકારી ઘુઘવે સાગર ઘોર, બેળા માથે તોપ ભડાકા રે, ...૩

હાથે લોહ સાંકળું નાખી રે પાયે એને બેડીઉં ઝીકી રે,
કુસંપી બલિકા બેટાની માત નોધારીને એકલી પુરી રે. ...૪

ફર ફરતા હોઠ બે સીવ્યા રે રાતા રાતા હોઠ બે સીવ્યારે,
લાગેલી એક હી દોખીને ઘોર આંસુડાં પાડતી ઉભી રે. ૫

નાને મોટે ખંજરે વીંધીરે બાંધીને દોયલી વીધી રે,
પારાધીએ મોઢડાં માંડીને ઘુંટડે ઘુંટડે લોહી જો પીધાં રે, ...૬

પાયાં જેણે દુધડાં પ્રીતે રે પાયાં પય થાનનાં પ્રીતે રે,
વેરાગણ વાંજણી મ નાં ખોબલે ખોબલે લોહી પીવાણુંરે ...૭

વેચ્યા જેણે સ્વર્ગના વાંધા રે વેચ્યા દેશ દેશના વાંધા રે,
કસાયોને આંગણે એનાં વાટકે વાટકે લોહી વેચાણું રે ...૮

બેટાઓએ સારતું લીધી રે લાડીલાએ સારતું લીધી રે,
પીવો તમે માત અમારીનાં લોહી હસી હસી હેતથી પાયા રે,....૯

કુણી બીજા દેશની માતા રે કંપી બીજી દેશજનેતા રે,
હિસી હાય ઉજળે મોંઢે એક એમાંથી માંસની ભુખી રે....૧૦

માતાજીના એક મોસીને રે જનેતાના માન ઘેલાને રે,
માવડલીનાં લોઇ ન્હેંચાતાં જોઇ દાવાનળ કાળજે લાગ્યો રે....૧૧

ગોઝારા હાથ જાલીને રે લોહીઆળા હાથ જાલીને રે,
ધાવીને પાવ રે' મોં ઘે માતહત્યારા થાવમાં વીરારે..૧૨

( અમુલીની નદીમા સંવત ૧૯૮૯ માગશર વદી ૧૭ )

૪

## ચાકડો

કવિને ભય લાગ્યો કે દેશની મુક્તિ રૂપી ઘાટ ઉતારવાનો ચાકડો ઘણોજ ઉતાવળો ચાલે છે. ચાકડો જુનો છે, તો બહુ ઉતાવળો ફેરવવાથી કયાંય ચાકડો ન ભાંગી જાય એટલે ચાકડાના ફેરનાર કુંભારને ભલામણ કરે છે પોતાના અજ્ઞાનની કે " હે પ્રજાપતિ ! (ગાંધીજી) ચાકડો સ્હેજ ધીમો ફેરવો." આખો ભાવાર્થ એવો છે કે હિંદુસ્તાનની જુની સંસ્કૃતિના પાયા સુધીની ખખળી ગએલી બધી ઇમારત પાડી નાખો પણ એજ પાયા પર નવું મકાન બનાવો. એના પાયા ખોદી નાખશો નહિ. જુના ખોળીઆમાં નવાં પ્રાણ પુરો પણ ખોળીઆુ તો રાખવા જેવુ છે. આર્યોના વેદનું ખોળીઆું, એના આધ્યાત્મિકવાદનુ ખોળીઆું, એમની દુશ્મન પ્રત્યે પણ ભલમનસાઇનું ખોળીઆું, પોતે ભુખ્યા રહીને આવનારને ખવરાવાનું ખોળીઆુ, એમનું દાનશકતીનું ખોળીઆું, રાજપ્રજાના સબંધનુ ખોળીઆું, એમના ચાર આશ્રમનું ખોળીઆું, એમની લગ્નપ્રથાનુ ખોળીઆું, એમના સાહિત્ય અને કવિત્વનું ખોળીઆું, આ બધાં ખોળીઆં

ભાંગી નાખ્યા પછી પાછા નીપજવાના નથી કદાચ અર્જુન ભીમ નિપજાવી શકાય પણ શ્રીરામ, શ્રીકૃષ્ણ શ્રીબુધ્ધ ગીતાજી, દ્રૌપદી, અનસુયા એ નિપજાવી નહિ શકાય

સ્વરાજપ્રાપ્તિમાં આપણે ઘણું અનુકરણ બીજા દેશનું કરી રહ્યા છીએ જેનાથી વહેલામોડું હિંદુસ્તાનને નુકશાન થશે છળ, કપટ, પ્રપંચ કોમવાદ, ખાદીધારી બીજાઓને હલકા જ ગણે જોઈએ તેના કરતા વાણી ઉતાવળે, વચનોની છુટછાટ, સમજણ વિના અનાદિથી ચાલ્યા આવતા ધર્મો પર હુમલા, આ બધી વસ્તુની બહુ ઉતાવળથી કવિને ભય લાગે છે એવી જ ઉતાવળે આપણે પાકીસ્તાન સરજ્યું અને આજે એના ફળ સૌ કોઈના ધ્યાન બહાર નહિ હોય

આખા ગીતનો સારાંશ એ છે કે જુના ઝાડ પર સુખેથી નવી કલમ ચડાવજો અને આપણા પ્રજાપતિ તો (ગાંધીજી) સત્ય અને અહિંસાની મુર્તિ છે માટે કવિ કહે છે કે "હે પ્રજાપતિ આ નવા ઘાટ બનાવવાનો ગારો એને જાડા કપડાથી ગાળજે કારણ કે ઝીણામાં ઝીણી કાંકરી અંદર ન રહી જાય જો રાઈ જેવડી પણ કાંકરી રહી ગઈ હોય તો તે વાસણ પાણી ભરવાની વખતે તુટી જાય છે આજે તો મોટીમોટી વાતો મોટા ચાકડા પર થઈ રહી હોય. જેમકે એટલા અર્થશાસ્ત્રીઓ પેદા કરવા છે, એટલા ઇજનેરો પેદા કરવા છે, એટલા પાણી બાંધનારાઓ ઉત્પન્ન કરવા છે, એટલા મોટા શહેરો બનાવે એવા કરવાના છે પણ સાથો સાથ આપણી ગામડે ગામડે જે ગૌશાળા રૂપ ભરવાડ, રબારી અને એવી ઢોરધારી કોમને પણ ન ભુલજો. એ તો મોટા ગોળાની નાની ઢાંકણી રૂપ છે ઢાંકણી ન હોય તો ગોળાનું પાણી નાખી દેવું પડે રાજા અને પ્રજા એ તો નદીઓ અને

ગોગીઓાં સમાન છે, એઉના સ્થાન અને કર્તવ્યમાં ભુલ હોય તો એની હારેહાર સુધારજે પણ એક બીજા એવાં ઓતપ્રોત થઈ ગએલ છે કે એમાંથી એકેય એકલાં નહીં રહી શકે અને કરોડો નળીઆં મોભીયાંના ઘડતરમાં પણ રાનની આંખ સમાં જે નાનાં કોડીઆં તેને ન ભુલી જતો. એ છે આપણા ગામડે ગામડે ઉપદેશ આપતા સાધુ અને સંતો. મોઢાં નાનાં, પેટ પહોળાં એવા બંભલા તૈયાર કરવા તું બેઠો છે. એ છે આખો વેપારી મુડીવાદીસમૂહ. એનાં મોઢાં નાનાં લાગે છે, અને પેટ પહોળાં છે. એને જેમ સુધારવાં હોય તેમ સુધારજે. કાળી કુરડીરૂપી આખો શિક્ષક-સમાજ એને સુધારજે પણ રાંકના બેલી જે લોટકા એને ન ભુલતો. એ તો ગામડે ગામડે ફરતાં પુસ્તકાલયો છે. રાજાથી ઘરધણી સુધી એનો અવાજ પહોંચે છે. એ છે આપણા ચારણો, કવિઓ અને કીર્તનકારો. નાને નાને ગામડે કાંઇ ઉપદેશ દેવા હે પ્રજાપતિ (ગાંધીજી) આપ ન કરી વળો. વાસણો તૈયાર કરી કુંભાર કાચાં વાસણની ઉતરડ ખડકે છે, એમા " હે પ્રજાપતિ મોટાં હેઠ અને નાના ઉપર એમ ખુશીથી ખડકી દેજે પણ એટલું ધ્યાનમાં રાખજે કે નીચે રહેલા મોટા ગોળા ઉપર એટલું વજન ન આવવું જોઇએ કે એ ફુટી જાય. ગોળો એક ફુટી જવાની વ્યાધિ નથી પણ ઉત્તરોત્તર ઠેઠ સુધી બધાં પટકાશે અને ફુટી જશે. કાચી ઉતરડમાં કોઇ વાંકાચૂકું વાસણ રહી ગયુ હોય તો પછી એને બહાર કાઢી લેવા પ્રયાસ ન કરશો કારણ કે વચમાંથી એક વાસણ બહાર કાઢતાં જ બીજાં બધાં સામસામાં બાટકી પડશે અને ફુટી જશે. હે પ્રજાપતિ, આપનો નિભાડો ( વાસણમાં આગ મુકવાનું ) ગામથી દૂર રાખજે. ( કાર્યક્ષેત્રનો પહેલાં એકલા જ વિચાર કરજે. ) વળી કઇ દિશાનો પવન છે એમ હિંદુસ્તાનની ચોબાજુ નિરખી પછી દિવાસળી મૂકજે. ગામ નજીક નિભાડો હોય તો કયારેક ગામ સળગી જાય. એ નિભાડામાં કુંભારની

એવી યુક્તિ હોય કે મોટામાં મોટો ગોળો અને નાનામાં નાનો લોટો બેઉ સરખા પાકે, નહીતર ગોળાને અગ્નિ જોઈએ એટલી લોટાને લાગે તો ચુનો બની જાય અને લોટાને અગ્નિ જોઈએ એટલી ગોળાને લાગે તો કાચો રહે પણ જેને જેટલું જોઈએ તેટલું જ મળે તૈયાર થયા પછી સૌની શક્તિ પ્રમાણે એની કિંમત થવી જોઈએ કોઈ લોટો કહે કે મારામાં ઝાઝા પૈસા અને ગોળો કહે કે મને જ મન જતી વખતે લઈ જાવ તે નકામું છે (જેલમાં અંધારીઆ રહીને વાત ઉચારે કે મને પણ ગવર્નર ગણાવો) દેહના બધા અંગો તથા રાત પ્રગ સર્વના પાપના પ્રાચીન કરાવી સુંદર બનાવો મોહનો નાશ ન ઈચ્છતા જગતમાં કરોડો કુંભાર છે પણ ભાગ એ મોહન-ગાંધી આપને શું કરવા વઢું છું કે આજે તારો ચાકડો ફરે છે તેની સાથે બ્રહ્માંડ ફરે છે એવા હે વર્ધાના કુંભાર તને હજારો વંદન હો

(ગોકુળના વાસી ગોવિંદ આવો અમારે ગામડે-એ રાગ)

હળવો ફેરવજે જુનો ચાકડો,
ચાકડે જુને ઉતારજે નવા ઘાટરે,
આખા દેશના દાયા હળવો ફેરવજે જુનો ચાકડો

માટી મેળવજે જુની ખાણુની,
નવા કુવાના પાણી ભલે પીવરાવ રે. આખા ૧

રાત્યું જાવા દે ગારો પાકશે,
અણું અણુને થઈ જાવા દે એક રે. આખા. ૨

જાડે ગરણે ગારાને ગાળજે,
રાઈ જેવા માય કાંકરા નો રહી જાય રે. આખા ૩

ઘડજે ગોળા ને મોટાં માટલાં,
ઢાંકણી નાની ભુલમાં નો રહી જાય રે. આખા. ૪
ઘડજે નળીઆં ને માથે મોભીઆં,
રાતની આંખ્યું કોડીઆં નો રહી જાય રે. આખા. ૫
ઘડજે ભંભલા ને કાળી કુલડી,
શંકના ભેરૂ લોટકા નો રહી જાય રે. આખા. ૬
મોટા હેઠા ને નાના ઉપરે,
ખડકી જોજે કે હેઠલાં નો ફુટી જાય રે. આખા. ૭
વચમાંથી એકે ન વાસણ કાઢજ્યે,
એક કાઢયાથી સામ સામાં અફળાય રે. આખા. ૮
ગામથી નોખો નિભાડો માંડજ્યે
વાવડો જોઈ એમાં જાળવી આગ્યું મેલ રે. આખા ૯
પાકે ગોળા ને પાકે લોટકા,
સૌને થાનક સૌની કિંમત થાયરે. આખા. ૧૦
તારે ચાકડે ફરીઆં બ્રહ્માંડો કુલડી,
કાગ વદે તુને વરધાના કુંભાર રે. આખા. ૧૧

૫

## ચુંદડી

આ ગીતમાં ગાંધીજીને રંગરેજ બનાવ્યા છે અને રંગારાના

(રાહ ઉપરનો)

છાપજે ગાંધીજી રૂડી ચુંદડી;
ચુંદડીના કાંઈ સરખા છેડા ચાર રે;
રંગરેજ રૂપાળા છાપજે ગાંધીજી રૂડી ચુંદડી.

પરથમ ઓરડીઆને પરખોડજે,
રંગ હીલામાં રજ નો લાગી જાય રે—રંગરેજ. ૧

પેલાં હરડાને પાણી કાઢજે,
ઉજળું કાપડ હેમને વાને હોય રે—રંગરેજ. ૨

ખાંડી સોરંગી કાંટે કાઢજે,
સેળતાં નાવે રૂટકડીનો ફેર રે—રંગરેજ. ૩

ભઠીઓ લઇ ભઠીઆુંમાં કાપડ બોળજે,
ફેરવી રાખે કે સીલ નો દાઝી જાય રે...રંગરેજ. ૪

પળ પળ નજરે કુંડીને ન્યાળજે
કરતાં રાતું કાબરું નો થઇ જાય રે....રંગરેજ. ૫

રંગ તો સોસાતાં પાણી બોલશે,
નીર આછામાં ખોબલે ખારો નાખ રે....રંગરેજ. ૬

આપે બીબાંને કાપડ માપજે,
કોઇ ખાનાને જાજું થોડુ નો થાય રે....રંગરેજ. ૭

ચુંદડી થોલે છે બાવન બાગની,
એક બીબાંની બેનડી ભાત્યું નોય રે...રંગરેજ. ૮

મોઇ અદૃષ્ટ શક્તિ છે ? એવી જ રીતે પ્રાણી માત્ર લેશ પણ ઇચ્છા અને મહેનત સિવાય છેવટે મોતના ડાચામા જઇને ઉભા રહે છે એનુ શું કારણ છે ? ગુનામને ફોરમ કોણ આપે છે ? એનો ગુનામી ગોટો અરખો કોણ બનાવે છે ? સાથોસાથ કાટા પણ એની ડાળીઓમા શા માટે ફુટી નીકળતા હશે ? આમાની ગોટલીનો સ્વાદ તુરો હોય છે પણ એ ચોર આખો તો તુરી ડામનીમા ગળપણના ગાડા લઇને સતાઈ બેરો છે. માટે એને ચોર કહ્યો એ ગળપણ કોનુ છે ? જમીનનુ, પાણીનુ કે બીજનુ ? અને એનો પ્રથમ બનાવનાર કોણ ? એ જ ભગવાન આ બધી ઇશ્વરની અનત કૃતિઓને જાણવાની પ્રથમ આપણા દેશમા નિશાળો હતી અને એ ઋષિ મુનિઓ દ્વારા ઇશ્વરની કૃતિઓ જાણી પછી ઇશ્વર કેવો છે એનું જ્ઞાન પ્રાપ્ત કરીને ગૃહસ્થાશ્રમ બાધતા આજે બુધ્ધિવાદ ઇશ્વરને પડકારે તો પડકારી ગયો છે પણ એ તો ઇશ્વરે બનાવેલ સુદરતાનો વિનાશ કરવા કોઈમા ઉત્પાદક શક્તિ હોય તો એ એક ઇશ્વરમા છે આ ગીતનો એ સાર છે કે જીવનમા માણસે પ્રેમ, સત્ય, ન્યાય, ઉદારતા, અને પ્રભુસ્મરણ ન કર્યું હોય, તેમ ન આચર્યું હોય તો ગુણી ગુણીને કરોડ આવ્યા પછી કરોડમાથી કરોડ બાદ કરતા બાકી રહે છે સુન એવા નાખો મીંડાનો સરવાળો અતે તો છેવટે મીડુજ રહે છે તેમ આપણા જીવનનું સમજી લેવુ ઉપના બધા પ્રશ્નો ના જવાબમા પગ મીંડ.

**( કાનજી સમજુ આરો રમ કાળો—એ ધાઢ હીચનો )**

ગુણતા ભાગતા બાકી મેલતાં,
આખો ભવ મે ગાળ્યો.
છેવટે સુન તણો સરવાળો ...

ચોટલાવાળીને અમે પુછ્યું જઇ ચોકમાં,
કેમ તારો ચોટલો કાળો ?
મુછો મરડતા મરદોને પુછીક
કેમ તું બન્યો છો મુછાળો ? ઉત્તરે. ૧

ઘાસે કીધુ અમે જનશું દુધમાં,
જાણે છે વાતને ગોવાળો.
દુધમલીઆને અમે પુછ્યુ જઇ દોસ્તાં,
દુધનો સચો તે ભાળ્યો ? ઉત્તરે ૨

કયે પુરૂષાર્થે જન્મ્યો એ પુછતા,
બાળને રોતો ને ભાળ્યો,
કયે પુરૂષાર્થે મળ્યો જઇ મોતને ?
પુછતાં ફુસ ડો વાળ્યો. ઉત્તરે. ૩

પુછ્યું ગુલાબને ફોરવું કયાથી ?
તુ કયાથી ગુલાબી ગોટાળો ?
મ ન પુર્છ્યુ એમ કહિને અને
કાંટે ડખ દઇને વાળ્યો. ઉત્તરે. ૪

તુરી તુરી હાંબલીમાં ઓગનાં ગાડાને
ચોરીને સતાતો મે ભાળ્યો,
કેવો આ ભોગને ચોર્યો છે સાધને
આત્રે ઉતર નો કાંઇ વાળ્યો ઉત્તરે. ૫

કુદરત તણી બધી કૃતિઓને જાણવાની;
નોખી હતી સંતની નિશાળો;
કાગ કહે બીજા બુદ્ધીના બાચકા,
આખો એ લોહીનો ઉકાળો. છેવટે. ૬

( રાજકોટ સાહિત્ય સંમેલનમા જતાં ટ્રેનમાં તા. ૨૭-૩-૪૬ )

૭

## કૌતકની કહાણી

ન જોએલું ન સાંભળેલું દેશના અને બાપદાદાના ખમીરમાં હજારો પેઢી ન હતું તે આજે નજરે જોઇ રહ્યા છીએ અને એજ કાળમાં જીવી રહ્યા છીએ. કંટ્રોલ=માપબંધી એ શબ્દોનું આપણને જ્ઞાન પણ ન હતું અને એ પણ કપડાંમાં અને ખાવામાં ? કેટલા ત્રાસની વાત છે ? અને એ કાળમુખા કંટ્રોલના એવા ઓળા પડયા રાજાઓ અને શ્રીમંત પર કે એ તો કોઇને ખવરાવવામાં તો બગસરાનો ચોફાળ ઓઢીને જ પોક મૂકે છે. અને પોતે બારણાં બંધ કરીને એકલા ખાવા બેસે છે. મેમાનગતી આતિથ્ય, સ્વાગત, એને નવો જમાનો મુર્ખાઇ ગણે છે. " કરકસર કરો, કરકસર કરો " એક જ વાત. એક મોટા રાજમાં હું મ્હેમાન થઇ ગએલો. જમવા ટાણે થાળી પીરસી. માણસ ચાલ્યો આવતો પણ એમ રાડયો નાખતો કે " ચોખા મળતા નથી. દાળ તો કોઇ આપતું નથી. તેલ રૂપિયે ભાર મળે, મોરસ પણ રૂપિયે ભાર મળે, મેહમાનને કયાંથી આપીએ ? પાસે આવ્યો ત્યારે મેં કહ્યું કે " ભાઇ, જે હશે તે જમી લેશું. પણ તું

બાગો શું કરવા નાખે છે ? અમો ગાય ખરેખર નથી આવ્યા " અને આપણે ત્યાં તો ગામમાતાઓ નાકે(?) ખબર કઢાવતી કે ગામમાં કોઈ ભુખ્યું નથી ના ? પછી જમતી. એ માતાઓ ક્યાં ગઈ ? એને બદલે રાજરાણીઓ દાળભાત કરી માડીને રસોડામાં જોખતી વગેરે ? કાળે થઈ ગઈ. રાજાઓને લોભનો રોગ લાગુ પડ્યો અને એ બધી અમર પ્રજા પર પડી. આજે તો આપણા મોભેરા જ ચોર બન્યા છે. પાણું કોને કહેવું ? ન્યાયાધીશ તે જ ખૂની. કેમનો કોણ આપે ? અહો એક કાળમાં દેશમાં અનાજ ઢોરો પણ ખાતા નહિ એવા કોઠીઆ ફાટફાટ થતા હતા. દુધ ઘીની નદીઓ ચાલતી હતી ગામડાઓમાં તો દુધ કોઈ વેચે જ નહિ એજ દેશના આજે છાજ નથી આપણી દશા તો આજે એવી થઈ છે કે રાત્રે પાડોશી ખાતર પાડીને સવારે પાછા ખબર કાઢવા આવે તેમ ( કુડ સોનાર ) એ ખાતરીઆ પાછા અનાજની બેચારી કરવા એમ ( એક ઠેકાણે આ ગીત મે ગાયું અને કહ્યું કે " ગમે ત્યાં પણ અનાજ બહાર ચાલ્યું જાય છે " એક ભાઈ કહે કે " જુઠું છે. હજારો મણ અનાજ બહાર જાય એની ખબર પડ્યા વીના રહે ? " મે જવાબ દીધો કે " માનજો આપણો વૃધ્ધ પિતા મરણ પથારીએ હોય, દમ જેણે ખાટલો વીંટીને બેઠા હોઈએ એમાં એનો જીવ જેમ ચાલ્યો જાય છે એમ અનાજ ગમે તે રીતે પણ ચાલ્યું જાય છે )" બંગાળના ચોખા પંજાબમાં ખાવા, પંજાબના ભાત દક્ષિણમાં. કેટલો ખર્ચ ? કેટલી ખુવારી ? અરેરે અન્નદાત્રી—અન્નપૂર્ણાની જ માતા—હિંદુસ્તાન આજે અન્ન વિના કંપી રહી છે. જ્યાં જુઓ ત્યાં " ખાઉં, ખાઉં " શબ્દો આવે છે આવો વિપરીત કાળ આજે દેશ સમસ્ત કોણે બોલાવ્યો ? ગમ ભાષણો ભાષણો ને ભાષણો દાન, દયા અને દીનના દુકાળ.

( મોહનને રેઢો મેલતા મારું મોનતુ નથી મન—એ રાહ )

કૌતુકની કાણી કારમી બાપુ કયાંય નો જાએ કઇ રે,
દાત દયા અને દીલ ગયાં હવે ભાપણે વાતું રઇ રે....

આંગણે આવે કોઇ અતિથી તો ચોપડીમાં માગે સઈ રે,
લાખપતિ અને ભુપતિ ખાતા દ્વાર ડેલીનાં દઇ રે. ૧

કરને કસર કરને કસર રૂદીએ રમી રઇ રે,
રાજધાનીમાં ધાન ધીગાણા કુળની શરમ ગઇ રે. ૨

રાણીયુ જોખે ડાળ ચોખા એની ડાયની વાતું થઈ રે,
મહિપતીનાં મન લોભી એની ગામડે અસર ગઇ રે. ૩

સામટા ચોરો ને ચોર કેવા એમાં જાનની જોખમ રઇ રે,
રાકની રોટીને જોટતાં જોયાં જાણતાં કહેવાય નઇ રે. ૪

કણ કોઠારે ને અન રસોડે જ્યાં કુતરાં ખાતાં નઇ રે,
દુધ ઘીના જ્યાં દરીઆ રેલ્યા ત્યાં છાસનો છાંટો નઇ રે. ૫

ખાતર પાડે ને ખબરૂં કાઢે દીલસોજી બહુ દઈ રે.
આસને બેઠા અન દેવા શાહુકારના બેટા થઇ રે. ૬

અન વીનાની અનની માતા કાગ કે કંપી રઇ રે,
અન નોતાં ત્યારે માંસ દેતી કેમ ભારતી ભુલી ગઇ રે. ૭

( રાજકોટ તા. ૨૮-૩-૪૬ )

૮

## ઝૂંપડે બેઠો જોગી

શ્રી આગાખાન અને ભોપાળના નવાબ સાહેબ ગાંધીજીને મળવા પુના ગયા ત્યારે આ ગીત બન્યું છે. બ્રીટીશરૂપી દરીએ તો મધસાગરે વહાણુ પહોંચાડી વિદાય લીધી. સત્તાધીશો ક્યાંયે કિનારો જોતા નથી. પ્રજામત રૂપી આગ ભભુકી; ડુંગરે દા લાગ્યો, કોણુ ઓલવે ? સત્તા, ધન, આપખુદી વગેરે વગેરે ચૌદ રત્નો લીધાં ત્યારે મીઠાં લાગ્યાં. પણ છેવટે નીકળ્યું ઝેર. સૌ ભાગ્યા અને શંકરને શરણે ગયા—( ગાંધીજીને ). હિંસાવાદ, કોમીવાદનો ભયંકર વરસાદ મજરૂપી દેશ પર મંડાણો. સાદુળા સિંહ અને સાંઢડાઓ એક સાથે ભાગવા લાગ્યા. ત્યાં તો ચોરટો ફુનારો એવો જે કૃષ્ણુ એણે ગોવર્ધન તોળ્યો. ત્યાં સહુ જીવવા માટે આવવા લાગ્યા. ( હિંદી સંઘની ઓથે ) ખરાબર ચીભડાં પાક્યાં ત્યારે જ વાડ એને ભગી જવા માટે ઉભી થઈ. એથી અર્ધનગ્ન-સંતને સહુ પૂછવા આવ્યા કે આમાંથી બચાવો. દરબારોની ડેલીએ ડેલીએ વાતો થવા લાગી કે મારો વાણીઓ કહેતો એ બધું સાચું પડયું. વાણીઆની બુધ્ધિ વિના રાવણુનું રાજ નાશ પામ્યું હતું.

વીર મુછાળા ને મેડીઅુવાળા ઝૂંપડે આંટા ખાય રે,
ઝુંપડે બેઠો જુગનો જોગી સૌને ગ્યું સમજાય રે.

ઘેરં બોલાવીને દરીઓ ખુટયો નાવડી ગોથાં ખાય રે,
નજરે નાવે ક્યાંય કિનારો ભેખડે ગ્યું ભરાય રે.... વીર ૧

કોમકા'ઢાટી ને આગ ભભુકી તાપ ન કો જીરવાય રે,
ડુંગરે દાવાનળ લાગ્યો એને ઓલવવા કોણુ જાય રે.... વીર ૨

ચૌદ રતનની વેંચણી કીધી હૈડે ગ્યા હરખાય રે,
વીખ ભાળીને મુઠીઉં વાળી શીવની ગોધણ થાય રે.... વીર ૩

મુશળધારા મેઘ મંડાણા મજ ઉઠ્યું અકળાય રે,
ચોર ધુતારે ડુંગરો તોડ્યો સૌ જીવવા દોડયાં જાય રે.... વીર ૪

વાડ ઉભી થઈ પાકતી વેળા ચીભડાં ગળી જાય રે,
અધહાંકયાને પુછવા આવ્યા આનો કાંઈ ઉપાય રે.... વીર ૫

વાણીઓ કહેતો એ વાત સાચી એમ ડેલીએ વાતુ થાય રે,
વાણીઆ વીના રાવણ કેરૂં રાજ ગયું રોળાય.... વીર ૬

( રાજકોટ તા. ૨૮-૩-૪૧ )

૯

## કેવો હશે

ઈશ્વરને જાણવા જોવા આત્મા તલખી રહ્યો છે પણ એને કયાં મળવું એ કંઈ સુજતુ નથી, છતાં એની રચના જોઇ અને એનો રચનાર કેવો હશે એજ લગની લાગી રહી છે. વેદ, પુરાણ, કુરાન, બાઈબલ ઉપનીષદો, ઇતિહાસો, કાવ્યો, અને લોકગીતોની અંદર એને જોવા કવિ મથે છે. આકાશ, પૃથ્વી, પહાડ, નદી, સમુદ્ર, એ બધું ફરી વળે છે. પછી પુષાર્થથી પાછો પડીને એ અટકી પડે છે. ગીતમાં આકાશ, પૃથ્વી, તેજ, જળ, વાયુ એની ક્રિયાઓ, અચલ નિયમો, વાદળાનું યંત્ર, સમુદ્રમાંથી પાણી ભરે, પાછું મેઘ બની વરસે. આકાશના ઘડનારની પ્રથમ રમતી

થાય છે. એ અવકાશની જનેતા—તામસ પ્રકૃતિનું પેટ કેવડું હશે જેમાંથી આકાશ જન્મ્યું ? વાયુ રેચકરૂપે વાયા જ કરે છે. હજુ તો એનો અર્ધ રેચક થયો નથી. ત્યાં કેટલા લયો પ્રલયો વીત્યા પછી એ જ્યારે પુરક કરશે ત્યારે વળી કેટલા પ્રલયકાળો જશે ? એ પ્રાણાયામનો કરનાર યોગી ક્યાં બેઠો હશે ? સુર્ય, ચંદ્ર, તારાઓ બધા તેજોત્પન્ન મહો મશાલના જેમ આકાશમાં ફર્યા જ કરે, કોઇને બાઝે નહિ તેમ એના નિર્માણમાંથી ચલિત પણ થાય નહિ. એ લાખો અને કરોડો મશાલોનો જાલનારો કરોડો હાથવાળો મશાલી ક્યાં ઉભો હશે ? બધા સમુદ્રો એ તો એ ખેડુતની વાડીનો ફક્ત એક જ ક્યારો છે. એવી એની વાડી તો હજારો વીઘાની છે. દરીયો જેનો એક ક્યારો છે. એનો કુવો કેવડો હશે ? મેઘરૂપી જેનો કોસ છે અને સુર્યના કિરણોરૂપી કોસ તાણવાનાં જેનાં વરત અને વરતડી છે ( દોરડાં ). પવન જેના બળદો છે, એવી આ અનંત સૃષ્ટિરૂપી લીલી વાડીનો ઉત્પાદક ક્યાં ઉભો ઉભો ગીતો લલકારતો હશે ? આખી ધરતી જેનો એક કાદવનો પીંડો છે, મોહજાળરૂપી જેનો ચાકડો છે એવો જે કુંભાર એણે પૃથ્વીનો પીંડલો બનાવતી વખતે ધુડ ક્યાંથી પેદા કરી હશે ? કાળી કાળી વાદળીઓનો હાંકનાર ગોપાળ શું કાળા રંગનો હશે. આંચળ વિના આકાશરૂપી ગાયનો દોહનાર ક્યાં ઉભો હશે ? કહે છે કે ઇશ્વરે માયાનો પાસલો બનાવ્યો એમાં જીવો ફસાય પડે છે પણ પોતે જ આત્મા બની પોતાની જાળમાં ફસાઈ જનાર એ કેટલો મુરખ હશે ? આનંદની ઝાંખી કરાવનાર આનંદરૂપ પણ એ તો ઘડીક વાર આવી ક્યાંય ચાલ્યો જાય છે, કે કોઇ બંધનથી બંધાતો નથી. એ ખેલાડી કેટલો ચતુર હશે ? બધાં તત્વોનો પ્રલય થયા પછી ફક્ત એક આકાશ બાકી રહે છે. કારણ કે પોલાણનો નાશ કલ્પી શકાતો નથી. એ બાકી રહેલા અવકાશને અંધકાર વીંટળાઈ પડે છે. આકાશ તથા અંધકારની માતા-

મહાકાળી, તામસી મહામાયા એ કેટલી કાળી હશે? જેને પેટે અંધારું જન્મ્યું અને એ મહાકાળીને અંગે ઓઢણું એ કેટનું કાળું હશે? કારણ કે અંધકાર અને માતા કાળી. એને શરીરે બીજા કોઇ રંગનું વસ્ત્ર દેખાય જ નહિ. માટે અંધારાથી અને પોતાનાથી પણ વિશેષ કાળું વસ્ત્ર ઓઢેલી એ પ્રલયકારી માયા એ બધા અંધકારોને સાથે મેળવી પછી એમાં કૌતુક જોનાર કેવો હશે?

અમૃતનો બાપ કેટલો મીઠો હશે જ્યારે ઝેર અને દારૂની જનેતાનાં દૂધ કેટલા દુર્ગંધિ અને કડવાં હશે? જન્મ; જીવન અને વૈભવ એ ત્રણે પાસાથી સુંદર માયા જેના હાથમા ધારણ કરેલી છે એવો શૃંગારરસનો સર્જનહાર જગત બાગનો માળી કેટલો સુંદર હશે? જ્યારે એક છેડો પલ અને બીજો છેડો કલ્પ. એટલા વર્ષોનો ફક્ત એક જ દોરો અને એ દોરામા કાળનાં માથાના જેણે મણકા પરોવેલ છે એ માળાનો ધારણ કરનાર કાળનો કાળ એ કેટલો ભયંકર હશે? અહો જગત રૂપી એક સાડી એની અંદર પશુ, પક્ષી, ઝાડ, માનવી એવાં પ્રાણીઓના કંઇક બુટ્ટા—ભાત છાપે જ જાય છે છતાં એક ભાત્ય ઉઠાવી એ પાછી ફરી વાર આવતી જ નથી. તેમ એ સાડીની પૂર્ણતાની નિશાનીરૂપ કિનારી એ પણ હજુ છાપતો નથી. એને ઘેર કેટલાં બીબાં હશે અને એ અનંત બીબાંનો ધણી રંગરેજ કેટલો અનંત હશે.

કોઇને ન છેતરે પોતે ન છેતરાય. કીડીથી માંડી બ્રહ્મા સુધી મચ્છરથી માંડી ગરૂડ સુધી અને ઘાસથી માંડી કલ્પ વૃક્ષ સુધી એ બધાની સાથે વેપાર કરનારો મોટો આડતીઓ છતાં સૌના હિસાબો દરરોજ સહુને પહોંચતા કરે એમા કદી ભૂલચૂક થાયજ નહી. એ શેઠીઓ કેવો હશે?

કાળા કાળા સાપોને ઘડવા જ્યારે બેઠો હશે ત્યારે એ કેટલો ડંખીલો અને ઝેરી બની ગયો હશે, મીઠા પવનમાં મીઠી પુષ્પ ગંધ મહેકાવનાર કેવો લહેરી હશે. પશુ, પંખી, કણ, વૃક્ષ જેનાં જીવન બીજાને અર્થે છે એનો ઘડનાર કેટલો ઉદાર અને પરોપકારી હશે. અને હે નાથ, આ મનુષ્યનો બનાવનાર એ કેટલો સ્વાર્થી હશે.

એ જાણવા જોવા તણી દીલ ઝંખના ખટકી રહી;
બ્રહ્માંડને ભટકી રહી, અંતે મતિ અટકી રહી....
આકાશના ઘડનારનાં, ઘરને ઘડયાં કોણે હશે ?
અવકાશની માતા તણા, કોઠા કહો કેવડા હશે ?
અધરેચકે પ્રલયો ગયા, પુરકે લયો કેટલા જશે ?
અબધુત એ યોગી તણાં, આસન અખંડીત કયાં હશે ?....૧

બે બે મશાલો બાળતો, વળી વાળતો જોતો હશેઃ
સંભાળતો અંજવાળતો, ઉભો મશાલી કયાં હશે ?
દરીઆ તણો કયારો કર્યો, એનો કુવો કેવડો હશે ?
એ કોસ હાંકણહાર હા, ખેડુત ઉભો કયાં હશે ?...૨

ધરણી તણો પીંડો કર્યો, રજ લાવતો કયાંથી હશે ?
જગ ચાક ફેરણહાર હા, એ કુંભાર બેઠો કયાં હશે ?
કાળી કાળી વાદળીઓ તણો, ગોવાળ શું કાળો હશે ?
વિણ આંચળે આકાશનો, દોહનાર ઉભો કયાં હશે ?...૩

પોતે બનાવ્યો પાશલો, બીજા બધાં આવી ફસે;
પોતે ફસ્યો નિજ પાશમાં, એ તો મુરખ કેવો હશે ?

કર તાલ તાળી દઇ જતો, હૈયા વિષે હસતો હશે;<br>
બાંધે ઘણા છટકી જતો, એતો ચતુર કેવો હશે ?....૪

આકાશને અંધકાર, વિંટણહાર જોતો શું હશે ?<br>
અંધકારની માતા તણે, અંગ ઓઢણાં કેવાં હશે ?<br>
અમૃત તણા બાપુ તણાં, મુખડાં કેવાં મીઠાં હશે ?<br>
વિષ વારૂણી જણનારીનાં, પય હા કેવાં કડવાં હશે ?....૫

જન્મો જીવન વૈભવતણા પુષ્પોની કર માળા વસે ?<br>
શૃંગાર સરજનહાર એ, વનમાળી હરિ કેવો હશે ?<br>
પળ કલ્પ ધાગો કાળના, મસ્તક તણા મણકા દિસે,<br>
એ માળ ધારણહાર હા, અઘોરી કેવો વિકરાળ હશે ?...૬

ભવ ચોરસે બુટ્ટા ભર્યો, ક્યારે કિનારી છાપશે ?<br>
ખીબાં ઘરે કેટલાં હશે ? રંગરેજ એ કેવો હશે ?<br>
છેતરે નહીં છેતરાય ના, અબજોનો આડતીઓ દીસે;<br>
સહુના હિસાબો ચુકવે એ, શેઠીઓ કેવો હશે ?.... ૭

કહે કાગ સર્જક સર્પનો, કેવો કઠીન ઝેરી હશે ?<br>
પવને સુગંધ પ્રસરાવતો, કેવો લાડીલો લ્હેરી હશે ?<br>
પશુ પંખી ને કણનો પીતા, પરમારથી કેવો હશે ?<br>
એક માનવી ઘડનાર, હે પ્રભુ સ્વારથી કેવો હશે ?... ૯

(મલદાર અષાઢ વદી ૯ ને બપોરે, વીકટરના રસ્તાને ખેતરે શાફડા પર બેસીને)

૬૦

## શું હતું ?

ગીતનો ભાવાર્થ એવો છે કે માણસ જેનાથી બચવા માગે છે અને જેનાથી દૂર ભાગી જવાના પ્રયત્નો કરે છે પણ એ બધા પ્રયત્નો જેનાથી એ બીએ છે તેની પાસે લઇ જતા હોય છે. એની ખબર એને એવે વખતે પડે છે કે પછી એનું જીવન પુરૂં થાય છે. એટલે પહેલાં જે માન્યું હોય છે તે બધું ખોટું. પણ છેલ્લું જે હોય તેજ સાચું.

(છંદ હરિગીત)

દધી તીર દાનવ દેવનું ટોળું મળી હસતું હતું,
સૌ શિવને જઇ પુછજો, સાગર મથ્યો ત્યાં શું હતું ?

સ્વપનું હતું પ્રભુતા તણું પ્રભુતા તણે પંથે પળ્યો;
મળવા જતાં પ્રભુતાઇને, હીરણ્ય કશ્યપને નરસીંહ મળ્યો,
નિદ્રા હતી લંકેશને, સીતા તણું સ્વપનું હતું;
અંતે ઉઘાડી આંખડી, ત્યાં બાણ રાઘવનું હતું. ૧

દુર્યોધને ખોળે સદા, સતી દ્રૌપદી જાણી હતી;
જાગ્યા પછી જોવા જતાં, એ ગદા વૃકોદરની હતી;
કુરૂક્ષેત્રમાં કુંતાસુતો, ને છત્રનો વિભ્રમ હતો,
સિંહાસને ચડવા ગયા, (ત્યાં) પગ હેઠ હિમાલય હતો. ૨

કીચકે દીઠી સૈરંધ્રીને, ભુજમાં ભિડી મળવા જતો;
રૂધીરે કહ્યું ભુલો પડ્યો, એ ભીમને ભેટયો હતો;

સુતને શીરે ચમરો ઢળ્યાં, એમ અંધને લાગ્યું હતું;
હેતે પસાર્યો હાથ ત્યાં, એ મોસીનું માથું હતું. ૩

શકિત તણા રખપાળની ખાજી બધી બગડી પડી;
યૌવન ભણી જોવા જતાં, વૃદ્ધા ગળે વળગી પડી,
લક્ષ્મી તણે મંદિર ગયો, શાંતિ ન ત્યાંથી સાંપડી;
પાછો ફર્યો ત્યાં પીઠ પર, વ્યાધિ હસી વળગી પડી...૪

સરિતા તણા જળને, બહુ દોડયા પછી દરિઓ મળ્યો;
શિખરો શીરે ચડીઆ પછી, પત્થર રડી પાછો વળ્યો,
ગળવા જતાં અંધકારને, તન સુર્યનું તિમિરે ગળ્યું;
યત્નો કર્યા જીવવા તણા, અંતે મરણ આવી મળ્યું...૫

ભાઇઓ નહિ ભૈરવ હતા, પુત્રો નહિ પ્રેતો હતા;
ન માતના ખોળા હતા, જ્વાળા તણા ઓળા હતા,
હીર કાગના વિભૂતિ હતી, કુંદન નહિ કાછો હતાં;
ઉગતાં હતા કાવ્યો નહિ, ઉગતાં હૈયે તે તરૂ હતાં...૬

[ મલાદર અજ ઢવડી ફને ઓરે રે વીકટર રસ્તાને છેવટે રાફડા પર બેસીને ]

૧૧

## ફુલડાં

ફૂલડાં પોતાની ફોરમ ખાને કે તુરત બીજાંને આપવા માંડે છે. કોઇ એને કહે છે કે, "હે ફૂલ તમો પોતે ખૂબ ફોરમ લીધા પછી બીજાને આપો." ફૂલ કહે છે કે, "અમારા એવા ચિરંજીવ વિચારો નથી અમો તો

જે સારું કામ કરવું તે તુરત જ કરવું એવો નિશ્ચય કર્યો છે." આ વાત સાંભળી એક સ્ત્રી તુરત ફૂલને વીણવા માંડે છે. બીજી સ્ત્રી પુછે છે કે "બેન, તું તુરત બગીચાનાં પુષ્પો કેમ વીણવા માંડી?" પેલી સ્ત્રી કહે છે કે "આ ફૂલને પોતે જલદી મરી જશે (કરમાઇ જાશે) એવો ભય છે. પણ મારી પાસે એવી સુંદર કોમળ સામગ્રીએ છે કે આ ફૂલને મારે કરમાવા દેવાં નથી." ફૂલને ઘેર લઈ જઈ પોતે કુણી તળાયમાં મેડી પર પાથરે છે. એક હાર બનાવી પોતાના ગળામાં રાખે છે. બીજાને વેણીના ચોટલામાં ગુંથે છે. થોડાં ઠંડી જળાધારીવાળા શંકરને માથે ચડાવે છે. સવારે ઉઠી બધે ઠેકાણે જુવે છે. ત્યાં ફૂલ કરમાઇ જાય છે. સ્ત્રી ફૂલને પૂછે છે કે "તમો કેમ કરમાણાં?" ફૂલ કહે છે કે "હે બેન તેં અમારે માટે અમૃત માનીને જે ઉપચાર કર્યાં તે અમારા જીવને બધા ઝેર સમાન નીવડ્યા. અમે વગડાના રહેનારા, જેથી બંગલામાં મુંજાઇ ગયાં. અગારાથી બીજાની પથારીએ અડાય પણ નહિ. તારી પથારી અમોને ન ખપે. અમે તો જંગલનાં જોગી, બાળબ્રહ્મચારી, જેથી તારી છાતીના સ્પર્શથી અભડાઈ ગયાં. તમારો માનવ જાતનો વળી સેરનો ચોટલો અને એમાં તો કાળાદાળાની કંઇક આંટીઘુંટી, એમાં અમે અંટવાઇ પડયાં. તેં અમોને શિવને માથે મૂક્યાં એ તો વધારે ખરાબ કર્યું. અમે તો દેવોના ચરણમાં રહેનારાં એનું અમોને દુઃખ થયું છે. માટે અમે મરી જઇએ છીએ." પણ ફૂલ કહે કે "હે બેન અમે ભલે થોડું જીવીને મરી જઇએ પણ અમારી સુવાસ મુકતાં જશું."

(લેખનીઆને પાપડીના આંચમાં રાખો, લેખનીઆં કાલ બળતાં રેશે
—એ શામ-દીઘનો)

કુલડાં અમે આજે ખીલ્યાં ને આજ ગ્હેંકયાં રે કુલડાં,
કાલ કોણે ભાળ્યું ?

ફુલડાં અમે આજે જન્મ્યાં ને આજ ગુંથ્યાં રે પુલડાં,
કાલ કોણે ભાળ્યું ?
ફુલડાંને ઉજળી મેડીઓમાં રાખું રે ફુલડાં કેમ કરમાઇ જાશે ?
પુલડાંને સેજ પલંગે સુવરાવું રે ફુલડાં કેમ કરમાઇ જાશે ?
ફુલડાંને કુણી તળાયે સુવરાવું રે ફુલડાં કેમ કરમાઇ જાશે ?
ફુલડાંને હૈયાને હીંડોળે હીંચોળું રે ફુલડાં કેમ કરમાઇ જાશે ?
ફુલડાંને હૈયાનો હાર કરી રાખું રે ફુલડાં કેમ કરમાઇ જાશે ?
ફુલડાંને શિવને માથડે ચડાવું રે ફુલડાં કેમ કોચવાઇ જાશે ?

ફુલડાંનો જવાબ

ફુલડાં અમે વગડાનાં વસનારાં રે ફુલડાં મેડી-માંએ મુંજાણાં.
પુલડાં અમે પ્યારી પથારીઓમાં પોઢયાં રે ફુલડાં જાગીને અંખવાણાં.
ફુલડાં અમે વનરાનાં વૈરાગી રે અબળાની છાતીથી શરમાણાં.
ફુલડાં અમે બાળપણાનાં બ્રમચારી કાપડની સોળતે કોચવાણાં.
ફુલડાં અમે આંટીઘુંટીનાં અજાણ્યાં રે ફુલડાં અંબોડામાં અંટવાણાં.
પુલડાં અમે થોડું જીવીને મરી જાશું તોય પુલડાં ફોરમું મુકતાં જાશું.
ફુલડાં અમે તેલ કડામાં તળાશું તોય ફુલડાં ફોરમું મૂકતાં જાશું.

૧૨

## સાગરના જાયા

ઋતુગીતો એ હિંદુસ્તાનમાં વેદકાળ જેટલું જ જૂનું સાહિત્ય છે. વર્ષા, શરદ, હેમંત, વસંત, શિશીર અને ગ્રીષ્મ—એમ છ ઋતુ એ બધી જગતઉત્પત્તિકાળથી રાસમંડળ કર્યા જ કરે છે. છતાં હજુ સુધી

આગળ કે પાછળ કોઈ થઈ નથી. એક ચોમાસા સિવાયની બીજી બધી ઋતુ ધીરે ધીરે ચોરના જેમ એક બીજાના ઘરમા પ્રવેશ કરે છે. સેંકડે નવાણુ ટકા માણસને ખબર નહિ હોય કે શિશીર ક્યારે ગઈ અને ગ્રીષ્મ ક્યારે આવી ? પવન જેવી પાતળી એ પાંચ ઋતુના કવિઓ વર્ણન કરે ત્યારે જ એનો બરાબર ખ્યાલ આવે પણ વર્ષા તો જેઠ મહીનો આવતા જ શરમનો અને ઉનાળાનો ભુરો અને ગરમ પડદો [illegible] કડેડાટ કરતીક બહાર આવે. આખો આભામંડળ વાદળાથી ઘેરાઈ જાય, વરૂણદેવના કટક ખળભળી ઉઠે. બારમાસ મહિનાના વિયોગી વાદળા છાતી બીડી બીડીને આકાશમા ભેળા થાય, નાના નાના ઝભ્ભા પહેરી મેઘ મહારાજની ફોજ તૈયાર બને, નેપાળના પહાડોના ખોપરા પર (ઇશાન) વીજળી શરીરના બાર બાર કટકા કરી માથા પછાડે, ઇંદ્ર મહારાજની મશાલના આભ ધરતી પર અજવાળા થાય, હૈયામા સાત રંગના સાથિયા પુરી ઇંદ્રધનુષ પૂર્વ પશ્ચિમ એ બેઉ દિશામા હસી નીકળે. સમુદ્ર ગાંડોતુર બની જાય. એના અનંત નોદનો આંતરવિગ્રહ સળગે. દરીયા કાંઠે તો કાન પડ્યુ ન સંભળાય. ઠંડા હિમાળા જેવા સાગરના નીર [illegible] [illegible] ઠાર તેવા ઉના થઈ જાય. મોરલા મેઘ મહારાજની સ્વારીને નિરખી સાદના ત્રણ ત્રણ કટકા કરી “ટેહુક ટેહુક ટેહુક” એમ ટહુકાર કરે. બપૈયા એ ઘેરા વાતાવરણમા “પિયુ પિયુ” બોલી ઉઠે ચકલીઓ ધૂળમા નાવા માંડે. બગલા, પારેવા વગેરે પાંખો પહોળી કરી હાલવા માંડે. ગાયો અને ભેંશો વરસાદનુ આગમન સમજી જાય અને પૂંછડાના ઝંડા માથે લઈ હુંકાર કરતી નાચવા કુદવા માંડે ગીરના જંગલ સામુ મોં રાખી ભેંશો ગણકવા માંડે. ધરતી ગજ ગજ ઉંચી આવી જાય ધણીના આગમનની રાહે કોઈ ઋતુના મોંમા [illegible] નથી જન્મી ત્યારથી અત્યાર સુધી મુંગી ને મુંગી

પણ વર્ષા તો કીકીઆરા, પડકારા અને હાકોટા કરતી આવે. તે દિ રામ અને લખમણ ગેડીદડે રમે. એક ખૂંટો ઉત્તર ધ્રુવ, બીજો ખુંટો દક્ષિણ ધ્રુવ. એવડા મોટા આકાશ મેદાનમાં એ દુધમલીઆ છડીચોટ દડાને ઉડાવે. એના પગની ધમધમાટી અને દડામાં ગેડીના ઘાથી આખો આભ ધ્રુણેણી ઉઠે. ધરતી કડકી જાય એવી સોબ કડાક કડ કડ કડ ધણુણુણુણુ ગર્જના થાય. વર્ષાઋતુના આવવાના તો મુરખથી પંડિત સુધીને તુરત ખબર પડે છે. એ વર્ષાને કવિઓ–પંડિતોએ અને લોકગીતોએ અનેક રીતે રમાડી છે. બીરદાવી છે અને નમન કર્યાં છે. આપણાથી મોટી ચીજ જોઈ આપણે કદીએ ઇર્ષ્યા નથી આણી, એની સ્તુતિ કરી છે, એનું વર્ણન કર્યું છે અને એની મોટાઈ કબુલી એને પ્રણામ કર્યા છે. સાગરને પહાડોને, જંગલોને, વનસ્પતિઓને, નદીઓને, પશુઓને, પંખીઓને, નક્ષત્રમંડળોને અને અદૃશ્ય એવી દેવસૃષ્ટિને ભારતભુમિનો માનવી નમી પડયો છે. અને એની મોટાઈનું વર્ણન એ એક જીવનનો લાભ ગણ્યો છે. વેદકાળમાં ઋતુવર્ણનો છે. માઘ, કાળીદાસ વગેરે મહા કવિઓએ ઋતુઓને અનેકવિધ શૃંગારી હસાવી છે. ચારણોએ તો મિત્રવિરહમાં પણ ઋતુગીતોને ગુંથી લીધી છે. છંદો અને ચારણીગીતોને એનાં વાહનો બનાવ્યા છે ત્યારે આપણા લોકગીતો એથી જરાએ પાછાં રહ્યા નથી પણ એક ડગલું આગળ આવે છે. રાસડામાં, રામોમા વિધવિધ રીતે રાધાકૃષ્ણનું આરોપણ કરી લોકગીતોમાં તો ઋતુઓને પણ નાચવાનું અને રોવાનું મન થઈ જાય એમ વર્ણવી છે.

નીચેના ગીતમાં એવો ભાવાર્થ છે કે પૃથ્વી વરસાદની સ્ત્રી છે. વાયદા પ્રમાણે ધણી ન આવ્યો એટલે દીન વદને આકાશ સામી મીટ માંડી સ્ત્રી સ્વામિને આરાધે છે. પણ સાગરના જાયા એમ કહીને બોલાવે છે કારણ કે ગ્રામ્ય રૂઢીમાં સ્ત્રી ધણીનું નામ ન લે. ધરતી પોતાની

( ગરવો ઘણેણે વાજાં વાગરી રે જી-એ રાગ )

આવો આવો એકલધાર સાયબા વરસો મુશળધાર,
સાગરના જાયા કયારે આવશો રે જી ?
મહાજળના મોભી કયારે આવશો રે જી ?

છોરૂડાં તલખે રે ઘરનાં સામટા રે જી;
થાને ખુટયાં સરવાણ;
થાને ખુટયાં સરવાણ,
હોમે બાળડાં મારાં હાડને રે જી. ૧

અંગડાં સળગે ને ફાટયાં ઓઢણાં રે જી.
સ્વામી શેની કરૂં લાજ,
સાયબા શેની કરૂં લાજ,
સસરોજી વહુના મોઢાં ભાળશે રે જી. ૨

અંગડાં ખોદે છે ભુખ્યાં માનવી રે જી;
ઝીકે ઘણ કેરા ઘાવ,
ઝીકે ઘણ કેરા ઘાવ,
લાજું લુંટાઇ છે ઘરની નારીની રે જી. ૩

આઠ આઠ મહીનાનાં વિત્યા વાયદા રે જી;
ખુટયાં તેલ ધુપેલ,
ખુટયાં તેલ ધુપેલ,
નદીઓની લઇ થઇ સાયબા લુખરી રે જી. ૪

વાજતો ને ગાજતો સાયબો આવીઓ રે જી,
નજરૂ રાખો મહેરબાન,
ધીમા ધીમા મહેરબાન,
એની છડીઉં પોકારે વનના મોરલા રે જી ૫

વાહોલીએ વાળ્યા શેરી ચોવટા રે,
દીધા બાપે સનમાન,
દીધાં બાપે સનમાન,
કવિઓ એકચારે દાદુર ડેલીએ રે જી. ૬

હંસલો પલાણ્યો ધણીએ હાથથી રે જી,
વેગ જોયા નવ જાય,
વેગ જોયા નવ જાય,
હાબલે મેંમડના પડ ટોલીઆ રે જી. ૭

પહેલાં બોલાવ્યા છોરૂ વાછરૂ રે જી,
પછી ઘરડાની નાર,
પછી ઘરડાની નાર,
આંસુડા ખળકયાં રે એની આખથી રે જી ૮

૫ડે કાળો ને પીળી પાઘડી રે જી,
ખંભે પચરંગી ખેસ,
ખભે પચરંગી ખેસ,
નજરૂં હરિઆળી હૈડાં ઉજળાં રે જી....૯

લાવ્યો કટોરો લાવ્યો કાંગસી રે જી,
લાવ્યો ફુલડાં નો હાર,
લાવ્યો ફુલડાં નો હાર,
મારો સાયબો લાવ્યો રે લીલી ઓઢણી રે જી. ૧૦

( મજાદર સંવત ૨૦૦૨ અષાઢ વદી ૧૧ )

## ૧૩

## ચોપડા લઈ આવજો

તા. ૫-૧૦-૪૬ ના રોજ દિલ્હીની ગાદી આપણને ( આપણી જાતે ) મળી ગઈ. પોટલાં લઈને અંગ્રેજો પાછું વાળી જોતા જોતા બંદરોને કિનારે પહોંચવા માંડયાં. દિલ્હીથી આકરા અને ઉતાવળા હુકમો છુટવા માંડયાં. પ્રથમ તો રાજાઓ, મહારાજાઓ અને પૈસાપાત્રો ખળભળી ઉઠયા કે આપણું બધું જુંટવાઇ જશે. એ ભય ખોટો હતો. એવું કોઇ કારણ નથી. આ તો નામું સમજવાની જ ફક્ત વાત છે. લેણદેણ જમે ઉધાર સમજી લઇ ચોખવટ કરવાની છે. સૌના હૃદયમાં ભગવાન વસ્યો છે માટે આત્મારૂપી ઇશ્વરને કોઇ છેતરવાના દાવ ન કરશો. પ્રજાસંઘરૂપી અસુરને જીતવાને માટે ફક્ત એક દિલ જોશે. એ રૂપી નાવડીમાં જો કપટ રૂપી કાણું પડશે તો નાવ ડુબી જશે. કદાચ એમાં ઓપરેશન જેટલું ઘડીક દુઃખ થશે. છેવટે તો સ્ફૂર્તિ, તંદુરસ્તી અને આનંદ હશે. આપણા ચોપડાના મેળ એક અને સાચા હતા; પણ પરદેશીઓની દમબાજીથી એમાં બધા પક્ષોની ગેરસમજ થઇ હતી અને એ ભૂલનો દીર્ઘદ્રોહ સ્વરાજના

પિના ગાંધીજીના મનમાં નથી./ ખોટા આંકડાઓના ઢગલાવાળા જુના ચોપડા કોઈ ન લાવશો પણ છેલ્લા વરસનું જ એક સાચું સરવૈયું લાવજો. અને હવેથી શું કરવું છે તે સાદ કરજો. અત્યારે જ સમજણ અને ખાતાંની ચોખવટ કરવાની છે. એના માટે તો સંત તપસ્વી ગાંધીજી ગોળમેજી પરિષદમાં ગએલા પણ એની તપસ્યાનાં ફળ પાક્યાં ન હતાં એટલે ખાતાંની સમજણ ન થઈ કારણ કે ત્યાં પોતાના જ સાગે ફરી બેઠા હતા. (આંબેડકર). એ સમ્રાટનાં સ્વપ્નોની તો દિલ્હીના ચોકમા સમજણ થઈ ગઈ કે સ્વપનું જુઠું હતું. હવે તો ફક્ત એ સત્તાની રીતે ખાતાં માંડેલા એવા આપણા ઘરના જ ચોપડાની સમજણ કરવાની છે. શાહુકાર માણસે તો સૈકાઓની ભૂલચુક લેતીદેતી એમાં હીણપ નથી. કાંઈ પણ ડર સિવાય સૌ આવો. કશું બગડી ગયું નથી. સમ્રાટરૂપી સ્વપ્ન એ તો નિર્બળ હતું, ખોટું, ભ્રમણા અને છેવટે તો કંઈ જ ન હતું. છતાં એ તો સ્વપ્ન ઉડી જાય છે અને આવે છે જાગ્રત અવસ્થા. સ્વપ્ન ગયું. સ્વપ્નકાળ ગયો અને સ્વપ્નનો વ્હેવાર ગયો. ચોપડા લઈને કંઈ એકલા રાજવીઓને આવવાનું નથી. પણ અગીઆર વ્યક્તિઓએ (સંસ્થાઓએ) આવવાનું છે. ૧ ધર્મગુરુઓ, ૨ ગાંધીભક્તો, ૩ વેપારીઓ, ૪ વિધવાઓ, ૫ મજુરો, ૬ પતિ અને પતિ; ૭ બ્રહ્મચારીઓ, ૮ વિધુરો, ૯ કવિઓ, ૧૦ છાપાંપતિ અને ૧૧ શિક્ષકો એ સર્વને ચોપડા લઈ આવવાનું છે. બળિરાજા જેવી ચોપડાની સમજણ કરવામાં ડહાપણ છે. વામન ભગવાને ત્રણ ડગલાં ભૂમિ માગી. બળિએ આપવા હા કહી. ગુરુદેવ શુક્રાચાર્યે કહ્યું કે "હે રાજન તને છેતરી જવાના છે." પણ બળિએ તો હસીને કહ્યું કે "ભગવાન છેતરે એવાં સદ્ભાગ્ય ક્યાંથી?" ભગવાને બળિને પાતાળમાં ચાંપ્યો ત્યાં પણ બળિરાજાએ હરિના ચરણ જગથી ચાંપ્યા. ભગવાને પુછ્યું "બળિરાજા

શું કરો છો ?" બળિ કહે કે "હે નાથ, મારા દૈત્ય શરીરનાં હાડકાંથી આપના કોમળ પગમાં વસમું લાગ્યું હશે જેથી આપના ચરણ ચાટું છું." ભગવાને કહ્યું કે "બળિરાજા હવે આપણા ચોપડાની સમજણ થઇ ગઇ." જેટલું ભગવાને લીધું હતું તેથી લાખો ગણો ફાયદો બળિને થયો. છેવટે ભગવાને એના વહીવટની સંભાળ રાખવા કાયમ બળિને દ્વાર વસ્યા. એમ જ રાજાઓ રૂપી બળિરાજ; ગાંધીરૂપી વામન ભગવાન. ગાંધીજી એટલે પ્રજા અને એ પ્રજાસંઘને જ જવાબદારી અને રખેપું રાજાઓ સોંપી દે એજ વહીવટની સમજણ છે. અને પછી સાચા રાજાનો સ્વાદ એમને આવશે.

"હે રાજાઓ, મહારાજાઓ, અને લક્ષ્મીનંદનો, તમોને સત્તા અને પૈસાનો કરો ભ્રમ જ છે. તમારા શરીર પૂષ્ટ થયા છે એ સાચી ચરબી નથી પણ સોજા ચડયા છે. પ્રજાને છેતરી લેવાની યુક્તિ એ બુધ્ધિ નથી પણ લુચ્ચાઇ છે. સાચી ગરમી નથી પણ તાવ આવ્યો છે. તમારો જય બોલે છે એ તો દંભ છે. હૈયા તો હાય, શ્રાપ, પૂકારી રહ્યાં છે. બધાં મીંડા આગળ કરી પાછળ એકડો લખેલ છે. તમારે હિસાબે લાખો છે પણ જગતને હિસાબે તો એક જ કહેવાય. એ ભુલ સુધારો અને હસીને કસુન કરો."

"હે મહારાજો, તમો ખાતાં નબળાં કેમ પડયા છો ? ખબર છે. તમોને ભુત વળગ્યું છે, તમારા પેટમાંથી એ ભૂત ખાય જાય છે. તમોને દો પુરું પોષણ પણ મળતું નથી. (ઉપજ વધારી છે છતાં તિજોરીનું તળીયુ સાફ છે). એ પરદેશી ભૂત ચા'યું ગયું છે. તમારે માથે એ સત્તાની કૃપાનાં મુકુટો માંડયાં છે એ તો ખરી રીતે માથે દુઃખનાં ઝાડ ઉગેલાં છે. આટલું બન્યાં છતાં હજુ કપટથી તમો મીઠાં મીઠાં બાપલો

કરો છો કે—" મ્હારી વ્હાલી પ્રજા —એ જો સાચી કહેતા હો તો અભિનંદન પણ ફક્ત મોઢાથી જ કહેતા હશો તો આત્મા આત્માનો સાક્ષી છે અને સ્મશાનવત બની ગએલા પ્રજાના ખાલા ધામ ગામડાંએ એમાંથી કોઈ " બાપુ ! ધણી ! " એમ કહીને પાસે નહિ આવે—સાદ નહિ સાંભળે."

કહે છે કે એક એવો દેશ છે ત્યાં બધા સરખા, બધા સુખી, અને બધાની સરખી માલીકી એ દેશને પણ હિંદ મિત્રનામનું નોતરું પાઠવે છે કે "સામ્યવાદીઓ તમો પણ આવો અને સૌ સરખા એ મેળના ચોપડા લેતા આવજો રોજમેળ, ખડીયું, અને ખાતાવહી એ ત્રણે મેળ લઈ આવજો ફક્ત આંકડાની જરૂર નથી પણ ચોપડા અને કોથળી બેઉ લાવજો કે આંકડા પ્રમાણે કોથળીમાં છે કે નહિ ? (કદાચ નહિ હોય.)

" વિનાશી સ્વતંત્રતાનો ચેપ ફેલાવનારા નાઝીઓ, રુઝવેલ્ટો હિટલરો અને નેપોલીઅનો એ બધા આવજો આપ સૌની બુદ્ધિમાંથી દેશોને જે હાસલ લાભ મળ્યો હોય એ અમોને મિત્ર તરીકે જરા બતાવી જજો (નાસ્તિક સ્વતંત્રતા વિનાશ નોતરે છે નાશ, નાશ અને નાશની જ શોધમાં પરીણમે છે)"

કવિ ભલામણ કરે છે કે " હે દિલ્હીની ગાદી પર બેસનારા, તમો પણ જરા વિચાર કરી ખાતા સમજજો તખતને હિસાબે તમારામાં સત્તા હોય તો પરદેશીઓ સાથે સમજી લેજો પણ ઘરની સમજણ કરતા જોઈએ તો છુટછાટો પણ મુકજો એકનું નાકું ઝાલી ન રાખશો. વળી બીજી વાત એ છે કે દિલ્હીના સત્તાધીશો તમો બે તોલા ન રાખશો. પોતાનો તોલ કરવાના જુદા અને બીજાનો તોલ કરવાના જુદા એમ સિધ્ધાંતમાં બે રીતો હશે તો સંતનો મારગ લાજશે અને કપાળે કાળો દાગ રહી જશે."

"હે દેશભકતો, દેશની સત્તાના ધોરીઓ, તમો પૂ. ગાંધીજીના હથિયારોને વિસરી ન જશો એજ હથિયારથી આજે હજારો વર્ષે દિલ્હીના તખ્ત પર સ્વરાજની ધ્વજા ફરકી રહી છે. સત્તાના મદમાં જો એ ડોસાના હથિયારોનો ત્યાગ કરશો વિના અનુભવે તો તમારો અભ્યાસ ફકત ચોપડીમાં જ રહેશે. આ રહ્યાં એ યુગપુરુષના શસ્ત્રો સત્ય અહિંસા સંપ અને નમ્રતા એ ચારે મળીને એક અમોઘ બ્રહ્માસ્ત્ર બને છે. એનો સ્વપ્નમાં પણ ત્યાગ કરશો તો જે વાણીએ આ નાવ તાર્યું છે તેને કદાચ બોળી દેશો."

દિલ્હી તો લોહીના તરસ્યાઓને પણ મિત્ર તરીકે નોતરે છે કે "આવો આપણે પણ સમજણ કરીએ. કદાચ સમજણ નહિ કરો તો પણ એક દિવસ તમોએ વહીવટના બાળી નાખેલા ચોપડાઓની આગ અને છેવટે એના કણેકણને રાખને જીભ આવશે. એ જ્યારે તમારો હિસાબ ખોલશે ત્યારે બ્રહ્માંડો થરથરી જશે. એવા એ આંકડાં હશે."

"દેશમાં રહેવા છતાં દેશનો વિનાશ નોતરતા ઓ વનના વાંસડાઓ, તમો પણ આવો, વનરૂપી દેશને સળગાવવા તમો પહેલા જ બળી મરજો. પણ યાદ રાખજો કે વન કદીએ બળી જતું નથી. એ તો બીજે વરસે કોળી ઉઠે છે પણ તમો બળીને પહેલો હિસાબ ઈશ્વરના દરબારમાં આપ્યા પછી ફરી હિંદને હિસાબ આપવા હે દીકરાઓ અહિં આવજો. તમારે તો એ હિસાબો આપવા પડશે. ઈશ્વરને અને દેશને."

॥ હરિગીત ॥

**આદેશ આવ્યો આકરો વેગે બધે પળ વારમાં,**
**સહુ ચોપડા લઈ આવજો દીલ્હી તણા દરબારમાં.**

જે શસ્ત્રથી જનનીતણી ધ્વજ ફરફરી દીલ્હી વિશે,
હથિયાર એ ભુલી જશો તો ખ્યાલ કરજો શું હશે;
અનુભવ વિના અભ્યાસથી ધરતું જો ડહાપણ ડોળશો,
તો જે નાવ તાર્યું વાણીએ એ વહાણ પાછું બોળશો. ૧૧

સત્તા તણા તરસ્યા તમે કર ખંજરો લઈ આવજો,
વહીવટતણા જે ચોપડા જગ ચોકમાં સળગાવજો;
એ આગ બોલી ઉઠશે બ્રહ્માંડ આખું ડોલશે,
એ ખાખના કણ કણ બધા બાકી રહેલું બોલશે. ૧૨

પર્વતતણા પુત્રો બધા વન વાંસડાઓ આવજો,
પહેલાં સળગજો દીકરા પછી બાપને સળગાવજો;
સળગે ન કદિએ ડુંગરા કહે કાગ જમપુરમાં જજો,
હિસાબ હરિને ચુકવી કરી હિંદમાં હાજર થજો. ૧૩

( કુંડલા જવા ટ્રેનમાં તા. ૧૮-૧૦-૪૧ )

૨૪

## શું રહ્યું ?

ગીતનું નામ છે—શું રહ્યું ? આખા ગીતનો ઢોળ સત્તા પર ઉતરે છે. કોઈ પણ રાજ્યસત્તાનો વિશ્વાસ, ડર, આજ્ઞા, દંડ, ન્યાય, ઉદારતા, માન, હિંમત અને નિશ્ચય એ જો ચાલ્યાં ગયાં હોય તો તે માત્ર નામનો જ રાજા રહે છે. રાજપણું કહીએ બાકી રહેલું નથી.

(હરિગીત શું કહ્યુ)

જે ફુલની ફોરમ ગઈ ચંદન તણી સોરમ ગઈ,
વૃક્ષો ગયા વનમાં પછી બાકી રહ્યું તે શું રહ્યું ?
સાકરતણું ગળપણ ગયું અહિ'ફેન[1]ની કટુતા ગઈ,
આખ્યુ ગઈ પછી જીવનમાં બાકી રહ્યું તે શું રહ્યું ?
સાધુતણું જો સત ગયું પત્નિતણું પતિવૃત ગયું,
સત્તા ગઈ નૃપની પછી બાકી રહ્યું તે શું રહ્યું ? ૧

રવિરાજની કીરણો ગઈ આંબા તણી કેરી ગઈ,
સેવકતણું સહેવું ગયું બાકી રહ્યું તે શું રહ્યું ?
સરિતા રહી પણ જળ ગયું યોદ્ધાતણું ભુજબળ ગયું;
જો દંડ નૃપતિનો ગયો બાકી રહ્યું તે શું રહ્યું ? ૨

આમાત્યની તુલના ગઈ રક્ષકતણું શોધન ગયું,
આંધ્યા પછી કીરતી ગઈ બાકી રહ્યું તે શું રહ્યું ?
છાપેશની સમતા ગઈ ગુરૂજનતણી ગમતા ગઈ,
જો ન્યાય નૃપતીનો ગયો બાકી રહ્યું તે શું રહ્યું ? ૩

મિત્રો તણી મમતા ગઇ કવિઓની નિર્ભયતા ગઈ,
વક્તાતણું વર્તન ગયું બાકી રહ્યું તે શું રહ્યું ?
હિરાતણું પાણી ગયું ઝરણાનું સરવાણી ગયું,
ઉદારતા નૃપની ગઈ બાકી રહ્યું તે શું રહ્યું ? ૪

અન્નદાન ગૃહસ્થોનું ગયું બ્રમચર્ય યોગીનું ગયું,
જ્યાં જ્યાં પ્રજાનો સંપ ગયો બાકી રહ્યું તે શું રહ્યું ?

[1] અફીણ

દિલ કપશો ડરશો નહીં દિલમાં ન કોને વેર છે,
બે દિલ દુખાશે બે ઘડી અંતે તો લીલા લ્હેર છે,
દિલમાં વસ્યો ભગવાન છે દિલ દિલને છેતરશો નહી,
દિલનાવમાં કાણુ પડ્યુ તો આ દધી તરશો નહી. ૧

ઘરમાં કરી ખટપટ દગલબાજો હતા પરદેશના,
ઘરના ગુનેગારો શીરે રાસાતણે દિલ દ્વેશના;
ભુતકાળના કાગળતણા લાવો ન જાજા ચોકડા,
સાચે હીસેથી લાવજો છેલ્લા વરસના ચોપડા. ૨

કરવા સમજ ખાતાતણી તપમી ગયો વીલાતમા,
તપનાં ફ્ળો ફળીઆ નહી ઘરના હતા જ્યા ઘાતમાં,
સમ્રાટના સ્વપ્નોતણી દિલ્હીમા સમજણ થઇ ગઇ,
ઘરના હિસાબો સમજવાની વાત બાકી રહી ગઇ. ૩

સોસો વરસની ભુલ લેવી આપવી એમાં કશો વાંધો નથી,
હિંમત કરી સૌ હાલજો બાજી હજી બગડી નથી,
નિર્બળ હતુ લુલુ હતું કપટી હતું કંઇ ના હતું,
ખોટું હતું ભ્રમણા હતી ચાલ્યું ગયું સ્વપનું હતું. ૪

શ્રીરામ ને રહિમન તણા પયગામના અધિકારીઓ,
ગાંધીતણા ભક્તો અને નરમાસના બ્યાપારીઓ;
વિધવા અને સધવા વિધુર પત્ની પતિ બ્રમચારીઓ,
કવિઓ કલમબાજો અને શીઘ્ર પુષ્પના વનમાળીઓ. ૫

વામન થયો વૈરાટ ને ત્રણ ડગ ભર્યાં ત્રણ લોકનાં,
લુંટી જશે ગુરૂએ કહ્યું ચીતમાં બળીને શોકનાં;
પાતાળમાં પહોંચાડતાં રસના પ્રભુપદમાં ધરી,
રખપાળ કીધા રામને ખાતાંતણી સજ્જણ કરી. ૬

ખાતાં બન્યા દુર્બળ જમે એ ભુતનો વળગાડ છે,
મુકુટો નથી માથે ઉગેલાં દુઃખતણાં એ ઝાડ છે;
મીઠા મધુરાં ભાષણો સન્નીપાતનો વળગાડ છે,
ઉઠી ન કોઈ આવશે સ્મશાન કેરા સાદ છે. ૭

ચરબી નથી સોજા ચડયા બુદ્ધી નથી લુચ્ચાય છે,
ગરમી નથી છે તાવ આ આશીશ નથી પણ હાય છે,
મીંડા બધા આગળ કર્યાં લાખો ગણ્યા પણ એક છે,
પાનાં સંભાળો ભૂપતિ શું શું લખેલા લેખ છે. ૮

સૌને મળે સરખું બધા સરખાં લખો એ મેળ લઈને આવજો,
એ મેળમા જે હોય જમે એ કોથળી પણ લાવજો,
સ્વતંત્રતાના દોસ્ત થોડો સ્વાદ એનો કહી જજો,
હાસલ મળ્યુ એ માર્ગ અમને મિત્ર થઈ બતલાવજો. ૯

તલતલતણી ગણતર કરી પરદેશનુ સમજી જજો,
ઘરની સમજ કરતાં ભલા ભ્રુગ્છાટ થોડી મુકજો;
પોતાનણી અવરોતણી બે રીત સમજણમાં થશે,
તો સંતનો પંથ લાજશે અને દાગ કાળો રહી જશે. ૧૦

વાત્સલ્ય માતાનું ગયું દાતૃત્વ દાતાનું ગયું,
નૃપ માન રૈયતથી ગયું બાકી રહ્યું તે શું રહ્યું ? ૫

હુકમીની દુર દ્રષ્ટી ગઇ જો શીસ્ત સૈનીકની ગઇ,
પાદશાહની પ્રીતી ગઇ બાકી રહ્યું તે શું રહ્યું ?
વસ્ત્રોતણો જો કસ ગયો જીવન તણો સહુ રસ ગયો,
નૃપતીતણો દિલ ડર ગયો બાકી રહ્યું તે શું રહ્યું ? ૬

વૈશ્યોની જીવ દયા ગઇ ક્ષત્રીની શુરવીરતા ગઈ,
બ્રાહ્મણતણી વિદ્યા ગઇ બાકી રહ્યું તે શું રહ્યું ?
વાણીજ્યની નીતી ગઇ સત્તાની સમદ્રષ્ટિ ગઇ,
નૃપતી તણી હિંમત ગઇ બાકી રહ્યું તે શું રહ્યું ? ૭

શાશન ગયા નીતિ ગઇ મોભો ને મર્યાદા ગઇ,
શ્રી રામના સંતાનમાં બાકી રહ્યું તે શું રહ્યું ?
રૈયત તણું રંજન ગયું કહે કાગ બાકી શું રહ્યું ?
નૃપતી તણો નિશ્ચય ગયો, બાકી રહ્યું તે શું રહ્યું ? ૮

'સ્વામીનારાયણના ગઢડા ૧૫-૮-૪૨.'

૬૫

## ઘેલામાં પાણી

ગઢડાની નદી ઘેલામાં સ્નાનઘાટ ભાવનગરના દિવાનશ્રી અનંતરાય પટ્ટણીએ પોતાની માતુશ્રી રમાબાઈના નામથી બાંધ્યો. આખા રાજ્યમાં

આવો પહેલવહેલો બંધ બંધાયો. એમની સંપૂર્ણ તૈયારીને દિવસે ભાવનગરના નેક નામદાર મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજી બાપુ પણ પધારેલા. એ વખતે ત્યાંની સભામાં આ ગીત ગાએલું. ભાવાર્થ એવો છે કે નદીનું નામ ઘેલો. આ યુગમાં તો ડાહ્યા ડાહ્યાનાં પાણી ઘટી જાય છે. જ્યારે ઘેલો એટલે ગાંડાને કોણે પાણી ચડાવ્યું ? કોઇ લોઢાને હથિયારને પાણી ચડાવવા, સજવામાં પણ વસ્તુ જોઇએ. સરાણ, દોરી તાણનાર અને સજવાવાળો. ઘેલાને પાણી ચડાવવામાં પણ ત્રણ જણ. શ્રી. સ્વામીનારાયણ ભગવાન સજનાર, અનંતરાય પટ્ટણી સરાણ અને બંને વચ્ચે દોરી તાણનાર મારા મિત્ર શેઠ મોહનલાલ મોતીચંદ ગઢડાવાળા. એ આખા પ્રસંગમાં જ્યારે કામ અટકી પડતું ત્યારે નેક નામદાર મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજી બાપુ પાટે ચડાવી દેતા. કેટલો લાભ, રમાબાનું નામ રહ્યું અને ગઢડાના કુવામાં પાણી ચડયું. આગળ સ્વામિ નિષ્કુળાનંદજીએ સવાસો વરસ અગાઉ ગાએલું કે ( શ્રીજી મહારાજને ઝીલણીઆં, તળાવ રંગભીના કેશરીઆ એકવાર ગઢડે આવજો રે ) એ વાણી સાચી પડી. ભગવાનનું ભવ્ય મંદિર. સ્વામીનારાયણનો વ્યવસ્થીત બંદોબસ્ત. આખો ઘેલો કાળા પાણાથી સાધુવોને ન્હાવા આગળ બાંધી દીધેલો અને શોભાની ધ્વજો સમાન રમાઘાટ બંધાયો. અત્યારે તો કાઠિયાવાડમાં ગઢડું એ ગઢડું. ( શ્રી મોહનભાઇને હું ગઢડું કહીને બોલાવું છું ) છેવટે મહારાજા સાહેબને સંબોધીને ગીત પુરૂં થાય છે કે ભાવનગરની બીજી નવ મોટી નદીઓને ધોખો થાશે માટે આપ વ્હેલાસર આવા મોટા ગોટા બંધો દરેક નદીઓમાં બંધાવો.

( ભેરવી )

ચડાવ્યાં કોણે ઘેલામાં પાણી ?

હાયા હાયાનાં આ કળીજુગમાં

ઘટી ગયા છે પાણી. ચડાવ્યા કોણે.
કોણ સર્જ્યો કોણ સરાણ કોણે દોરી તાણી ?
જુગજુગ જુનો પાણી વિનાનો છુટી પડયા શરવાણી. ચડાવ્યા. ૧
શ્રીજી સર્જ્યો અનંત સરાણ મોહને દોરી તાણી;
તાણતાં તાણતાં તુટી પડેલી ત્યારે કૃષ્ણને હાથે સંધાણી. ચડાવ્યા. ૨
વાવ તળાવે પાણી ઘટીયાં ઘટયાં ઘોડાનાં પાણી,
તલવારૂનાં પાણી હટીઆં મ્યાનમાં રહી નીમાણી. ચડાવ્યા. ૩
દાણા વિનાની ભાવનગરની પ્રજા નથી પીડાણી,
આપણે ખાધું પાડોશીને આપ્યું રાખ્યું છે પાણી. ચડાવ્યા.૪
દિવાનોએ દાન દીધાની બહુ આગળ નથી એંધાણી,
રમાણાઇનું નામ રહે ને પ્રજાને મળી ગયું પાણી. ચડાવ્યા. ૫
ભાવનગરને માગ્યાં આપે પરમેશ્વર પાણી,
સોસો વરસની સાચી પડી સ્વામી નિષ્કુળાનંદની વાણી. ચડાવ્યા. ૬
કાગ કહે તમે કલ્પવૃક્ષ છો ઇચ્છીત દયો આણી,
નવ નદીઓને ધોખો થાશે એને ચડાવી દેજો પાણી. ચડાવ્યા. ૭

(સ્વામીનારાયણના ગઢડા તા. ૧૫-૮-૪૨)

૬૬

## જનેતાને જીવતી રાખી

ગઢડા વરસમાં આઠ દસ વખત જવાનું થાય. ચોમાસું હતું

રમાઘાટ પર બેઠેલાં ધોળાં મોતી જેવાં ઘેલાનાં નીર રમાઘાટ પરથી ઉથમે માથે પછડાતાં જતાં. વચ્ચે રમાઘાટ એવો આરસનો મોટો લેખ જોઇ મને આ ગીત સ્ફુર્યું કે શ્રી પ્રભાશંકર પટણી તો "કાયમ જીવતો દીઠો" (એ ગીત એમની શોક સભામાં મેં ગાએલું) પણ તેમનાં ધર્મપત્ની અને શ્રી અનંતરાય પટણીનાં માતુશ્રી રમાબાને તો દીકરાએ કાયમ જીવતી રાખી.

( સુના સમદરની પાળે-એ રાહ )

માવડલીને મોતને ટાણે રે માતાજીને મોતને ટાણે રે,
છેલ્લા એના શ્વાસ ઝીલતાં ભાઇ વવારૂને ભાણુજા બેઠાં રે. ૧

પાસે એને દીકરા બેઠાં રે છોરૂનાં છોકરાં બેઠાં રે,
નોતો એના ખાટલા પાસે એક એના સુખદુઃખનો સાથી રે. ૨

છેલ્લી એણે આંખડી ખોલી રે આંખડલીથી એટલું બોલી રે,
બેટા હું એટલું માગું રૂણ ચુકાવો જીવતી રાખો રે. ૩

નથી વૈકુંઠમાં જાવું રે નથી કૈલાસમાં જાવું રે,
ભાવેણાની ભોમકા વાલી દીકરા મારે અહિં રેવું છે રે. ૪

પાણીડાનાં પરબને બાંધી રે ઘેલાનાં નીરને રોકી રે,
કુવામાં વાવ તળાવે નીર છોએ 'છટ આપતી દળી રે. ૫

ઘેલામાં ગીતને ગાતી રે આઠે પોર નાવણું નાતી રે,
હેજે પ્રભુ દીકરા આવા હું જ માતા ભરથારને દાદી રે. ૬

હું છું ગોપીનાથને હેગે રે બાપુ તારો કૃષ્ણને હૈયે રે,
આવે કોઇ કાગ કે આંટી ક્યાંય નો જાજે કૃષ્ણને કહેજે રે. ૭

(ગઢડા ૩-૯-૪૨.)

૧૭

## ચડવું કેવું નડે છે

એજ રમાધાટ પર બેઠેલા છલોછલ મહાસાગર જેટલાં પાણી જાણે બંધને તોડી નાખવા માથાં પછાડતાં હોય એવું લાગતું. પોતાને દરીઆમાં જતાંને રોકી રાખનાર આશ્રયદાતા એવા એ બંધને તોડવા મહેનત કરતાં એ ઘેલાનાં પાણી છેવટે થાકી જઇ બંધના પગમાં પડી પડી દરીઆ ભણી દોરાતા હેઠાં પડે છે. ઇશ્વરે બાંધેલી મર્યાદા પર જે ચડવા જાય છે તેની આ પાણી જેવી દશા થાય છે.

(ભેરવી)

રમાધાટનાં પાણીને પુછો ચડવું કેવું નડે છે?
જગતમાં કેવા હેઠા પડે છે?

હરીએ સૌની જે હદ બાંધી એ હદ માથે ચડે છે,
જગતમાં કેવાં હેઠાં પડે છે!
જેનાથી જે ઉંચા ચડીઓ જીવન જેહ વરે છે,
જાતાં દરીએ ગણ્યા જેણે તેહની સાથે લડે છે. ૧

લાગી જાતા કરીઆં ભેગાં ઉભો પાય ખડે છે,
સાથે મળ્યાં ત્યાં ચડવા માંડ્યાં ભેરૂની સાથે ભડે છે.
રાખણહારને રોળી નાખો એવા ઘાટ ઘડે છે,
રમાઘાટનું રોમ ન ફરકયું પાણી નીચા પડે છે. ૩

ખડતાં પડતાં કંઈક ચભડતાં પગમાં પાણી પડે છે,
રાખ્યા તેને માથે ચડતાં રંક બની રખડે છે. ૪

ચોમાસામાં ઘેલા બન્યા તે દરીઆ પંથ દડે છે,
કાગ કહે સૌ જઈ ભેગે ભેળાતું ગડદે છે. ૫

(મરડા તા, ૨-૯-૪૩)

## ૬૮

## ગંભીરતા

મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજી બાપુમાં ઘણા મહાન ગુણો છે એમાંથી એક જ એની ગંભીરતા પ્રત્યે ગોપનાથજીમાં આ ગીત લખાએલ છે કે એમની ગંભીરતા કદી હદ છાંડતી નથી.

કૃષ્ણ તિહારી ગંભીર વૃત્તી,
સર્વોતમ સબસે સૃષ્ટીમાં,
બદલી નહીં એક રતી........કૃષ્ણ.

સબ કોઉ કહત મુનિજન સાખી; સાગર નિર ગંભીર અતી,
ઉનમે એક કલંક પર્યો હે ઓટ અરૂ ભરતી. ૧

પ્રાન જીવનવો પવન કહાવત ગંભીર ઇનકી વહન ગતી,
કબહુક ભારી તુફાન મચાવત દેત મહા વિપતી. ૨

ભુમિ હ્રદય અતિ ગંભીર ભાશત ધરનીકી અદભૂન ધૃતી,
બહુ ધરની ધીરજ ત્યાગત ધરની કંપ કરની. ૩

ગંભીર ગગન ગહન તન નિર્મલ માનવ પાર લહેન મતી,
કબહુ તો વર્ષાકી વખતમે ઉનકી આંખ ફીરતી. ૪

જોહિ ગોકુલમે જોહિ મથુરાંમે વોહી ભારતમેં થી,
જો અનુકુલમેં વો પ્રતીકુલમેં કાગ કે તેરી મહામતી. ૫

ગોપનાથ ૧૯-૨-૪૨

૧૯

## મિલાપ

જેઠ સુદમા મહારાજાનો જન્મ દિવસ અને એ ગોપનાથમાં ઉજવાયો હુ ત્યા ગએલો તે વખતે ઘણા દિવસથી મહારાજાને મળેલો નહિ એટલે નીચેનુ ગીત ગાએલુ કે આપને મળવાની મારે જરા પણ ગર્જ નથી કારણ કે નીચેના પ્રસંગો વ્યકિતઓ વગેરે જોઉ છુ એમાં મને કૃષ્ણનું દર્શન થાય છે. ફક્ત મળવાની ગરજ તો આપને જ રહી કારણ કે હુ તો સુરતરૂતો મળુ ત્યારે જ આપ મને મળી શકો.

ગર્જ નહીં હમકોં મિલનેકી કાયમ કૃષ્ણકોં મીલ્યા કરો,
આપકોં મિલનાં હોય કૃપાલુ તો હમકોં પ્રભુ યાદ કરો. ....

સજ્જનતામેં, સુહરદીમેં, સ્નેહમેં, સત્યમેં, નજર કરો,
સાગરમેં, સરમેં, સરિતામેં, શુરમેં, શર્મીમેં દેખ્યા કરો. ૧

ગોધનમેં, ગીરીમેં, ગહવરમેં, ગંભીર નરકા ગૌર કરો,
ગરીબોમેં, ગુનીમેં, ગરીપરવર દીન દયાલુકો દેખ્યા કરો. ૨

ન્યાય નરોત્તમમેં, નરવરમેં, નિતિવંતપેં, નજર કરો,
નિષ્કલંકમેં, નૌતમતામેં, દ્રઢ નિશ્ચયકો દેખ્યા કરો. ૩

નમ્રતાઈમેં, નિરવ્યસનીમેં, નિડરતાઈમેં દીઠ પરો,
નિષ્કપટીમેં, નારાયનમેં, કૃષ્ણકોં દેખી પ્રણામ કરો. ૪

વિજયકુમારિમેં, વિરભદ્રમેં, વિજયમહાલપે નયન ધરો,
વિકટરમેં, વૃક્ષોમેં, વ્યાપક ભાવનંદકો ભેટયા કરો. ૫

કુલવાનમે, કદરદાનમેં, કવિ કોવીદકે હ્રદય ખરો,
ફાગ કે કંઠમેં કૃષ્ણ બિરાજે, મ્હોબતવાલે મિલ્યા કરો. ૬

(ગોપનાથ જેઠ શુદ ૩)

## ૨૦

## કાયમ ખુલ્લે દ્વાર રહે

યુવરાજ શ્રી વિરભદ્રસિંહજી ગેમ્સ વખતના મેલાવડામાં આ

ગીત ગાએલું છે. કોઇ રાજાના કાવ્યમાં આડકતરો રાજાઓને દિશા સુચનનો લક્ષણાર્થ ચારણો લાવે છે. મારાં ગીતો પણ એજ રીતનાં રચાએલ છે.

ભાવનગરકે રામરાજ્યમેં કોઉ ન ભુખે પેટ રહે,
સબ રૈયત પર સમ ભાવોંસે રાજ્યકી નૈયત એક રહે....

ભરે તલાવ રાજ્ય આગ્રનસેં, નદિઓંકા જલ રૂક રહે,
ખેતી કુંજ લહરાતી રહે ઓર, સબકે ઘરમેં ધાન્ય રહે. ૧

ઘરકી ગૌવાં, ઘરકે બછડે ઘરકી ઘરમેં ખેતિ રહે,
ઘરકે રાજા, ઘરકી રૈયત, ઘર ઘરમેં નવ કલેશ રહે. ૨

નહિ ઝુલ્મસેં વ્યાપારીઓંસે વૈશ્ય સદા ધનવાન રહે,
વિદ્યા ઔષધ ગ્રામ્યજનો પર શહેરી ગૃહસ્થ ઉદાર રહે. ૩

રક્ષણહાર બને નહિ ભક્ષક નૃપકી કાયમ નજર રહે,
સબકે કારન નિજ'બાગકે કાયમ ખુલ્લે દ્વાર રહે. ૪

પ્રજાસંઘ અરૂ રાજ્યદંડસેં અબલ સબલ સબ અભય રહે,
યુવાનકા ઉત્સાહ રહે ઓર વૃધ્ધોંકી સલાહ રહે. ૫

રાજપુતોકે વિર ધર્મસે નિર્મલ ગૌવા પાલ રહે,
વિજયકુમારી રાજ્યમાતકા સદા અખંડ સુહાગ રહે. ૬

શરીર સુદૃઢ કરને કે કારન વીરભદ્રકી ગેમ્સ રહે,
કાગ હમારે કૃષ્ણ ભૂપ પર માતાજીકી મહેર રહે. ૭

## ૨૧

# ગોદ્ધાર

ખેતીવાડીના પ્રદર્શન વખતે ગાએલું. ભાવાર્થ એવો છે કે સૌ કોઇ ગૌ સેવા કરવાનાં ભાષણો કરે અને લાખપતિ શેઠીઆ કે બસો પાંચસોનાં અમલદારો કોઇ આંગણે ગાય રાખે નહિ. ઘી મંગાવે તો પણ ભેંશનું. ગાયની ઓલાદનો કાઠિયાવાડમાં પ્રથમ ઉદ્ધાર કર્યો હોય તો ભાવનગરે. ભાવનગરની ગૌશાળાની ગાયો જોઇ નથી ત્યાં સુધી જીંદગીનું અર્ધું જોવાનું બાકી રહ્યું છે. ખાસ કરીને મહારાજાના નાના ભાઇ શ્રી નિર્મળ-કુમારસિંહજી પોતે ખાસ દેખરેખ રાખે છે. અને એની અસર આખાએ રાજની પ્રજા પર પડી છે વીજળીને વેગે ભાવનગર રાજ્યમાં ગાયોના વંશનો ઉદ્ધાર થઇ રહ્યો છે તે અભિનંદનને પાત્ર છે.

કૈસી સેવા રહી હમારી વો સબ હાલ સુનાતીહું,<br>
ગોકુલવાલે કૃષ્ણ ગએ અબ કૃષ્ણસે ધ્યાન લગાતીહું;<br>
લાલ હમારે સુખ સુખ લકડી દેખી દેખી દુખ પાતીહું,<br>
સારે વર્ષમંહ એક દિવસમેં પેટ ભરી નહીં ખાતીહું. ૧

દુધ હમારે જલસે પતલે હાડ ભીંતરસેં લાતીહું,<br>
માતાજી કહેનેવાલોંકા પૂજનસે ગભરાતીહું. ૨

પેટમેં ભુખ, આંસુ અંખીઆંમે, રોરોકો દિખલાતીહું,<br>
મેરે દુધમેં સાર નહીં હે સુભકે સંકટ પાતીહું. ૩

એઠે જુઠે ઘાસ મીલેમેં વોઢીસેં પ્રાન બચાતીહું,<br>
મેરે પુતકી મહેનતકા મેં ન્યાય કદિ નહીં પાતીહું. ૪

ભાવનગરમે આકે દેખો, કામધેનુ દરશાતીહુ,
ગોપ્રમન પ્રતિપાલ ભુપકા જયજયકાર સુનાતીહુ. ૫
નિર્મલકી નિર્મળ સેવાસે, મંગલ ભોજન પાતીહું,
કાગ હર્ષ ઘરી રાત દીનસમે કૃષ્ણકે મગલ ગાતીહુ. ૬
(તા ૧૪-૬-૪૬)

## ૨૨

## એ દિ બાવણુ થાય

ભાવાર્થ એવો છે કે પાનખર ઋતુ એ ખરેખર તો નવા પાન્ડા આવવાનુ નિશાન છે ઉનાળાના તાપ એ તો વરસાદની આગાહી છે ખેહેનામર નાશ થાય એ વહેતુ સર્જવા

[ વહુએ વગોયા મોટા ખોરડા—એ રાગ ]

વનરા ભલે એ દી બાવણુ થાય રે,
વેવા સળગેએ વેલા ઠોળવા રે જી.
શીશીર આવી શ્રાપ ઝીલતી રે જી,
વસતે એને થઇ પડયા વરદાન રે. વ્હેલા ૧
આવ્યો ઉનાળો ધુણી ધીખતો રે જી,
ચોમાસે એની ધુણીએ પાણી ધાર. વ્હેલાં ૨
આવ્યો કાનુડો મેડા ચોરતો રે જી,
છેવટે એ તો દુનીઆ કેરો દેવ રે. વ્હેલાં ૩

વાવણી આવી કોઠીના કણ હર્યાં રે જી,
લાણી ટાણે ભરીયા છે ભંડાર રે. વ્હેલાં. ૪

આવ્યો ગાંધીડા ગાળું ઝીલતો રે જી,
છેવટે થાક્યો ખાતાં એ ખમકાર રે. વ્હેલાં. ૫

(રાજકોટ તા. ૧-૪-૪૬.)

૨૩

# એકલી

સ્ત્રીજીવનના ગીતોમાં નોકરી એ બહુજ વલોપાતીઓ શબ્દ થઈ પડ્યો છે. આગળના ગીતોમાં પણ વેરણ ચાકરી એમ સંબોધન આવે છે. ધણી નોકરીએ ગએલો ઘરમા કોઇએ નથી. આખો દિવસ શું કામ કરીને કાઢવો? મોટા ઘર, આગસની ઓશરી, પાણીની બાંતો, મોટી ડેલી, એમાં એકલી.

( રાગ ઉપરનો )

ઊંચડા મંદીરમાં હું તો એકલી રે જી,
કેમ કરી મારા દુ:ખના દાડા જાય રે.
કેમ કરી આ લાંબા દિ લેવાય રે,
પરણ્યો હાલ્યો છે વેરણ ચાકરી રે જી.

નથી સાસુ કે નથી સસરો રે જી,
નથી ઘરે જેઠાણી કે જેઠ રે. એવડા....૧

નથી દેવરીઓ ઘરે લાડકો રે જી,
નથી તીખા નણદી કેરા બોલ રે. એવડા...૨

નથી સાથી કે નથી બાળ ધીરે જી,
આંગણે નથી ગાયું કે ગોવાળ રે. એવડા...૩

નથી ચંદરવા નથી ચાકળા રે જી,
આંગણે નથી વલોણાના વાસ રે. એવડા...૪

માથે ગંગા ખોળે બે બાળુડાં રે જી,
એકલો નથી ઉમયાનો ભરતાર. એવડા...૫

હૈયે વાદળડી ખોળે વીજળી રે જી,
એકલો નથી આભમાં કાળો મેઘ રે. એવડા...૬

સ્વપને બાળું હુ સેજે સાયબો રે જી,
બે ઘડીમાં હુ જબકી જાગી જાઉં રે. એવડા...૭

ગાલેથી આંસુડાં હૈયે ઉતરે રે જી,
બે ઘડી મારે ખોળલે બેસીને જાય રે. એવડા.... ૮

નાવે બંધુડો નાવે માવડી રે જી,
નિસાસો આવે એકલીને આધાર. એવડા ... ૯

( રાજકોટ તા ૧-૪-૪૬ )

## ૨૪

# વીરને પુષ્પ

ગોહિલ વંશના કુળદીપકની દેરી ઘોઘામા છે ત્યાં દર્શને ગએન ત્યારે ગાએલુ આ ગીત છે. મોખડા ગોહેલનું માથું ઘોઘામા પડેલું અને ધડ સાત ગાઉ ખદડપર ગામે બાદશાહી ફોજ સામે લડતા પડેલું. બેઉ ઠેકાણેથી એની દેરી છે. ખભાતના અખાતમા હજુ પણ ખારવા મોખડાજીની માનતા માને છે.

મરવા હાલ્યો છે ગોહીલ મોખડો રે જી,
ઘોઘામાં કાંઇ મચીયું છે ઘમશાણ રે....મરવા.

સરણાયું વાગી સીંધુડા સુરની રે જી,
ત્રહકયા ઝાપે વેરીયોનાં ત્રબાળ. મરવા....૧

હેદળ ચડીઆં મે હેમર હુકળ્યા રે જી,
હુબકે નાખી હાથીઅુંવાળી હીચ રે. મરવા ...૨

થડકયા ડુંગરડા સાયર ભાગીઆ રે જી,
ભોમ ધણેણે ધુંધળો આભે ભાણ રે. મરવા ...૩

મેલ્યા કુવરીઆ સુતા પારણે રે જી,
મેલીઆ છે કાંઇ રાણીઅુ રણવાસ રે. મરવા ...૪

મેલી ડેલી ને મેલ્યા ડાયરા રે જી,
મેલી દીધા જીવના કેરા મોહ રે. મરવા ...૫

લીધા કુંવરને મોઢે બાકીઆ રે જી,
મુખમાં લીધાં તુળશી કેરાં પાન રે. મરવા....૬

ચોડયા સીંદુરીઆ થાપા છાતીએ રે જી,
હાથમાં લીધી ભવાની ભિકાર રે. મરવા...૭

ખોલ્યા દરવાજા ફેળ્યું આફળી રે જી,
ઝાટકાવાળી લાગી ઝાકાઝીંક રે. મરવા....૮

હાથી પાડયા ને વેરી હારીઆ રે જી,
રાખીઓ તે દી જાતો ગોહીલવાડ. મરવા... ૯

પડીયુ માથુ ઘોઘાને પાધર રે જી
ધડ ધીંગાણે હાકયું મારી ધાય રે. મરવા. ૧૦

સો સો નમણું શુરાને કાગની રે જી,
રજપુતીના ગોહેલો રખવાળ રે. મરવા..૧૧

(ઘોઘા સં ૨૦૦૨ ના મહા સુદ ૧૫ )

૨૫

## દીવો માથું ધુણે

દિવાનું માથું કાયમ ડોલ્યા કરે છે, દીવો શા માટે માથું ધુણાવે છે અને શા માટે બધો બળી જાય છે? દીવો પોતાનું દુઃખ બતાવી

આપે છે કે નીચેનાં બધા પાપ કૃત્યોમાં મારી હાજરી હોય છે, એ નજરે જોવાથી મારૂ હૃદય સળગી જાય છે અને માથું ડોલી ઉઠે છે.

( એક વાર હસા રે રંગ વાદળી-એ હીંચનો રાગ. )

માથડાં ધુણે છે રંગ દીવડો.
જોઇ જોઇ સળગી બધો જાય રે. માથડાં.
આંખે ભાળેને બાળે અંગડા. માથડાં.
જોઇ જોઇ સળગી બધો જાય રે. માથડાં. ૧

બેરૂ થયાને ભેળા પોઢીઆ રે. માથડાં.
કાળજામાં લઇ હુલાવ્યો કંટાર રે. માથડાં. ૨
જીભે અભેપદ આપીઆં રે. માથડાં.
કલમે આલેખ્યો એનો કાળ રે. માથડાં. ૩
ખાધુ પીધું ને જે ઘર ખુંદીઆું રે. માથડાં.
એકલો રાતે ઉઘાડે કમાડ રે. માથડાં. ૪
છોરૂ જન્મેલાં રાંડી રાંડને રે. માથડાં.
દાટવા એને ખોદાણા ભંડાર રે. માથડાં. ૫
ઢાળે વીજણુલો સુતો સાયબો રે. માથડાં.
એકલી હાલી અબળા માઝમ રાત રે. માથડા. ૬
ઉંચા ઘરના જે બ્રામણ વાણીઆ રે. માથડાં.
રાતે કાઢે શીશાની[1] સંભાળ રે. માથડાં. ૭

વીણુ અપરાધે વીંચી આંખડી રે. માથડાં.
કલમે લખ્યાં ફાંસીના ફરમાન રે. માથડાં. ૮

(ભાવનગર તા. ૯-૩-૪૬)

૨૬

## માવડીની દેયું બ્હેંચી રે

મુંબઈ કાઠિયાવાડ સંમેલનમાંથી હું અને ગઢવી શ્રી મેરૂભા પાછા થવ્યા ત્યા ઘણા મિત્રોએ કહેલું કે "હિંદના ભાગના પડયા એનું ગીત કેમ નથી બનાવ્યું ? જરૂર બનાવજો.' ભાગલા પડયે ઘણા દિવસ થએલા પણ હુ તો ગાંધીજીનો ભક્ત છું, ઈશ્વર પર પોતાના અજ્ઞાન ન ઢોળાય. પણ છેવટે રહેવાણુ નહિ અને ટ્રેનમાં ગીત લખાયું. આખો ભાવાર્થ એવો છે કે આગળ એક ગામડામાં બે ભાઈની વેચણુ થએલી એમાં એક ગાય મજમુ રહી. કોઈ રીતે એનું સમાધાન ન થાન બને ભાઈ હઠીલા. છેવટે પંચોએ ઠરાવ કર્યો કે મોટા ભાઈને ભાગે ગાયનો પાછલો ભાગ – આચળ વગેરે અને નાના ભાઈને ભાગે મોઢું. બને ભાઇ રાજી થયા. રાતે મોટો ભાઈ આનંદમાં ને આનંદમા ગાયને દોવા ગયો ત્યાં નાને ભાઈએ મોઢા પર લાકડી મારી. ગાય ફેંકીને ભાગી ગઈ. એક ગાય અને આગળ પાછળ બે ભાઈ. એકના હાથમાં લાકડી અને બીજાના હાથમાં બોઘરું. ફળીઆમાં ધમચકડી મચી. આખું ગામ ભેળું થયું. મોટે ભાઇએ પંચોને ફરીઆદ કરી કે 'મને દોવા દેતા નથી.' નાને ખુલાસો કર્યો કે "મોઢું તો મારા ભાગમાં આવ્યું છે ના ! હું તો કપાસીયા ઘાસ પણ ખવાડુ અને લાકડી પણ મારૂં છેવટે વેચણુના પુરા હાથ

બન્યા. આજે દેશના ઉલ્કાપાતોનું વર્ણન મન; જીભ કે કલમ કોઈ કરી શકે તેમ નથી. હિંદુ અને મુસલમાનની આજ દિવસ સુધી બધી વ્હેંચણી થએલી પણ વિચાર વહેંચાણા ન હતા. આજે તો વિચારો પણ વહેંચાઇ ગયા. અરે રામ અને રહીમાનના વહેંચનારા હિંદુ અને મુસલમાનો બંને સમજે. એને ન વહેંચાય;

( આભમાં ઝીણી ઝબુકે વીજળી રે-એ રાહ )

માવડીની દેહું વ્હેંચી રે,
જીવતાં ગાંધી જવાહર જીવતાં રે,
પાડયા કોણે જીવતી જગતીના ભાગ. માવડી.

વેંચ્યાં બંધવ ને વેંચી બેનડી રે, વેંચ્યાં ખંજરે નાના બાળ. ૧
વેંચ્યાં સોનલાં ને વેંચ્યાં રૂપલાં રે, વેંચી ઘર નારીની લાજ. ૨
વેચી કોરટું ને વેંચ્યાં કાયદા રે, વેંચ્યાં નાટકી રાજાના વેશ. ૩
વેંચી ફોજું ને વેંચી ફાંસીઉં રે, વેંચી તોપ અને તલવાર. ૪
વેંચ્યા ઓરડા ને વેંચી ઓશરી રે, વેંચ્યાં ગાયનાં આંચળ ને મુખ. ૫
વેંચી કલમ દોત ને કાગળો રે, વેંચ્યાં ખાપણુ ને રે મશાણુ. ૬
વેંચ્યા આભ પાતાળ ને સાયરાં રે, વેંચી લીધા દીલડા કેરા વિચાર. ૭
વેંચ્યા દાણા ને વેંચ્યાં દુધડાં રે, વેંચી નીત્યના ધીંગાણાની વાતું. ૮
વેંચી ગંગા ને વેંચી જમનાં રે, વેંચ્યા રાજા ભગીરથના કોડ. ૯
વેંચ્યા ખોળા ને વેંચી છાતીઉં રે, દીકરાએ વેંચ્યાં જનેતાનાં લોહી. ૧૦

વેચ્યાં આંસુ ને વેચ્યાં હાડકા રે, વેચ્યા ધોળા જનેતાના વાળ ૧૧
કાગ કે વેચ્યાં પુસ્તક ને પાનીઆ રે, વેચ્યા રામ અને રહિમાન ૧૨

( કોઇનો લાડકવાયો—એ રાગ. મરાઠી સાખી. )

એક વખત ઇશ્વરના ઉરમાં યાદ અનુપમ આવી,
સુર ભરેલી અજબ સાનની બંસરી એક બનાવી;
ઘડતર કોઇ વખત આવી આગળે એણે ન ઉપજાવી. ....

સાત છીદ્રમાં સર્વ તાલ ને સપ્તક સાત મધુરા,
નાનીશી વાંસળડી એમાં એકે ન રાગ અધુરા;
પશુ પંખી કણ તૃણ પુર્યાં વન વન સુંદર સૂર ધુર્યાં. ૧

સૌને દે પ્રભુ સરખું દેજે એક અવાજે ગાતા,
પડખે પડખે સાતે છીદ્રો, હેરિ હેરિ હરખાતા;
પરસ્પર કલેશ નહિ કરતાં, મળતું વ્હેંચી સૌ ખાતા. ૨

સમયે ફરતાં સમયે સુતાં, મન મુખડા મલકાતાં,
સમયે ખાતાં સમયે પીતાં, સમય સમય ફળતાંતાં;
ગાયન સરખું સૌ ગાતાં જીવતાં આનંદ ઉભરાતાં. ૩

એકલધારૂં સંગીત સાંભળી ઇશ્વર ઉર અકળાણું,
બંસી બસુરી કરવા એણે પાડયુ આઠમું કાણું;
ગાશે કેવું હવે ગાણુ સુણવા હરિ મન લલચાણું. ૪

વિશ્વતણી વાંસળડી હરિએ, હાથે કરીને બગાડી,
ભુલ્યો ભગવન પછી પસ્તાયો, કાણું આઠમું પાડી;
ઉઠયું એ છીદ્ર મુખે ત્રાડી, દીધા સૂર કોમળ સંતાડી. ૫

સુંદરતા જગની સહુ લુંટી, સાચી વાત છુપાવી,
શબ્દ તણી સૃષ્ટી સરજીને જુઠી જાળ બનાવી;
મનથી નિતી ઉપજાવી, જગતની હોળી સળગાવી. ૬

ઈશ્વરનાં આસન લેવાનું, ગાયન મુખથી ગાતું,
ગાતું જાતું સૌને ખાતું કાગ કહે ન ધરાતું;
માનવી એને કહેવાતું, અવરનું જે ભરખી જાતું. ૭

૨૯

## દોરંગી દુનિયા

જગતમાં કોઈનું કોઈ છે જ નહિ. ઇતિહાસ એમ બોલે છે કે બધી માયા મહોબ્બત સ્વાર્થની જ છે. સ્વાર્થના રંગમાં રંગાએલી જગતની વિચિત્રતા અનિર્વચનીય છે. આજે જેનાં મંદિર માંડીને આપણે પૂજા કરીએ છીએ ને શ્રી રામચંદ્રજી અને માતા સીતાજી એની રામકથા આપણી સામે પડી છે. ફક્ત એક જ ક્ષુદ્ર ધોબીના કહેવાથી શ્રીરામ આખું રાજકુટુંબ, અમીર, ઉમરાવ, મહામંત્રીઓ અને પ્રજાસંઘ એ તો બધા ઠીક પણ મહાઋષિ વશિષ્ઠજી એણે પણ માતા સીતાનો વનવાસ ન અટકાવ્યો અને વર્ષો સુધી વનવાસ ભોગવ્યા છતાં પાછાં તેડી લાવવા કોઈએ શ્રીરામને ન કહ્યું. અયોધ્યાનો રાજકારભાર આનંદથી ચાલતો હતો. સીતાજી વીના કોઈને અધુરૂં ન લાગ્યું. છેવટે છેવટે શ્રી રામના યજ્ઞમાં જાનકીજી પધારે છે. રામચરણની સેવાલાલસી એ જગતમાતા રોતી; કળતી, બે પુત્રોને કોઈને સોંપ્યા સિવાય પૃથ્વીમાં સમાય જાય છે. ત્યારી છે આ દોરંગી દુનિયા એના લાખ્ખા રા !

ભગવાન શ્રી કૃષ્ણે પોતાની તથા કુટુંબની નિર્ભયતા માટે ગોકુળ મથુરાં છોડી દીધું. ભાગ્યા હિંદુસ્તાનને આથમણે કાંઠે. ઠેઠ દરીઆ કિનારે વસ્યા. ત્યાં પણ જરાસંધ રાજાના સૈન્ય એને મારવા આવ્યાં હતાં. યાદવોની અસ્તી એ તો શ્રી કૃષ્ણ ભગવાનને લઇને જ હતી. છતાં શકાદિત યાદવની મણી ચોરાઈ એ ચોરી શ્રી કૃષ્ણ પર ઢોળી દેવામાં આવી હતી. છેવટે એક ભીલના બાણથી પોતાનો દેહ છોડી દઇ સ્વધામ પધાર્યા. જગતહિત કરનારની માણસોએ આ દશા કરી છે. માટે હે કાગ તું તો શું ? તારે કદી કોઇનો ધોખો ન જ કરવો, પ્રાણી માત્રમાં સ્વાર્થ રહેલ છે. અરે જડ, ચેતન સર્વ સ્વાર્થમયજ છે. વિવેકવિનાના પાત્રને દીવો છોડી જઇને અંધારાની ઓટે સુઇ જાય છે. ફળ વિનાના વૃક્ષોને પક્ષીઓ છોડી દે છે. વૃધ્ધ પિતાને દીકરાઓ ત્યાગી દે. જે પરમમિત્રો પણ સ્વાર્થ ન સરવાથી છોડી દે છે. એટલુંજ નહિ પણ કદાચ દુશ્મન પણ બને છે. પોષક પિતાનું મુડદું હજુ પડયું હોય ત્યાં યુવરાજને કપાળે રાજતિલક થાય છે. આ તે મરણનો શોક કે હર્ષ ? જગતના તબેલામાં હાથી અને ગધેડો બન્ને બાંધ્યા છે. કયારેક હાથી પર બેસાડી ખમકાર કરશે અને ક્યારેક અવળે ગધેડે બેસાડી ધુળ ઉડાડશે. એમાં હે કાગ; હસવા અને રોવા જેવું કંઈ છે નહિ. સ્વાર્થ વિના જીવનો એક જ સગો શ્રી કૃષ્ણ છે.

(હરિગીત)

આ લોકના સાગર વિષે કોઇ નાવથી તરસ્યો નહીં,<br>
દુનીઆં તણા દો રંગના ધોખા કદી ધરસ્યો નહીં;<br>
જગદંબ માતા જાનકી ધીક્કારથી ધોબી તણા,<br>
શ્રી રામની મહારાણીએ જંગલ વિષે પુત્રો જણ્યા.

મન કંપતી આશાવતી પૃથ્વી તળે પેસી ગઈ,
રાઘવ ચરણુનેવા તણી એક આશ દિલમાં રહી ગઈ. ૧

ગોકુળ તજી મથુરાં તજી સાગર કિનારે જઈ વસ્યા,
ત્યાં પણ પ્રભુને મારવા જોધ્ધા જરાસનનાં ધસ્યા;
મણી કાજ મોહનને જુવો સૌ નાતથી નોખા કર્યા,
અંતે હરીના પ્રાણને જો ભીલને ભાલે હર્યા. ૨

દિવેલ દેખે ત્યાં લગી જાંખો એ જરીએ થાય ના,
તળીએ ન ભાળે તેલ તો દીપક પછી દેખાય ના;
પાલક પિતાનો જીવ જ્યારે કાળથી ઝડપાય છે,
મુડદું પડયું યુવરાજને ભાલે તીલક ત્યાં થાય છે. ૩

ભ્રમરો ભમે ફૂલઝાડમાં ત્યાં સ્નેહથી બંધાય છે,
પુષ્પો વિનાના વૃક્ષને છોડીને ચાલ્યાં જાય છે;
ફળ ઝાડ પર પંખી તણાં સંગીત સુરો સંભળાય છે,
નિષ્ફળ થતાં નાતો ગયો પંખીગણો ઉડી જાય છે. ૪

સ્વારથ સર્યે સારો કહે સજ્જન કહે
મુખ મિત્ર કહી મલકાય છે,
જ્યારે સરે ના સ્વાર્થ ત્યારે દોસ્ત દુશ્મન થાય છે;
હાથી તણા હુદ્દા ધરે, પછી ખર સદા તૈયાર છે,
રોતો ન હસતો કાગ તું સ્વારથ તણો સંસાર છે. ૫

( લીંબડી તા ૨૭-૧૦-૪૬ )



અનાસક્તિ કર્મયોગની મૂર્તિ
મહારાજા કૃષ્ણકુમારસિંહજી-ભાવનગર

સીતાને ઘોર જંગલમાં, અમે પુત્રો જણાવ્યા છે,
કૃષ્ણને ભીલને બાણે, અમે વનમાં હણાવ્યા છે.

કલમ ધ્રૂજે કથા લખતાં, અમારી પાપ પોથીની,
મહાત્મન સંત મોહન પર, અમે ગોળી ચલાવી છે. ૯

હજુ હનુમાનની પેઠે, અમારાં હૃદય કો ચીરે,
રૂધિરમાં અસ્થી રગરગમાં, હૃદયમાં કૃષ્ણની મુર્તિ. ૧૦

નવાં પ્રસ્થાનની વેળ, વળી વરસાદ રીસાયો,
મનાવી . મેઘરાજાને, મહારાજા પછી જાજો. ૧૧

પડી છે ટેવ વર્ષોથી, બાળને બાપુ કહેવાની,
અવર કો બાપુ તમ જેવા, બતાવીને પછી જાજો. ૧૨

તમારા ગુણની ધુના, રૂદન કરતાં હવે કરશું,
અમારા હૃદયમાં બાપુ, સદા બાપુ રહી જાજો. ૧૩

કરોડો કાગના વંદન, કૃષ્ણ હું એટલું માગું,
અમારા કોટિ અપરાધો, પ્રથમ ભુલી પછી જાજો. ૧૪

**સમાપ્ત.**